શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ ५

भोजाभक्तकृत

# कविता.

સંશોધન કરી ટીકાસહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

વડોદરા.

સંવત ૧૯૪૬ સન ૧૮૯૦.

કીમત ૧—૦—૦

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા ( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ. તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઈ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

**પ્રાચીનકાવ્યસંગ્રહ** એ નામનાં ગૂજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેકટર ઑફ વર્નાકયૂલર ઇન્સ્ટ્રકશન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઇ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨ ૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે :—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તના બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તી–સ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ-શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઇ

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણુસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થે કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતા-થી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્ય-કર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.<br>
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ<br>
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન<br>
૧૮૯૦, રવિવાર.

મણિભાઇ જશભાઇ.

# भोजाभक्तनुं
# चरित्र.

જે પુરૂષો પોતાના અસાધારણ ગુણોવડે બીજા મનુષ્યભાઇઓ કરતાં કાંઇ વિશેષ યોગ્યતા બતાવે છે તેમનો જીવનક્રમ પણ કાંઈ વિચિત્ર હોય છે. જેમ તેમાંના કેટલાક અર્થ સાધવામાં કે ધર્મ સાધવામાં પ્રખ્યાત થઇ ગયા હોય છે તેમ કેટલાક મોક્ષ સાધવામાં પણ પ્રખ્યાત થઇ ગયેલા હોય છે. અર્થ સાધનારાના આગળ પ્રત્યક્ષ સુખની આશાઓ નાચ કરી રહી હોય છે, તેમના મુખ સામે જોઇ જોઇને તે ઉત્તેજિત થાય છે અને ગમે તેવી અસાધારણ મુશ્કેલીઓને જીતીને સાધ્ય અર્થની સિદ્ધિ કરી પોતાના નામને અમર કરી જાય છે. પણ જ્યારે મોક્ષમાર્ગ તરફ વળેલા માહાત્માઓના જીવનક્રમ સામી દૃષ્ટિ કરીએ છીએ ત્યારે પૂર્વોક્ત અર્થાદિ સાધનારાઓનો અશ્રાંત યત્ન તુરત ઝાંખો પડી જાય છે. હાથમાં આવેલી રિદ્ધિને ફેંકી દેઇને અને શૂન્ય ઉપર નજર ટકાવીને અદૃષ્ટ વસ્તુને મેળવવા પાછળ સદાકાળ એક સરખી રીતે દૃઢતાથી ટકયા રહેવું એ કાંઇ ઓછું પરાક્રમ નથી. " जितंजगत्केन ? मनोहियेन " એ મણિરત્નમાળાના વચનને કોઇ પ્રકારે ખોટું કહેવાય એમ નથી ! ત્રૈલોક્યવિજયી મહાત્માઓ તેજ છે કે જેમણે મન વશ કર્યું છે. અથવા " लिखना पढना चातुरी, तीनो बात सहेल; कामदहन मन बसकरन, गगन चढन मुश्केल. " એ વૃદ્ધોની વાણી સત્ય છે. એટલા માટેજ આપણે જનક, યાજ્ઞવલ્કય, વસિષ્ઠ, વગેરે બ્રહ્મવેત્તાઓ અને શિબિ, મયૂરધ્વજ, નૃસિંહ, વગેરે ભક્તોને વખાણીએ છીએ, અને તેમનાં ચરિત્રને પાવન અને શ્રોતવ્ય માનીએ છીએ. ભક્ત મહાત્માનાં ચરિત્રમાં સર્વથી અદ્‌ભુત વસ્તુ તે હોય છે કે જે બીજાથી બનવી કઠણ છે. ભર્તૃહરિ કહે છે કે, " જ્યારે આપણે ફાટેલી લંગોટીને પણ તજી શક્તા નથી ત્યારે યોગીઓ સમૃદ્ધિને તજી નીકળ્યા છે માટે તેમને ધન્ય છે ! " શંકરાચાર્ય કહે છે કે, " करतलभिक्षातरुतलवासस्तदपिनमुंचत्याशापाशः " " હાથમાં ખાવાનું અને ઝાડ તળે રહેવાનું છે તથાપિ આશાનો ફાંદો છોડતો નથી " પણ જેમણે તે છોડેલો છે એવા પુરૂષનું જીવનચરિત્ર બીજાને બેશક ચમત્કાર ઉપજાવનારૂં હોય એમાં શક નથી. ભોજાભક્ત વિષે જે મુખ્ય નિરૂપણ કરવા જેવું છે તે એજ છે કે તેણે અશાનો ફાંદો તોડી નાખ્યો હતો. ગ્રંથકાર જે

ગ્રંથ કરે છે તેનું વર્તન તે પ્રમાણે હતું કે નહિ તે જાણવાની સહુને સ્વાભાવિક રીતે ઉમેદ થાય અને તેટલામાટે બનતી મેહેનતથી ભોજાભક્તની હકીકત મેળવી તેને ચરિત્રના રૂપે તેના ગ્રંથના આરંભમાં અમે આપવી દુરસ્ત ધારી છે.

ભોજો સાવલિયા કહેવાયછે તેથી માલમ પડે છે કે તેમના વડીલ મૂળ સાવલીમાં રહેનારા લેઉઆ પાટીદાર હશે, પણ તે ઘણા વરસથી કાઠિયાવાડના જેતપર પાસેના દેવકી ગાલોલ નામે ગામમાં જઈ વસ્યા હતા, તેથી ત્યાં તેઓ સાવલિયા કણબી કહેવાતા હશે. એ સાવલિયા કણબીમાંના કોઈ કરશનદાસ નામના કણબીને ત્યાં સંવત્ ૧૮૪૧ માં ભોજા ભક્તનો જન્મ થયો હતો. ભક્તની માનું નામ ગંગાબાઈ હતું. ભોજા સિવાય ગંગાબાઈને કરમણ અને જસો એવા બીજા બે દીકરા હતા અને તે પણ ભોજાના સંબંધથી કરમણ ભકત અને જસો ભકત નામથી ઓળખાતા હતા. કોઇ પૂર્વ સંસ્કાર બળથી કે ગમે તે કારણથી ભોજાનો જન્મ થયો ત્યારથી તે કાંઇ વિલક્ષણ હતા. મોટા થયા તથાપિ તે અન્ન ખાતા નહોતા અને એ પ્રમાણે બાર વરસનું વય થતા સુધી માત્ર એ દૂધ પીને રહેતા હતા. કણબીના કુળમાં ગામડામાં ઉછરેલા આ બાળકને વિદ્યાસંસ્કાર તો ક્યાંથી થાય, પણ મોટી ઉમ્મર થતાં સુધી માત્ર દૂધ પીને નિર્વાહ કરનાર બાળકનું બાલ્યવય પણ શાંત હશે એમ આપણે સેહેજ અનુમાન કરી શકીએ છીએ. આ દૂધાધારી બાળકની ખ્યાતિ ચાલી અને કેટલાક લોકો તેમને પૂર્વના તપસ્વી કહેવા લાગ્યા. એવામાં ગિરનારનો રામેતવન નામનો કોઈ અતિત ત્યાં આવ્યો હશે તેણે આ બાળકનાં લક્ષણો જોયાં અને તેથી તેની માતાને કહ્યું કે, આ બાળક મોટો ભકત થશે તથા તેને દક્ષિણ દેશના રાજા એકવાર બહુ પીડા કરશે પણ પછીથી તેનું ઘણું માન સન્માન કરશે. પછી અતિતે ભોજાને યોગ્ય સાધનનો ઉપદેશ કરી પોતાનો શિષ્ય કર્યો. અને તેને અન્ન ખાવાનો અભ્યાસ પાડ્યો. આ બિના બન્યા પછી ભોજાની ખ્યાતિ વધારે થઈ તથા તેનું લક્ષ્ય (જો કે મૂળથી ઇશ્વર તરફ હતું તથાપિ) ભકિત તરફ વધારે લાગ્યું.

ભોજાની પ્રખ્યાતિને લીધે કેટલાક તેની સેવા કરવા લાગ્યા તથા ગામ પરગામના લોકો પણ તેને સિદ્ધ તરિકે માનવા લાગ્યા. અમરેલી પાસે ફતેહપુર કરીને ગામ છે ત્યાંના કોઈ પુરૂષે તેને ફતેહપુરમાં લાવીને રાખ્યો તથા

તેની સાથે તેના બે ભાઇ અને માતાને પણ તેડી આણ્યા. ભોજાના પિતા તે વખતે ગુજરી ગયા હતા. ભોજાને ફતેહપુર તેડી લાવનાર કદાચ તેનો શિષ્ય જીવરામ હશે એમ અનુમાન થાય છે, કેમકે ફતેહપુરમાં એ તેનો ભાવિક શિષ્ય હતો એમ કેટલીક રીતે જણાયું છે. ફતેહપુરમાં પણ ભોજો ત્યાગ દશામાં રહેવા લાગ્યા. બાર વરસની વયથી ( અથવા જન્મથીજ ) જે ત્યાગી હતા તેને સ્ત્રીનું લગ્ન થવાનો પ્રસંગજ ન હોય તેમ તેમણે લગ્ન કર્યાની વાત અમારા જાણવામાં પણ આવી નથી; ગાત્ર તેમણે બનાવેલા ચાબખામાં સ્ત્રી પરિગ્રહની ઉપાધિ વર્ણવી છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે, કદાચ અતિતની આજ્ઞા ઉપરથી જ્યારે ભોજાએ અન્ન ખાવા માંડયું ત્યારે તેનીજ આજ્ઞાથી લગ્ન પણ કર્યું હોય! પરંતુ એટલા ઉપરથીજ કાંઈ નિર્ણય ઉપર આવી શકાતું નથી. કેમકે ભક્તો અને કવિઓ પોતાને સંબોધીને બીજાને ઉપદેશ કરવામાટે પણ તેમ લખતા આવ્યા છે. ફતેહપુર આવ્યા પછી ભોજાએ તપનો આરંભ કર્યો. આસન વાળીને તે માત્ર માળા ફેરવ્યા કરતા હતા તથા "સોહં સોહં" અથવા "સોહંહંસ" જેને અજપા જપ કહે છે તે કરતા હતા. બાર વર્ષ સુધી એવું તપ તેમણે કર્યું તેટલામાં તેમની ઠામ ઠામ પ્રસિદ્ધિ અને પ્રશંસા થઈ ગઇ. અને કેટલાક મુમુક્ષુ જીવો આવીને તેમના શિષ્ય થયા. તેમની ભક્તિ, તેમની નિષ્ઠા, અને તેમનો દૃઢ ત્યાગ જોઇને સહુ આશ્ચર્ય પામવા લાગ્યા. તપોબળથી તેમને સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે એમ વાત ચાલી અને તે ખ્યાતિ પસરતાં પસરતાં કાઠિયાવાડ દિવાનજી સુધી પોહોચી. તે વખતમાં વિઠ્ઠલરાવ ( વિઠોબા ) દિવાનજી જેમણે કાઠિયાવાડ ઉપર સ્વારી કરી જય મેળવ્યો હતો તે અમરેલીમાં પોતાનું સદર સ્ટેશન કરીને રહેતા હતા. વિઠોબા દિવાનજી જાણે આખા કાઠિયાવાડના રાજા હોય તેવા મનાતા હતા. દિવાનજીને તેવો પુરૂષ આ કળિકાળમાં જાણીને નવાઇ લાગી તેથી તેની પરીક્ષા કરવાનો ઠરાવ કરીને તેમને પોતાની પાસે તેડાવ્યા. ભક્તની શાંતમુદ્રા તથા ભજન જોઇને તેમની ખાત્રી તો થઇ પણ લોકો જે તેમના વિષે ચમત્કારિક વાતો કરતા હતા, તે વિષે તેમને કાંઈ પ્રતીતિ જડી નહિ તેથી તેમને એક ઓરડીમાં પૂરી રાખ્યા અને તેમની વર્તણુંક જોવાને ગુપ્ત માણસોની યોજના કરી. ભગત પોતાને બતાવેલી જગોમાં આસન વાળી બેઠા અને માળા ફેરવવા માંડી. માળા ફેરવતાં હરિકૃપા થઈ અને ઝાડો પિશાબ નાશ પામ્યાં. દિવાનજી દિવસમાં તેમને ત્રણ વાર ભોજન મોકલતા હતા તે

સઘળું ભગત પોતે આરોગી જતા હતા, પણ મળમૂત્રાદિક કરવાની તેમને જરૂર પડતી નહોતી. આ પ્રમાણે પંદરેક દિવસ સુધી પરીક્ષા જોયા પછી દિવાનજીની ખાત્રી થઇ કે, આ કોઈ મહાપુરૂષ છે એમાં શક નથી. તે ઉપરથી તેમણે સભા ભરીને ભગતને બોલાવ્યા અને તેમને પ્રણામ કરીને કહ્યું કે કાંઈ જ્ઞાનવાર્તા કરો. આ સાંભળીને ભગતે કહ્યું કે, અમે જાતે કણબી અને અભણ તેથી આપ જેવાને જ્ઞાનવાર્તા શી કહીએ ? કદાપિ હરિકીર્તન કરીએ તોપણ અમારી વાણી કઠોર તેથી તમને રૂચે નહિ. રામનું નામ એજ મોટો જ્ઞાનોપદેશ છે. દિવાનજીએ ફરીને આગ્રહથી કહ્યું કે, તમે ગમે તેવું બોલશો તેની કાંઇ ચિંતા નથી, અમને કાંઇ ખોટું નહિ લાગે; તમે સાધુ છો તેથી ગાળો દેશો તોપણ અમારે મન તે અમૃતવૃષ્ટિ છે માટે જે બોલવું હોય તે બોલો, અમે આનંદથી સાંભળીશું. ત્યારે ભોજાએ તરતજ બનાવીને એક પછી એક એમ ૧૫૦ ચાબખા કહ્યા. તેમાંના કેટલાક ચાબખા કહેતી વખત તો તેમનેજ ઉદ્દેશીને કહ્યા હોય તેમ તે દિવાનજી તરફ લાંબા લાંબા હાથ કરીને કહેતા હતા. દિવાનજી મોટા શ્રદ્ધાળુ અને ધર્મિષ્ઠ હતા તેથી તેમણે ભોજાનો સત્કાર કરીને પાછા ફતેહપુર મોકલ્યા. ભોજાએ કહેલા આ ચાબખા જો કે તેને લખતાં નહોતું આવડતું તથાપિ પોતે યાદ રાખીને પોતાના શિષ્યોને શીખવ્યા અને તે હજી પણ ઠામ ઠામ તંબુરિયા ભક્તોને મોઢે આપણે સાંભળીએ છીએ. એ બધા ચાબખાનો લખેલો સંગ્રહ કોઈ જગોએ હાથ લાગતો નથી તેથી મળ્યા તેટલા ચાબખા તેવા તેવા ભક્તો પાસેથી સાંભળીને તથા તેમના પરમ ભક્ત શિષ્ય મહન્ત શ્રીલક્ષ્મણ ભક્ત અરજન ભક્ત પાસે એક પુસ્તક હતું તેમાંથી અમે એકઠા કરી આ પુસ્તકને અંતે આપ્યા છે જે ઘણા રસિક અને સારવાળા છે. ( અમરેલીના વકીલ કે જેમનું નામ હાલ જાણવામાં નથી તે તેમના પરમ શ્રદ્ધાળુ ભક્ત છે. તેમણે અમને આ કામમાં સારી મદદ કરી હતી માટે આ જગોએ અમે તેમનો ઉપકાર માનીએ છીએ ). આ વાત જાણી વાંચનારને ભોજાની સ્મરણશક્તિ વિષે આશ્ચર્ય લાગશે પણ એવીજ કથા લોકમાં પ્રચલિત છે. ભોજાને લખતાં આવડતું નહોતું એમ આપણે પાછળ કહી ગયા છીએ, તેમ તેના હાથનું કાંઇ પણ લખેલું તેના મુખ્ય સ્થાનમાંથી કે શિષ્યો પાસેથી મળી શકતું નથી તો આપણે આ વાત માનવા જેવીજ છે કે તે તેણે સ્મૃતિમાંજ રાખેલા હોવા જોઇએ, કેમકે આજની પેઠે તે વખતમાં કોઇ શોર્ટહેન્ડ રાઈટર ( લઘુલિપિ લખનાર ) રિપોર્ટર જેવા પણ નહોતા કે જે

ભોજાના મુખમાંથી નીકળતા અક્ષરોને ઝડપી લેઇને લખી લે. ભોજા સરખા મહાત્મામાં એટલી શક્તિ હોય એ કાંઇ વિશેષ નથી.

ભોજાના શિષ્યોમાં એક જલો ભક્ત કરીને થઇ ગયો છે, જે જાતે લુવાણો હતો. એની પ્રસિદ્ધિ એટલી બધી છે કે જે, તે તરફ જલા અલ્લાના નામથી પ્રખ્યાત છે. જલા ભક્ત કાઠિયાવાડના વીરપુરના રહેવાશી હતા તથા તે પોતાના ગુરૂને વારંવાર પોતાને ત્યાં તેડી લાવતા અને ઘણા દિવસ રાખતા હતા. એ જલા ભક્તને ગુજરી ગયાને આશરે સાત આઠેક વરસ થયાં હશે. ભોજા ભક્તને વીરપુરની જગા પસંદ પડવાથી તે ત્યાં બહુ દિવસ રહેતા હતા.

ભોજા ભક્તના ભાઇને સંતાન થતાં નહોતાં તેથી ભક્તે તેને કહ્યું કે, તારે એક પુત્ર થશે પણ તે તારા કામમાં આવશે નહિ; મારા કામમાં આવશે. અર્થાત્ સંસારમાં જીવ રાખનારો નહિ થાય પણ ભક્ત થશે. ભક્તના વચનથી તેને અરજણ ભક્ત કરીને એક પુત્ર થયો તે ઘણો ગ્નાની હતો. અરજણ ભક્તનો દીકરો લખમણ ભક્ત છે તે હાલ તેમની ગાદીએ છે.

ભોજા ભક્તે આગમચથી પોતાનું મરણ જાણ્યું હતું, તે વિષે એક પદ પણ આ પુસ્તકમાં છે. એમાં લખે છે કે, "હવે છેલ્લી વેળાના રામરામ રે" તે ઉપરથી લાગે છે કે, તે વખતથી તે પોતાનું મરણ નક્કી કરીને ફતેહપુરથી નીકળીને વીરપર ગયા હશે. ભોજો ભક્ત ફતેહપરથી વીરપર ગયા ત્યારે કહેતા ગયા હતા કે હવે હું ફતેહપર નહિ આવું પણ વીરપરમાં દેહ છોડીશ; એજ પ્રમાણે તેમણે વીરપરમાં સંવત ૧૯૦૬ માં દેહ છોડી. દેહ છોડતી વખતે તેમની ઉમર ૬૫ વરસની હતી. વીરપરમાં ભોજા ભક્તનું દેવળ છે ત્યાં તેમની પાદુકા પૂજાય છે.

ફતેહપરમાં પણ રામ, લક્ષ્મણ અને સીતાનું દેવળ નવું કરેલું છે તેની નજીક ઓરડામાં ભોજા ભક્તની ગાદી છે. ત્યાં ખાટલા ઉપર ભક્તના માથાનું એકર ( ફેંટો ) જે પોતે બાંધતા હતા તે તથા તેમની માળા મૂકેલાં છે, અને તેના સેવકો તેને નમે છે.

ભોજાના સેવકો તે તરફ ઘણા છે. એના ચાબખાને લીધે આખા કાઠિયાવાડમાં અને ગુજરાતમાં તે પ્રખ્યાત છે. જેમ સામળનો છપ્પો, દયારા-

મની ગરબી, પ્રીતમનાં પદ, નૃસિંહ મેહેતાનાં પ્રભાતિયાં, ધીરાની કાફીઓ, તેમજ ભોજાના ચાબખા વખણાય છે. ભોજાના કરેલા ગ્રંથોનો કાંઈ સંગ્રહ જણાતો નથી અથવા તેણે તેવું કાંઇ કરેલું પણ ભાગ્યેજ હશે. તે વખતો વખત છૂટક પદ બોલતો હશે તે મુખપાઠ કરીને તેમાંનાં કેટલાંક પાછળથી લખાયલાં હશે એમ અનુમાન થાય છે. ભોજાની બનાવેલી કવિતાના સંગ્રહનુ એક પુસ્તક અમે ભોજાના મંદિરમાં તેમના પરમ ભક્ત શિષ્ય મહંત લક્ષ્મણ ભકત પાસે જોયું તેમાં છૂટક પદ વગેરે છે.

ભોજાના જીવનક્રમ ઉપરથી માલમ પડે છે કે તેનું જીવન એક સરખી રીતે ભક્તિભાવમાં વહ્યું ગયું છે, તથા તેમાં કાંઈ જાણવા લાયક ફેરફાર થયા નથી. તેનો જન્મ દેવકી ગાલોલ ગામમાં થયો, જીવન ફતેહપુરમાં ગાળ્યું અને મૃત્યું વીરપુરમાં થયું, એમ ત્રણ અવસ્થાઓ તેણે ત્રણે જગોએ ગાળી છે. જાતે સાદો તથા આડંબર વિનાનો હોવાથી તે લોકપ્રિય થઈ પડયો હશે, એમ લાગે છે. કર્મ ધર્મને તજીને એક હરિભજન કરવાનો તે ઉપદેશ કરતો હતો તેથી તથા શૂરવીર પેઠે સંસાર તજી દેવાથી, લોકાપવાદની દરકાર ન રાખવાથી, અસાધારણ પ્રેમ રાખવાથી અને મૃત્યુ થતા સુધી પણ ભક્તિના માર્ગમાંથી ન ચળવારૂપ દ્રઢતા રાખવાથી નિરંજન નિરાકાર બ્રહ્મને પામી શકાય છે એમ તે કહેતો હતો તેથી તે તરફ ઘણા લોકનું વલણ થયું હશે એમ લાગે છે. યોગ એ એક ભક્તિનું અંગ છે એમ માની જ્ઞાન ભક્તિને એકત્ર કરી ભજનાર ભક્તોમાંનો ભોજો એક હતો. ગૂજરાતમાં જેવા કુબેરપંથી, માધવગર, વગેરે જ્ઞાનનું કથન કરનારા થઇ ગયા છે તેમના જેવા ભોજા ભકતને પણ માનવા. ફેર એટલો કે પેલાઓએ જૂદો પંથ ચલાવ્યો છે અને ભોજાને કાંઇ તેમ કરવાનો આગ્રહ નહોતો, અને એટલામાટેજ આપણે ભોજાને વખાણીએ છીએ.

---

# ग्रंथविवेचन.

સાહિત્યના ગ્રંથો લખનાર કવિ તરિકે વખણાયલા ભક્ત દયારામભાઇએ જેમ ભકિતમાર્ગની કવિતા કરી છે, તેમ ભોજાભકતે જ્ઞાનમાર્ગની કવિતા કરી છે. જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય તથા ભેગો યોગ પણ ભોજાભકતે વિધવિધ પ્રકારનાં પદોમાં ગાયો છે. ભોજાભક્તની વાણી સાદી અને મધુર છે પણ કેટલીક જગોએ અર્થની ગહનતાને લીધે તથા કેટલીક જગોએ ગ્રામ્ય શબ્દોની ભરતીને લીધે ક્લિષ્ટ જેવી દેખાય છે. ભોજાભકતે કવિતામય ગ્રંથ બાંધવાનો આદર કર્યો હોય એમ જાણવામાં નથી. તથા પાછળ ચરિત્રમાં જોઇ ગયા તેમ તે ભણેલા પણ નહોતા, તથાપિ ઈશ્વરકૃપાથી તે મહાત્માને મુખે અનેક જાતના રાગનાં પદ, ધોળ, કીર્તન, હોરીઓ, ધમાર્ય, ગોડીઓ, વગેરે ઉતર્યા છે અને તેના ભક્તોએ તે સઘળાંનો નહિ તો કેટલાકનો સંગ્રહ કર્યો છે, જેમાંથી આ પુસ્તક નિર્માણ થયું છે.

ભોજાભક્તના જે પુસ્તક ઉપરથી આ ઉતારો કરવામાં આવ્યો છે તેમાંનો ક્રમ બનતા સુધી ફેરવ્યો નથી, તેમ તેની ભાષા, જોડણી, વગેરેમાં પણ ઝાઝો ફેરફાર કર્યો નથી. ભોજાની વાણી જ્ઞાનોપદેશના રહસ્યવાળી છતાં તેમાં ગ્રામ્યતા જોઈ કોઇને શંકા થશે કે, સંશોધન કર્ત્તાએ તે કેમ સુધારી નહિ હોય ? સંશોધન કરનારની જે સત્તા અમે સમજીએ છીએ અથવા જે અમે માન્ય કરી છે તેને અનુસરતુંજ સંશોધન કરવાનો અમે રિવાજ રાખ્યો છે. ચરિત્રમાં જણાવ્યા પ્રમાણે ભોજાભકત જાતે કણબી, તે પણ ગામડાના અને તેમાં વળી કેળવણી પામ્યા વિનાના, એટલે તેમની ભાષા સંબંધી કાંઇ વિશેષ લખવું અમે ઉચિત ધારતા નથી. તેમની ભાષામાં બીજાની પેઠે પ્રૌઢ સંસ્કૃત શબ્દોના ડુંગર ઓળંધવાના નથી પણ રૂઢ દેશ્ય શબ્દોની ગલીકૂંચીઓ કે સાંકડી નાળોમાંથી પસાર થવાનું છે ખરૂં. બ્રહ્માનંદમાં મસ્ત થયેલા મહાપુરૂષને ભાષારૂપ વૈખરી વાણી સાથે શું લાગે વળગે કે તે તેને વળગી રહે ? તેવા પુરૂષોના ભાષા સંબંધી વિચાર કોઇ વિચિત્રજ હોય છે. જેમ અખો કહે છે કે:—

" ભાષાને શું વળગે ભૂર "
" જે રણમાં જીતે તે શૂર "
" સંસ્કૃતમાં શું આવી ગયું "
" શું પ્રાકૃતથી નાશી ગયું ? "
" બાવનનો સઘળો વિસ્તાર "
" અખા ત્રેપનમો જાણે પાર. "

આવી રીતે ભાષા કરતાં અર્થ ઉપર વધારે લક્ષ્ય હોવાથી પોતાનો મનોગત અર્થ બીજા યથાકથંચિત્ જાણી શકે ( અથવા તેટલુંય શું કરવા ? પોતેજ સમજીને આનંદ પામે ) એવી ભાષામાં તે પોતાનાં અદ્વૈત વ્યાખ્યાન ચલાવ્યા જાય છે--પરબ્રહ્મના ગુણાનુવાદ ગાયા કરે છે ! ભોજાને ભકતજનોનો પ્રસંગ વધારે અને ભકતો તીર્થવાસી હોવાથી તેમની હિંદીભાષાનો તેણે ગુજરાતીમાં ભેળ કર્યો છે. શુદ્ધ હિંદીભાષાનો નહિ પણ જે ભાષા વેરાગી અને સાધુસંત બોલે છે તે ભાષા ગ્રંથમાં આપણે જોઈએ છીએ. જેમ " સંતો દિયા રે અગમપર ડેરા ૪૦" એકજ પદમાં એક ચરણ હિંદી તો બીજું ગુજરાતી તો ત્રીજામાં હિંદી ક્રિયાપદનું રૂપ અને ગૂજરાતી વિભકિતનું રૂપ એમ ખીચડો પણ કંઈ કંઈ થયો છે.

કેટલીક વખત એમ પણ બને છે કે, કવિએ કાંઇક ગૂઢ અર્થ શુદ્ધ વાણીમાં કહ્યો હોય પણ તે અર્થને ગ્રહણ કરવાની શકિત વિનાના શ્રોતાઓની પરંપરામાં તે વાણી એવી રીતે બદલાઇ જાય છે કે, મૂળ કર્ત્તાના કયા શબ્દો હશે તે શોધવું મુશ્કેલ પડે છે. આ બાબતનો ખુલાસો કરે એવું એક રમુજી પદ આપણે કોળી વગેરે લોકો પાસેથી સાંભળીએ છીએ કે, " વાહાલે મારે મૂળમાંથી મોભ ઊચકાવીઓ, હવે વળિયોનું શું ગજું રે. " જ્યારે ખરૂં પદ આ પ્રમાણે છે:—

" વાહાલે મારે મૂળમાંથી મોહ ઉપજાવિયો, હવે અબળાનું શું ગજું રે. "

તેમજ, "રાધાજીને કાને ઝાલ ઝબુકે" એટલે રાધાજીને કાને ઝાલ નામનું ઘરેણું ઝળકી રહ્યું છે. એને બદલે "રાધાજી ને કાન ઝાલર બૂકે" એટલે રાધાજી તથા કાન એટલે શ્રીકૃષ્ણ ઝાલર બૂકે એટલે વાલ ફૂકે છે એમ સાધારણ લોકો બોલે છે. કેટલો અપભ્રંશ ! ભોજા જેવા ભકતો પાસેથી મોઢે સાંભળીને ઉતારો કરનાર જો સારો વિદ્વાન ન હોય તો તેના બોલેલા બોલ સિવાય બીજું શું લખે ? અને તેનો અર્થ પાછળના વિદ્વાનો પણ શો ગ્રહણ કરે ? અમારૂં કહેવું એમ નથી કે, આ કવિતાના સંગ્રહમાં સર્વથા તેમ બન્યું છે પણ કોઇ કોઇ જગોએ ઘણા કલેશથી અર્થ કાઢવાની જરૂર પડી છે તથા એક બે જગોએ તો અર્થ કાઢવો ફાવ્યો પણ નથી.

ભોજા ભકતે આ ગ્રંથમાં મુખ્યત્વે કરીને બ્રહ્મોપદેશ કર્યો છે, અને ઘણાં ખરાં પદ જોવાથી જણાય છે કે વેદાંત પ્રતિપાદ્ય બ્રહ્મનું સ્વરૂપ તેણે વર્ણ્યું છે. તેણે જીવન્મુક્તનાં લક્ષણ બતાવ્યાં છે, બ્રહ્મજ્ઞાનનાં સાધન બતાવ્યાં છે, વૈરાગ્યોત્પાદક બોધ કર્યો છે, નિત્યાનિત્યનો વિવેક કરી બતાવ્યો છે, શમાદિ ષટ્ સંપત્તિનાં સ્વરૂપ વર્ણ્યાં છે, મુમુક્ષુને આગળ વધવાનો માર્ગ બતાવ્યો છે, એ સર્વ વેદાંતશાસ્ત્રનોજ અનુવાદ છે. પણ આ કાંઇ પ્રક્રિયા ગ્રંથ નથી કે તે સર્વ તેમાં ક્રમપૂર્વક સ્પષ્ટ રીતે વર્ણાય ! આ તો ભક્તના હૃદય-સમુદ્રના ઉછાળાની લેહેરો છે. તેથી તેમાં સાંખ્યની સાથે યોગનું પણ વર્ણન છે. સબીજ નિર્બીજ સમાધિનાં સ્વરૂપ કહ્યાં છે, યોગની ભૂમિકાઓ કહી છે, વિક્ષેપની સામે ટકી રહેવાને યોગ્ય દૃઢતા રાખવાનો ઉપદેશ કર્યો છે, ગુરૂને શરણે જવાનો તથા તેનું ધ્યાન કરવાનો ઉપદેશ કર્યો છે, ઇંદ્રિયોનો નિગ્રહ રાખવાનો ઉપદેશ કર્યો છે અને ધ્યાનાદિ સિદ્ધિને અર્થે તથા ચિત્તની શુદ્ધિને અર્થે ઇશ્વરની ભકિતરૂપ ઉપાસના પણ કહેલી છે. ભકિતમાં પણ તેમણે શ્રવણ, કીર્તનાદિ ભકિત કહી છે તથાપિ પ્રેમલક્ષણા ભક્તિ બહુ પ્રકારે ગાઈ છે.

ભોજાની વાણીમાં સહુથી વધારે ચિત્તાકર્ષક તથા જેથી કરીને તે આખા ગૂજરાતમાં જાણીતા થયા તે, તેના ચાબખા છે, જેમાંના ઘણાક અમે આ ગ્રંથને છેડે આપ્યા છે. ભોજાના ચાબખા તે જાણે અજ્ઞાની જીવને ઉપ-દેશની ચાબખો છે. ગરીબ ભકતોના વેષવાળાં ભીખારી હાથમાં તંબુરો લેઇને સારા સ્વરથી ભોજાના ચાબખા ગાતાં ગાતાં ઘેર ઘેર ફરે છે તે કોના

જોવામાં નથી આવ્યું ? તંબુરો એ કળિયુગની વીણા છે એમ કહે છે અને કબીર, ભોજો, વગેરે ભક્તના અનુયાયીઓ તેને લેઇને પોતાનાં પદ ગાય છે. તાળ તંબુરો એજ તેમનું મુખ્ય સાજ છે, અને તે પદ પણ તેને ઘટતાં આવે તેવાંજ હોય છે.

ભોજાભકતે ચાબખા બનાવ્યા તે પેહેલાં એ રાગનાં પદ ગવાતાં હશે કે કેમ એ વાત વિચારવા જેવી છે. પણ એટલું તો ખરૂં કે ભોજાના પેહેલાંના ચાબખા કોઈ ભક્તના કરેલા હજી સુધી પ્રસિદ્ધિમાં આવ્યા નથી ભોજા ભકતે પ્રભાતિયાં કર્યાં છે તે નૃસિંહ મેહેતાનાં પ્રભાતિયાંના જેવા ઢાળનાં છે તથાપિ અમારે કહેવું જરૂર છે કે નૃસિંહમેહેતાના જેવું તેમાં માધુર્ય નથી; જો કે જ્ઞાનોપદેશમાં તે તેના કરતાં કોઈ વાતે ઉતરતાં પણ નથી.

ચાબખા એ છૂટક છૂટક બોધરૂપ પદ છે, પણ આખ્યાનરૂપે સમગ્ર ગ્રંથ જો ભોજાએ કોઇ કરેલો જાણવામાં આવ્યો હોય તો તે સેલૈયા આખ્યાન અને ભકતમાળ છે. વળી બ્રહ્મબોધ કરીને એક ગ્રંથ કર્યો છે તે પણ આમાં દાખલ કર્યો છે. એ ત્રણે ગ્રંથ કડવાબંધ છે. પેહેલાનાં ૫, બીજાનાં ૬, અને ત્રીજાનાં ૩ કડવાં છે. એ સિવાય પ્રભાતિયાં, સરવડાં, ઘોળ, કાફી, સંદેશાની ગરબીઓ, હોરીઓ, ગોડીનાં પદ, અને બીજાં જૂદા જૂદા રાગમાં અનેક કીર્તન છે. કીર્તનોમાં એક જગોએ 'કાચબા કાચબીનો સંવાદ' વર્ણ્યો છે તે રમણિક છે. કક્કો, તિથિઓ, વાર, માસ, વગેરે પણ ભોજાએ ગાયાં છે.

ભોજાની વાણીનો ઘણો ભાગ તેવા તેવા અનુભવીઓને ઝટ લક્ષ્યમાં આવે એવો છે. કેમકે તેણે જે જે ગાયું છે તે માત્ર પોતાના મનને રીઝવવાને ગાયું છે તેથી તેનો પૂર્વાપર ક્રમ જાળવવાની અથવા આદિથી અંતનો સંબંધ ઘટાવવાની દરકાર રાખી નથી. તેણે જે જે દૃષ્ટાંતો આપ્યાં છે તે ભકતમાળ જાણનાર સિવાય બીજાને ભાગ્યેજ સમજાશે, તેમ તેણે જે જે સાંખ્યયોગ જેવું કથન કર્યું છે તે પણ તે તે વિષયમાં પ્રથમ માહિત થયા વિનાનાને કવચિતજ રૂચિકર લાગશે. અમે બનતી કોશીશથી ઘટે ત્યાં ખુલાસા કર્યા છે ખરા તથાપિ જેના એક વાકયને યથાર્થ સમજાવવાને આખો ગ્રંથ લખવો પડે ત્યાં અમારે ગ્રંથવિસ્તારભયથી ટુંકાવવાની જરૂર પડી છે. આ ઉપરથી ભોજાની વાણીની ગહનતા, તેનો મહાન્ અનુભવ, અને તેની દૃઢ ભકિત વાંચનાર જોઇ શકશે.

# भोजाभक्तनी वाणी.

---

## બાવનાક્ષર.

હે ગુરૂ ગણપતિ લાગું પાય, કરો કૃપા તો કવિતા થાય,
શીશ તમારે ચરણે ધરૂં, અક્ષર તો બાવન આદરૂં;
રેરા મમાની નાખું સહી, કૃષ્ણ સમરતાં પામ્યા કંઇ,
પ્રેમ ભક્તિશું કરો પસાય, હે ગુરૂ ગણપતિ લાગું પાય. ૧

ભણે ભણ્યા નવ જાણે ભેદ, મરની! વાંચે ચારે વેદ,
ગુરૂગમ વિના શીખે ને ગાય, તેનું જીવપણું કદી નવ જાય;
સમજવું બાવનની વાર, ત્રેપનમો ઉતારે પાર,

---

૧ બાવનાક્ષર–પચીશ સ્પર્શ, ચાર અર્ધસ્વર, ત્રણ ઉષ્મ, એક મહાપ્રાણ, ળ, ક્ષ, જ્ઞ, અને સોળ સ્વર મળીને બાવન અક્ષર ગણેલા છે. તે પ્રત્યેક અક્ષરને આરંભમાં લાવીને એક એક પદ્ય કરવું તેને બાવનાક્ષર કહે છે. હિંદીમાં કિસનબાવની, ભીખજનબાવની, વગેરે ઘણી બાવનીઓ છે. તેજ પ્રમાણે ગુજરાતીમાં પણ અખા, પ્રીતમ, ભોજો, વગેરે ઘણા કવિઓએ બાવનીઓ લખી છે. કેટલીક બાવનીઓમાં પદ્યનો આદ્યક્ષર અનુક્રમે એ બાવનમાંનો આવે છે, અને કેટલીકમાં કક્કો, ખખ્ખો, એ અક્ષરોને સંબોધન કરીને ઉપદેશાદિ કહેલાં હોય છે. રેરા ઇ૦—એ બાવન અક્ષરોમાં र તથા म અક્ષરની સહી (કબૂલત) નાખું છું. તાત્પર્ય કે એ અક્ષરોમાં राम શબ્દ રહેલો છે માટે તથા તે અક્ષરોથી થયેલા 'કૃષ્ણ' શબ્દના સ્મરણથી કંઇ (કેટલાક) (મુક્તિ) પામ્યા છે, માટે એ અક્ષરોનું હું કથન કરૂં છું. પસાય (પ્રસાદ)–કૃપા.

મોટું મીડું વિધિનિષેધ, ભણે ભણ્યા નવ જાણે ભેદ. ૨
બે આંટી તો છૂટે કેમ, કર્મધર્મ બંધાણાં એમ,
સમજ્યા વિના જે આદરે, પુણ્ય ખાય ને પાછો પડે;
જપ તપ તિરથ વૃત ને જોગ, ભક્તિ વિનાના સર્વે રોગ,
જેમ જેમ ભટકે ભરમે તેમ, બે આંટી તો છૂટે કેમ. ૩
એ ગુણ પાડ તું ભૂલી ગયો, કૃતઘ્ની તું કેમજ થયો,
શું કહી આવ્યો શું આદર્યું, મૂળગું ખાતું માથે ધર્યું;
જો છૂટયાનો કરચ ઊપાય, (તો) સદ્દગુરૂ સંતને મળીએ ધાય,

---

૨ ભણે ઇ૦—ઘણા જણ ભણે છે ખરા પણ માત્ર ભણવાવડે તેઓ ભેદ જાણતા નથી. મરની—છોને! સમજવું ઇ૦—પરોક્ષ જ્ઞાન મેળવવું હોય તેને તો બાવન અક્ષર ઓળખવા જેટલીજ વાર છે. અર્થાત્ સઘળાં શાસ્ત્ર બાવન અક્ષરવડે જાણવામાં આવે છે. પણ જેને પાર ઉતરવું હોય તેને તો પ્રત્યક્ષ જ્ઞાન મેળવવું જોઇએ. એ પ્રત્યક્ષ જ્ઞાન એ ત્રેપનમો અક્ષર છે. તાત્પર્ય એ છે કે જ્ઞાન રૂપ પરમાત્મા બાવન અક્ષર રૂપ વૈખરીની વાણીથી જાણવામાં આવતો નથી; માત્ર પરા વાણીથીજ ગમ્ય છે. કોઈ તો તેને પરાથી પણ પાર (પરાપાર) કહે છે. માટે બાવન અક્ષરરૂપ શાસ્ત્રોનો વિસ્તાર શોધવો પડ્યો મૂકીને અનુભવ ગમ્ય ત્રેપનમા અક્ષરરૂપ પરમેશ્વરને શોધો, કેમકે તેજ પાર ઉતારે એવો છે. મોટું ઇ૦—બાવન અક્ષરરૂપ શાસ્ત્ર જાણનાર જેને વિધિનિષેધરૂપ શાસ્ત્ર કહેછે તે મોટું મીડું છે.અર્થાત્ વિધિનિષેધ એ અજ્ઞાનજન્ય છે.

૩ બે આંટી ઇ૦—યજ્ઞાદિક કર્મ અને વિધિ નિષેધ આદિક ધર્મ એ બે આંટીઓમાં બધા બંધાયા છે, તે બે આંટીઓ કેમ છૂટે? સમજ્યા વિના જે કર્મ આદરે છે તે સ્વર્ગ લોકમાં જઇને પોતાનું પુણ્ય ખાય છે–પુણ્યનું ફળ ભોગવે છે (અને તે થઈ રહે છે ત્યારે પાછો નવાં કર્મ કરી નવું પુણ્ય સંપાદન કરવાને) પાછો પડે–ફરી જન્મ ધારણ કરે છે. જુઓ ભગવદ્ગીતા અધ્યાય ૯ મો "તેતંभुक्त्वास्वर्गलोकंविशालंक्षीणेपुण्येमर्त्यलोकंविशंति। एवंत्रयीधर्ममनुप्रपन्नागतागतंकामकामालभंते"–" તેઓ (કર્મ કરનારા) વિશાળ સ્વર્ગ

અજ્ઞાનપણામાં ઊંઘી રહ્યો, એ ગુણપાડ તું ભૂલી ગયો. ૪

નન્નો વિંટાળ્યો સહુને કરે, જે કોઇ આવી દ્વાર ઉતરે,
કમાડ દઇને કરપી ખાય, આંગણુ આવ્યો અમથો જાય;
મારી માયા હું સહુ ધણી, તન પોખ્યાની ત્રેવડ ઘણી,
પશુની પેરે પેટજ ભરે, નન્નો વિંટાળ્યો સહુને કરે. ૫

મહિમા મૂળ તેં જાણ્યો નથી, જડ ચૈતન્યમાં એની રતિ,
બોલણહારો દીસે એક, જોવામાં જૂજવો વિવેક;
જીવશિવની જડે જો જાત, (તો) નજરે નાવે નવલી ભાત,
વેદપુરાણમાં જેની કથી, મહિમા મૂળ તેં જાણ્યો નથી. ૬

ચારે ચોકડી ઇકોતેર, ઇંદ્રરાજા કરે અંધેર,

---

લોકને ભોગવીને જ્યારે પુણ્યનો ક્ષય થાય છે ત્યારે પાછા મૃત્યુ લોકમાં આવે છે, એ પ્રમાણે વેદોક્ત કર્મ માર્ગને અનુસરનારા અને વિષયાભિલાષી પુરૂષોને આવાગમન પ્રાપ્ત થાય છે." ભટકે-( શાસ્ત્રાદિ માર્ગમાં ). ભરમે-ભરમાય.

૪ એ ઇ૦-ઇશ્વરે તને મનુષ્ય જન્મ આપીને જે ગુણપાડ ( ઉપકાર ) કર્યો છે તે તો તું ભૂલી ગયો ! એ ઉપકારના બદલારૂપ ભક્તિ જો તું કરે નહિ તો તું કૃતઘ્ની કહેવાય. એમ છે માટે કહે છે કે,-તું કૃતઘ્ની કેમ થયો ? કહી આવ્યો-( ગર્ભવાસમાં ). ગર્ભવાસના દુઃખમાંથી છુટવાને તેં ગર્ભાવસ્થામાં ઇશ્વરની ભક્તિ કરવારૂપ પ્રતિજ્ઞા કરી હતી તે કેમ ભૂલી ગયો ? એ ભાવ છે. મૂળગું-આખું-બિલકૂલ. ખાતામાં તેં કાંઇજ વસુલ ન આપ્યું-જમેજ રહેવા દીધું. કરેલી પ્રતિજ્ઞામાંથી એકકે પણ ન પાળી ! ધાય-ધાઇને.

૫ તું દાન આપતો નથી તે વિષે કહે છે: નન્નો ઇ૦-જે કોઇ તારે બારણે આવે તે સહુને કરે ( હાથમાં ) તેં નન્નો વીંટાળ્યો છે-સહુને તું ના કહે છે. સહુ-સહુનો.

૬ મહિમા ઇ૦-તેં મૂળનો ( અદ્વિતીય પરમાત્માનો ) મહિમા જાણ્યો નથી, એની રતિ ( પ્રીતિ ) જડ અને ચેતન બંનેમાં છે. અર્થાત્ તું જો તેને

(એવા) ચૌદ મનુજ એમ ચાલ્યા જાય, તહીં એક દિવસ બ્રહ્માનો થાય;
એવા ૩૪ ક્રોડ બ્રહ્મા આવટે, તહીં આ જીવને ચોરાશી મટે,
મનુષ્યાદેહ ના આવે વેરવેર, ચારે ચોકડી ઇકોતેર. ૭

પછે આવ્યો કુંડાળી ફરી, ભયી જુવાની ભૂલ્યો હરિ,
ધ્રાણો નથી હજી ઢોકળે, મા'લ્યો છે જીવ બહુ મોકળે;
બંધન વિના બળમાં ફરે, કનક કામની દીઠી હરે,
તે એ ચોરાશી માથે ધરી, પછે આવ્યો કુંડાળી ફરી. ૮

અમ મન ભાવ્યા તે નર ભલા, બીજા કંઈ કંઈ ખાયછે ખલા,
એકે લાભ સવાયા લિયા, બીજા આવીં અમથા ગિયા;
કોઇ કોઈ સમશેર કાઢી વળ્યા, ઘરબેડી ભાગી નીકળ્યા,

---

જાણે તો જડ અને ચેતન સર્વેમાં તે એકજ આત્મા તને દેખાશે. બોલણહારો—જેની સત્તાથી બોલી શકાય છે તે. જોવામાં ઇ૦—માત્ર જોવામાં જૂદી જૂદી આકૃતિઓ આવે છે. જીવ ઇ૦ જો જીવ અને શિવની જાત જડે—જીવ શું છે અને શિવ શું છે તે જાણુવામાં આવે. નવલી ઇ૦—નવીન નવીન ભાંતિ તારી નજરે આવે નહિ. અર્થાત્ જીવ અને આત્માનું તત્વ જાણુવાથી જગતનાં જૂદાં જૂદાં રૂપનું મિથ્યાપણું તને સમજાશે. વેદ ઇ૦—એ વાત વેદ અને પુરાણુમાં કથી ( કહેલી ) છે તે તું જો.

૭ ચારે ઇ૦—ચાર યુગની એક ચોકડી કહેવાયછે. અવેર—વ્યવસ્થા. ઇકોતેર ચોયુગી વીતતાં સુધી ઇંદ્ર તેની વ્યવસ્થા કરે છે—ઇંદ્ર એટલા કાળસુધી રાજ્ય કરે છે.—એટલા કાળ સુધીને એક મન્વંતર કહે છે. એવા ચૌદ મન્વંતર થતાં બ્રહ્માનો એક દિવસ વીતે છે. તેટલાજ કાળને બ્રહ્માની રાત્રી કહે છે. એવાં બ્રહ્માનાં સો વર્ષ વીતે ત્યારે એક બ્રહ્મા થાય છે. એટલા કાળને કલ્પ કહે છે. ૩૪ ક્રોડ—સાડાત્રણુ કોટિ. આવટે—અવટાઈ જાય—નાશ પામે. તહીં ઇ૦—ત્યારે આ જીવને ચોરાશી ( ચોરાશી લાખ જાતિમાં જન્મ મરણુ લેવાપણું ) મટે. અને તેમાં પણુ મનુષ્યનો દેહ વેર વેર ( વારંવાર ) નથી આવતો.

૮ કુંડાળી—જન્મમરણુરૂપી ચક્ર. ભયી—થઈ. દીઠી હરે—જેની જુએ તેની લેઈ લે.

જેણે સદ્‌ગુરૂજીના પકડ્યા પલા, અમ મન ભાવ્યા તે નર ભલા. ૯

મ ડરે કાં વર્ષ જ્યારે થયું, જરા પૂગી ને જોબન ગયું,
પચાસ મેલી પળિયો વન, પછે આવ્યા સાઠ્યુંના દિન;
શાઠ ! ફૂટ ! બૂઢા એમ સૌકો કરે, લાજ મેલી વહુ ને દીકરે,
વળતો પછે તે કૂટે હયું, મ ડરે કાં વર્ષ જ્યારે થયું. ૧૦

ઉકાશણાં કરવાને સહુ, મરવા ટાણે મળિયું બહુ,
માંચા ત્રોડ મરે તો ઠીક, તોય બહુનામીની નાʼવી બીક;
જરા જોબનનું ભાગ્યું જોર, પકડી ચાલ્યા ચારે ચોર,
જમરાજા તો લેખે સહુ, ઉકાશણાં કરવાને સહુ. ૧૧

સમર્યો નહિ જેણે શ્રીપતિ, પછે મનુષ્યા દેહ પામ્યો નથી,

---

૯ અમ ૦—તે માણસ અમારા મનમાં ભલા ભાવ્યા છે, અને બીજા કંઇ કંઇ ખલા (ખત્તા) ખાય છે. કયા માણસો ભાવ્યા તે કહેછે: એકે છ૦—જેણે સવાયો લાભ લીધો તે–મનુષ્યજન્મનું સુખ મેળવવાની સાથે પરલોકનું સુખ સંપાદન કર્યું તે. ખત્તા કોણ ખાયછે તે બતાવેછે: બીજા છ૦—બીજા કેટલાક લાભ નથી મેળવતા પણ જન્મ ધરીને કાંઇ પરમાર્થ ન સાધતાં એમને એમ મરી જાયછે. કહ્યું છે કે "धर्मार्थकाममोक्षाणांयस्यैकोपिनविद्यते। अजागलस्तनस्येवतस्यजन्मनिरर्थकम्–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર અર્થમાંથી જેનાથી એક પણ સિદ્ધ થતો નથી તેનો જન્મ બકરાની કોટના આંચળની પેઠે નકામો જાયછે." –હિતોપદેશ. સમશેર–વૈરાગ્યરૂપી સમશેર (તલવાર). વળ્યા–(ત્યાગદશા તરફ). ઘરએડી–ઘરરૂપી એડી. પલા–પલ્લો–પાલવ–છેડો.

૧૦ પૂગી–આવી પોહોચી. વન–એકાવન, બાવન, વગેરે પચાસથી સાઠ સુધીનાં વરસ. દન–દિન. વહુને દીકરે–દીકરે અને વહુએ. હયું–હૈયું.

૧૧ ઉકાશણું કરવાને–ઉકાંસવાને. માંચાત્રોડ–(મરનારનું વિશેષણ) ખાટલો તોડતો. સગાંવાહાલાં કહેછે કે હવે આ ખાટલો તોડતો મરે તો ઠીક

મહાઅજ્ઞાની મૂઢ મતિ, અંતે પડિયા અધોગતિ;
પામર નરકે કરે પોકાર, છોડાવો કોઈ સરજનહાર,
દાન પુણ્ય કીધું નહિ રતિ, સમર્યા નહિ જેણે શ્રીપતિ. ૧૨

આપુ કરણીના એ આંકડા, ને કરતા તે ભોગવવા પડ્યા,
કર્મે નાખ્યા નરકે નામ, ને ધર્મે પામ્યા વૈકુંઠ ધામ;
મનુષ્યા દેહના માર્ગ છે બે, શુભ અશુભ ગમે તે લે,
દવરી નિત્ય તે એ બેખડા, આપું કરણીના એ આંકડા. ૧૩

બાવી ત્રેવી ટીલાં કરે, દયા વિનાનું દર્પણ ધરે,
તિલક બનાવી નિર્ખે તન, જાણે થયો હું હરિનો જન;
વંઠેલ પે'રી બેઠા વેશ, ભક્તિ રહી ભક્તિને દેશ,
મન મત તાણી માયા હરે, બાવી ત્રેવી ટીલાં કરે. ૧૪

સૂતાં પાસલા એ વાધે, આડચતણા મારગ છે બે,
ભોળાજનને અસાધ્ય રોગ, ડાહ્યો કમાયો જોગ કજોગ;
બેમાં નહિ કોઈ પામે હરિ, જેણે ભેદાભેદની ભક્તિ કરી,

---

બહુનામીની–ઈશ્વરની. જરા ઇ૦—જરા (વૃદ્ધાવસ્થા) અને જોબન બન્નેનું જોર (મરતી વખતે) ભાગી ગયું. ચારે ચોર–ચાર યમદૂત.

૧૨ અધોગતિ–નરકવાસ. પામર–અધમ–હલકો. છોડાવો ઇ૦—હે સરજનહાર! કોઈ મને છોડાવો. રતિ–લગાર પણ. ૧૩ આપુ ઇ૦–કર્મ ભોગરૂપી આંકડા એ આપ કરણી–પોતાની કરણીના છે. એ આંકડા જે તમે કરતા હતા તે ભોગવવા પડ્યા છે. કર્મે–દુષ્ટ કર્મે. દવરી ઇ૦–(?)

૧૪ બાવી ઇ૦—બાવીશ ત્રેવીશ (અર્થાત્ ગમે તેટલાં–ઘણાંક) ટીલાં કરે અને મનમાં દયાનો લેશ ન છતાં પણ પોતાના મુખ સામું દર્પણ ધરે. અર્થાત્ દર્પણમાં જોઇ ટીલાં કરીને પોતાનામાં દયા ગુણ છે એમ બતાવવાનો દંભ કરે. વેશ– (હરિજનનો–ત્યાગીનો). ભક્તિને દેશ–ભક્તિને ઠેકાણે. મન ઇ૦—મનઃકલ્પિત મત તાણીને માયા (દ્રવ્ય) હરે.

આતમવેત્તા નિર્મત રહે, સુતાં પાસલા એ વાધે. ૧૫

બિજા પાસલની વાધે વેલ, હું ને મારૂં પડતું મેલ,
સર્વ સ્થાનક વ્યાપક હરિ, વિચાર કર્યં તો વસ્તુ ખરી;
જેને આપુ ઉભું છે, તેને પ્રભુ ભાસે છે બે,
નિસ્પૃહી નિર્દાવે ખેલ, બીજા પાસલાની વાધે વેલ. ૧૬

એહી મહીમાં મતિયા ઘણા, પંથ વખાણે પોતાતણા,
એકનું થાપ્યું બીજો હણે, આપોપું આધિકેરૂં ગણે;
સમજ્યા નહિ સનાતન ધર્મ, કો દખળિયા થઈ બાંધે કર્મ,

---

૧૫ સૂતાં ઈ૦—મોહ રૂપી નિદ્રામાં સૂતાં સૂતાં એ ( માયા રૂપી ) પાસલા ( ફાંસા ) વાધે છે. આજ્ઞ ઇ૦—મુક્તિ મળતાં અટકાવ થવાના બે માર્ગ છે. તેં બે માર્ગ કહે છે: ભોળા ઈ૦—ભોળા ( મૂર્ખ ) જનને અસાધ્ય રોગ છે–તેમનાથી સંસાર એવો સત્ય મનાયો છે કે કેમે કરતાં તેમના મનમાંથી સંસારની સત્યતા ટળતી નથી. બીજો માર્ગઃ ડાહ્યો ઇ૦–જે ડાહ્યો છે તે જોગ (હઠયોગ) કમાયો છે તે પણ કજોગ છે. કેમકે તે બનવો કઠણ હોવાથી તેના અધિકારની બાહાર છે. चंचलंहिमनःकृष्णप्रमाथीबलवद्दृढं" –ગીતા. અથવા, ડાહ્યો છે તે જોગ કે કજોગ કરીને દ્રવ્ય કમાયો છે–એટલે તે પણ સંસારથી છૂટતો નથી. અથવા, જોગ કજોગ–વિધિનિષેધ રૂપ દ્વૈત ધર્મને ડાહ્યો ( મીમાંસકાદિ ) કમાયો છે, અને તેથી તેને સ્વર્ગાદિ પ્રાપ્તિ રૂપ સંસાર છૂટતો નથી. માટે કેવળ અજ્ઞાન તથા દ્વૈતરૂપ જ્ઞાન એ બન્ને મોક્ષ માર્ગની આડચ રૂપ છે. બેમાં–ઉપર કહ્યા તે બેમાંથી. ભેદાભેદને ઇ૦–જીવ ઈશ્વરનો ભેદ માનીને ભેદ બુદ્ધિથી ગમ્ય ઇશ્વરની ભક્તિ કરી એવા તે બે ( ઉપર કહેલા ). આતમવેત્તા ઈ૦—જે આતમવેત્તા (બ્રહ્મજ્ઞાની) છે તેઓ તો નિર્મત ( મત વગર ) રહે છે. અર્થાત્ તેઓ એકે પ્રકારનો મત તાણતા નથી.

૧૬ હું ને મારૂં—અહંમમત્વ. વિચાર ઇ૦—જો તું વિચાર કરીશ તો ખરી વસ્તુ તને જણાશે. અથવા, જે વસ્તુ છે તેજ ખરી માલમ પડશે ( અને આકાર છે તે મિથ્યા માલમ પડશે ). જેમ સોનાના અનેક અ-

(તેમાં) કોક ભક્ત છે કૃષ્ણતણા, એહી મહીમાં મતિયા ઘણા. ૧૭
બીજી એઇ માત્ર લોપીને ગિયા, ઘર ઘર આપા પંથી થિયા,
જ્યાં ત્યાં ઝઘડો કરતા ફરે, દયાહીણા જીવ દાઝી મરે;
મૂળ ધર્મની માલમ નથી, શું નીપજશે પાણી મથી,
મિથ્યા પ્રપંચને માની રહ્યા, બીજી એઇ માત્ર લોપીને ગયા. ૧૮
આણું વેહે ગઉ બળાધિડા,ને ઘર થોભે સો ધોરીડા,
ધર્મની ધોંસરી કાંધે ધરી, જેણે પાછી પાની કરી;
અંતે નર અઘોરે પડે, તેને જમના મારા જડે,
પછે તો પામે બહુ પીડા, આણું વેહે ગઉ બળધિડા. ૧૯
બીજાં વેગળાં જોની કરી, એક બ્રહ્મને માયા ખરી,

---

ભંકાર થાય છે પણ વસ્તુગત્યા તે સોનુંજ છે તેમ માયાનાં અનેકરૂપ જગત્માં જણાય છે તથાપિ વસ્તુગત્યા તે માયાજ છે એટલે મિથ્યા ભ્રમ માત્ર છે. એ ભ્રમનો નિરાસ થતાં થતાં હરિ–બ્રહ્મરૂપ માત્ર ખરૂં છે એમ માલમ પડશે. આપુ–હુંપણું. નિસ્પૃહી–નિસ્પૃહી થઇને. નિર્દાવે–માયા ઉપર મમતા છોડીને ખેલ–પ્રારબ્ધ ભોગવ. અથવા સંસારરૂપી નાટકમાં ખેલ્યા કર.

૧૭ એહી–આ. મહીમાં–પૃથ્વીમાં. મતિયા–મતવાદી. આપોપું–પોતાનું. અધિકેરૂં–અધિક. સનાતન–પ્રાચીન. દખળિયા–ડખલ કરનારા.

૧૮ એઇ–આયના–મર્યાદા.( ? ) ગિયા–ગયા. થિયા–થયા. આપાપંથી–પોતપોતાનો મત ચલાવનારા. દયા હીણા ઇ૦–એવા દયા વિનાના જીવો ( દ્વેષાદિકથી ) દાઝી મરે છે. અથવા, નરકમાં પડીને દાઝી મરે છે. મૂળ ધર્મ–સનાતન અદ્વૈત ધર્મ. શું ઇ૦–સ્વકીય મત ખેંચવારૂપ પાણી મથવાથી શું નીપજશે ! –તેમાંથી માખણ શું નીકળવાનું છે ? મિથ્યા પ્રપંચ–અસત્ જગત્. માની રહ્યા–સાચો માની રહ્યા.

૧૯ આણું ઇ૦–જે સંસારરૂપી આણું ( ઘેર આણવાનો બોજો ) ગાઉથી વહે છે ( વહી લાવે છે ) તેને બળધીડા ( બળધિયા ) જાણવા, અને જેઓ ઘેરજ થોભી રહે છે તેમને ધોરીડા ( બળધિયા ) જાણવા. અર્થાત્ જેઓ સં-

ત્રીજું આમાં નહિ કોઈ ભઈ, બ્રહ્મને બ્રહ્મની સત્તા સહી;
પગ પૂજે ને માથું હણે, જડ ચૈતન્ય બે ન્યારાં ગણે,
વાણે તાણે વસ્તુ ભરી, બીજાં વેગળાં જોની કરી. ૨૦
અંગ ચરાચર વ્યાપક રામ, ન્યારૂં ન્યારૂં ધરિયું નામ,
જેમ રવિ નિકસે કિરણોની ફોજ, એમ હરિ વિલસ્યો પોતાની મોજ;
જેમ ચમક પાહાણથી લોઢું ગરે, અંતે જડ ચૈતન્યમાં ભળે,

---

સારનાં વૈતરાં કરે છે તેઓ તથા જેઓ બીજાની મેહેનતે ઘેર બેઠા સુખભોગ ભોગવે છે તે બન્ને બળધિયા જેવા છે. તેજ પ્રમાણે ધર્મની ઘોંસરી કાંધે ( ખાંધે ) ધરીને જેણે પાછીપાની કરી–તે છોડીને નાઠા–અર્થાત્ ધર્મ આચરવાનો ( ત્યાગીનો ) વેષ લેઇને પછી ઇંદ્રિયો ન જીતાયાથી પાછા સંસારી થાય છે તે નરકમાં પડે છે ઇત્યાદિ સ્પષ્ટ છે. અઘોરે–અઘોર નરકમાં. મારા–માર.

૨૦ એક ઇ૦–એક બ્રહ્મ અને તેની માયા એ બે સાચાં છે. માયા મિથ્યા છે એમ કહેવામાં આવે છે તે એવા હેતુથી કે બ્રહ્મને વિષે માયા લીન થઈ રહેછે. ભોજાએ બ્રહ્મની સત્તાને માયા કહી છે. ત્રીજું ઇ૦–જગત્ જે અનેક રૂપે દેખાય છે તે બધું મિથ્યા છે; માત્ર બ્રહ્મ અને બ્રહ્મની સત્તા એજ સહી–માન્ય કરવા જેવાં છે. આખા જગત્ પ્રપંચનો 'માયા' એક શબ્દમાં સમાવેશ કરેલો છે. માયા સત્ નથી તેમ અસત્ પણ નથી. માયા સત્ નથી, કેમકે વસ્તુગત્યા તે પ્રાપ્ત થતી નથી. જે જે કાર્ય હોય તે તે તેના કારણથી વસ્તુતઃ ભિન્ન નથી એમ વ્યતિરેક કરતાં કરતાં છેવટે એક ચૈતન્ય માત્ર અવશિષ્ટ રહે છે માટે માયા અસત્ ઠરે છે. પણ માયા અને તેનાં કાર્ય આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ. જે કેવળ અસત્ છે એટલે ત્રણે કાળમાં છેજ નહિ માટે તે વર્તમાનકાળમાં પણ દેખાવી ન જોઇએ. પણ માયા હમણા છે, માટે પૂર્વે પણ હતી. અને એ ન્યાયથી માયા સત્ ઠરે છે. એ રીતે સત્ અને અસત્ બન્ને રૂપે માયાનું પ્રતિપાદન થઈ શકે છે માટે તેને તત્વજ્ઞાનીઓ સદસત્ ( સત્ તથા અસત્ ) વિશેષણ આપે છે. ભોજાએ જે માયાને ખરી કહી છે તે તેના સદ્ભાવને માનીનેજ. પણ તેજ પાછો

અખંડ રહે પોતાનું ધામ, અંગ ચરાચર વ્યાપક રામ. ૨૧
એક રાશે રહે જેનું મન, તેનું તો ભાઇ જીવિત ધન,
એ રાશ્યુમાં જે કો રહે, તેને મેલો મીંડાં બે;
સલેલતણો ન કરીએ સંગ, જેને લાગ્યો નથી રંગ,

---

તેને અસત્ કહેશે, માટે વાંચનારે ભ્રમમાં ન પડતાં ઉપર કહ્યો તે ખુલાસો સમજી લેવો. ભેદવાદીનું અજ્ઞાન દૃષ્ટાંતથી બતાવે છે: પગ ઇ૦-જેઓ જડ અને ચેતન બે ન્યારાં (જૂદાં) ગણે છે તે તેઓ એક શરીરવાળાનું માથું કાપી નાખે છે અને પગ પૂજે છે, એમ સમજવું. અર્થાત્ જડ અને ચેતન એવા બે ભેદ એકજ પરમાત્માને વિષે અજ્ઞાનીઓએ કલ્પેલા છે. અને તેથી એક પરમાત્માનાં એ બે અંગ છે. તેમાંથી ચેતનને સત્ય માનીને જડને મિથ્યા કરવા કરતાં એક અંગ હણાયા બરોબર થયું. ત્યારે શું સમજવું તે કહે છે: વાણે ઇ૦-જેમ વાણે અને તાણે કરીને પટરૂપ વસ્તુ ભરી છે-તૈયાર કરી છે -વાણો કે તાણો એ બે અંગમાંથી એક અંગ જૂદું કાઢીને પછી પટ સંજ્ઞા રાખી શકાતી નથી, તેમ જડ અને ચૈતન્ય જાદું કરીને બ્રહ્મ સંજ્ઞા રાખી શકાતી નથી-એ અસંભવજ છે. અર્થાત્ માયા અને બ્રહ્મ ભિન્ન નથી પણ અગ્નિ અને દાહકતાની પેઠે એકજ છે. પણ અગ્નિ સાચો અને દાહકતા મિથ્યા એમ કહેવાતુ નથી તેમ બ્રહ્મ સત્ય અને માયા અસત્ એમ પણ થઈ શકતું નથી, એ તાત્પર્ય છે.

૨૧ અન્વય વ્યતિરેકથી જગત્ અને હરિ અથવા માયા અને બ્રહ્મની એકતા સિદ્ધ કરે છે: અંગ ઇ૦-ચરાચર (જંગમ અને સ્થાવર) રૂપી અંગમાં રામ (પરમાત્મા) વ્યાપક છે. ન્યારૂં ન્યારૂં-જૂદું જૂદું. "एकोऽहंबहुस्याम् -હું એક છું તે ઘણો થાઉં" એવી ઈચ્છાથી હરિએજ પોતે અનેકરૂપ ધારણ કર્યાં છે તે દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે: જેમ ઇ૦-જેમ રવિ નીકસે (ઉગે) ત્યારે કિરણોની ફોજ (સમુદાય) દેખાય છે-પણ તે રવિથી ભિન્ન નથી-રવિનાં અનેક રૂપ છે, તેમ હરિ પણ જગત્‌માં પોતાની મોજ (ઈચ્છા-લીલા)થી સર્વત્ર વિલસ્યો છે. માટેજ "हरिरेवजगज्जगदेवहरिर्हरितोजगतोनहिभिन्नतनुः । इतियस्यमतिःपरमार्थगतिःसनरोभवसागरमुत्तरति" હરિ એજ જગત્ છે અને જગત્ એજ હરિ છે; મારૂં રૂપ હરિથી અને જગત્‌થી નોખું નથી. એ પ્રમાણે પરમતત્વને જાણનારી જેની બુદ્ધિ છે તે પુરૂષ સંસાર સમુદ્રને તરે છે." એમ

તેને સોંપી દેવું તન, એક રાશે રહે જેનું મન. ૨૨

વીશ અક્ષર એમ વાણી વદે, અવિનાશીને રાખો હૃદે;

ભોજલ ભજતાં પામ્યા પાર, હવે કહું કક્કાનો વિસ્તાર. ૨૩

---

કહેવામાં આવેછે. જગત્ અને પરમાત્મા એકજ વસ્તુ છે એ શ્રીમત્ શંકરાચાર્યે બહુ સારી રીતે બતાવી આપ્યું છે. તે પોતાની આર્યાઓમાં લખે છે કે, " दंतिनिदारुविकारेदारुतिरोभवतितत्रापिदंतिनैव । जगतितथापरमात्मापरमात्मन्यपिजगत्तिरोद्भुते "–' જેમ લાકડાનો હાથી કર્યો હોય તેને લાકડાની બુદ્ધિથી જોઇએ ત્યારે હાથી તેમાં અંતર્ધાન થઇને રહે છે; અને હાથીની બુદ્ધિથી જોઇએ ત્યારે લાકડું તેમાં અંતર્ધાન થઇને રહે છે. એજ રીતે જગત્‌ને જગત્ રૂપે જોઇએ ત્યારે પરમાત્મા તેમાં અંતર્ધાન થઈને રહે છે; અને પરમાત્મ બુદ્ધિથી જોઈએ તો જગત્ તેમાં અંતર્ધાન થઈને રહે છે." જડ અને ચેતન એક છે તે કાર્ય કારણ ન્યાયથી દૃઢ કરે છે: જેમ ઇ૦– જેમ ચમક પાહાણના આકર્ષણથી લોઢું આકર્ષાઇને તે તરફ ગરે છે–ખેંચાઇને જોડાઈ જાય છે તેમ જડ પણ અંતે ( કલ્પને અંતે ) સ્વાભાવિક રીતેજ ચૈતન્યમાં ભળી જાય છે. કાર્ય પરિણામે કારણમાંજ ભળી જાય એવો નિયમ છે. અખંડ ઇ૦––તે વખતે (જડ સૃષ્ટિનો લય થાય છે ત્યારે) માત્ર પરમાત્માનું પોતાનું ધામ–તેજ–મહિમા માત્ર અખંડ રહે છે–તે બીજામાં લીન થતો નથી. એવી રીતે ચર અને અચર સૃષ્ટિ એ અંગ છે અને રામ ( પરમાત્મા ) વ્યાપક છે.

૨૨ એક ઇ૦–જેનું મન એક રાશે–એકજ પરમાત્મા વિષયમાં રહે છે તેનું તો જીતતર ધન્ય છે; પણ જેનું મન બે રાશ્યું ( રાશો )માં જગત્ અને પરમાત્મા બે વિષયમાં હોય–મતલબ કે જે દ્વૈતવાદી હોય તેને ( તેના નામપર ) બે મીંડાં મૂકો. અર્થાત્ તે એકે વાનું સિદ્ધ કરી શકવાનો નથી. સલેલ–અદૃઢ –ઘણી જગોએ વૃત્તિવાળો. જેનું ચિત્ત એક ઉપાસ્ય દેવમાં સ્થિર ન છતાં ઘડીમાં મહાદેવને અને ઘડીમાં વિષ્ણુને પૂજે તેને સલેલ ભગત કહેછે. સલીલ ( sportive, wanton ) ઉપરથી સ્વેચ્છાચારીને સલીલ કહેવાનો સંપ્રદાય પડયો હશે. રંગ–( બ્રહ્મજ્ઞાનનો ).

૨૩ આરંભમાં મંગળાચરણ તથા ઉપોદ્ઘાતની બે કડીઓ બાદ કરતાં બાવીશમી કડી પૂરી થતાં બાકી વીસ કડીઓ રહેછે તેને એક એક અક્ષરરૂપ માની ભોજો કક્કાની પ્રસ્તાવનાનો ઉપસંહાર કરેછે કે, વીશ ઇ૦–સ્પષ્ટ છે.

## કક્કો.

કક્કા લે કેશવને ભજી, કામ ક્રોધને લોભજ તજી,
તન મન ધન સદ્‌ગુરૂને દઇ, રહેની તું નિસ્પૃહી થઈ;
ધણી થયાનું શું છે કામ, તેમાં રાજી નથી રામ,
શબ્દ સુણી ચેત્યો નહિ હજી, કક્કા લે કેશવને ભજી. ૧
ખખ્ખા બાજી ખોટી છે, માથે મોટી જમની ભે,
જો સમરૂં તું શ્રીગોપાળ, તો તુંને લોપે નહિ કાળ;
એમ સમજીને સત્‌સંગ કરચ, તો સે'જે ભવસાગર તરચ,
આઠે પહોર આનંદમાં રહે, ખખ્ખા બાજી ખોટી છે. ૨
ગગ્ગા ગાઈ લેની હરિ, મનુષ્યા દેહ નહિ આવે ફરી,
સમરી લેની સીતારામ, નામતણું નવ બેસે દામ;
એવું જાણી આપ સંભાળ, પૂર પેહેલી તું બાંધે પાળ,
પાખંડ વિદ્યા મેલી પરી, ગગ્ગા ગાઈ લેની હરિ. ૩
ઘઘ્ઘા જાણો ખોટા ઘાટ, આ સર્વે છે જૂઠા ઠાઠ,
માત પિતા કુટુંબ પરિવાર, સૌ જાશે જમની લાર;
તેમાં શું તું મોહી રહ્યો, ઠેક્કો અક્ષર ચૂકી ગયો,

૧ નિસ્પૃહી-સ્પૃહા ( ઈચ્છા ) વગરનો. શબ્દ ઈ૦-તું ગુરૂના શબ્દ સાંભળીને હજી પણ ચેત્યો નહિ.

૨ બાજી-સંસારરૂપી બાજી. ભે-ભય. ( સં૦ મી શબ્દ સ્ત્રીલિંગે છે માટે તેનો અપભ્રંશ. ભે શબ્દ પણ નારીજાતિમાં કવિએ લખ્યો જણાય છે). લોપે—નાશ કરે. કરચ ઈ૦-સત્સંગ કરીશ તો ભવસાગરને સેહેજે તરીશ.

૩ મનુષ્યાદેહ—મનુષ્યનો દેહ. આપ સંભાળ-તું પોતે કોણ છે તેની તપાસ કર-તું પોતાને ઓળખ. અથવા, તું આપનું ( પોતાનું ) હિત સંભાળ. પૂર-( પાણીનું ). પાણીનું પૂર આવતા પેહેલી પાળ બાંધ-મૃત્યુ આવતા પેહેલાં પરમેશ્વરને ભજી લે. પાખંડવિદ્યા-ઈશ્વર ભક્તિને નામે ચાલતા જૂઠા ઢોંગ. અથવા વેદશાસ્ત્રનું ખંડન કરનારી વિદ્યાઓ પાખંડવિદ્યા કહેવાય છે, તેને પરી ( દૂર ) મૂકીને.

આગળ વસમી દીસે વાટ, ધંધા જાણો ખોટા ઘાટ. ૪
નન્ના નિત્ય પ્રતિ લેની નામ, જે સાથે આગળ છે કામ,
ભજ્યાતણો એવો પરતાપ, જ્યાં જમનો નવ લાગે તાપ;
એવા પ્રભુ છે કાળના કાળ, તે તારી કરશે સંભાળ,
પ્રીતે પામ્ય સંપૂરણ ધામ, નન્ના નિત્ય પ્રતિ લેની નામ. ૫
ચચ્ચા ચિત્ત વિચારી જોશ, કોણ ગયું ને કેને રોશ,
ક્યાંથી આવ્યો ક્યાં તું જાશ, ગુરૂગમ વિના ગોથાં ખાશ;
જમકેરો તને જડશે માર, પછે તો તું કરે પોકાર,
કોડી સાટે હીરો કાં ખો, ચચ્ચા ચિત્ત વિચારી જો. ૬
છછ્છા સહુમાં રાખે સાંત, કો સાથે મા કરજે દ્વાંત,
દુર્લભ દેહ આ દો દીન છે, તેમાં તું નીવેડી લે;
કરશે કર્મ ભાઇ તેને નડે, પારકું શીદને ધોવું પડે,
ભાવે ભક્તિ કરે એકાંત, છછ્છા સહુમાં રાખે સાંત. ૭

---

૪ સર્વે ઇ૦—એ સર્વે જ્યાં જમની લાર-પંક્તિ છે ત્યાં જાશે—જશે. અર્થાત્ એ સર્વે જમપુરીમાં જવાના છે. છેલ્લો અક્ષર-સો વાતની એક વાત —સારભૂત વચન—રામનામ. વસમીવાટ—યમપુરીનો માર્ગ.

૫ આગળ—મુઆ પછી. સંપૂરણ ધામ—અખંડ ધામ. ૬ જોશ—જોઇશ. કોણ ઇ૦—મનુષ્ય મરે છે ત્યારે તેમાંથી જાય છે કોણ અને તું રોશ-રોઇશ કોને ? અર્થાત્ જાય છે જીવ અને રૂવે છે દેહને—અથવા તત્વ દૃષ્ટિએ જોઈએ તો તું રૂવે છે તારા સ્વાર્થને. જાશ—જઇશ. ગુરૂગમ—ગુરૂથી મળેલી ગમ ( જ્ઞાન ). ખાશ—ખાઇશ. કોડી—સંસારના વિષય ભોગ. હીરો—આત્મજ્ઞાન—મોક્ષ અથવા મનુષ્યજન્મરૂપી હીરો.

૭ સાંત—શમતા. દ્વાંત—દ્વેષ ( ? ) નીવેડી લે—પરવારી લે. કોઇની નિંદા કરવી નહિ એવો ઉપદેશ કરે છે: કરશે ઇ૦—જે કરશે તેને. પારકું ઇ૦—બીજાની નિંદા કરીને તારે પારકું પાપ શીદ ધોવું પડે છે ! ( જેની નિંદા થાય તેનું પાપ ધોવાય છે, એમ કહેવામાં આવે છે ). એકાંત—અનન્ય ભક્તિ ( એકનીજ ભક્તિ ). અથવા એકાંત સ્થળમાં ભક્તિ.

જજ્જા જંપો જગદાધાર, તે શામળિયો લેશે સાર,
સંતચર્ણમાં રહો સમાઇ, તો વૈકુંઠે પોહોચ્યો ભાઈ;
(જો) વિષયારસમાં વળગી રહ્યો, (તો) નિશ્ચે નર તું નરકે ગયો,
(પછે) પંથ તણો નહિ આવે પાર, જજ્જા જંપો જંગદાધાર. ૮

ઝઝ્ઝા જગ તું જીતી લે, કામ તજી શ્રીકૃષ્ણ કે',
કૃષ્ણ નામે ઊધરિયા કંઇ, માન વચન તે કહું છું સહી;
તેમાટે તું જાગી જો, આ અવસર એળે કાં ખો,
સદ્ગુરૂજીને ચરણે રહે, ઝઝ્ઝા જગ તું જીતી લે. ૯

નન્ના કાં ન કરવાની કર્યે, ભુંડા કાંક પ્રભુથી ડર્યે,
આવડી શી માંડી ઉત્પાત, પ્રાણી ઉપર કરે છે ઘાત;
મારૂં મારૂં કરતો રહ્યો, પારકે દુઃખે સુખિયો થયો,
પરનિંદા મુખથી પરહર્યે, નન્ના કાં ન કરવાની કર્યે. ૧૦

ટટ્ટા એવી લેજે ટેક, સદ્ગુરૂ સાહેબ જાણે એક,
ભિન્નાભિન્ન આશીશમાં ભઇ, એણે તો ઉગાર્યા કંઇ;
ગજ ગણિકા પારધ્યાદિક ઘણા, જેણે કર્મ કરતાં નવ રાખી મણા,
એવા પારંગત પોહોચ્યા અનેક, ટટ્ટા એવી લેજે ટેક. ૧૧

---

૮ જંપો—જપો—જલ્પો—બોલો. પંથ—ચોરાશી લક્ષ યોનિમાં ફરવા-રૂપ પંથ.

૯ એળે—નકામો. ૧૦ ન કરવાની—( વાત—બાબત ). કાંક—લગાર. આ-વડી—ઉત્પાતનું વિશેષણ. મારૂં—બીજાને માર મારૂં. પરહર—તજ.

૧૧ સદ્ગુરૂ ઈ૦—સદ્ગુરૂને અને સાહેબને (પરમેશ્વરને) એક જાણે એવી ટેક લેજે—ધારજે. ભિન્નાભિન્ન—અર્થાત્, ભેદબુદ્ધિ. ગજ—હાથી (ને મગરથી છોડાવ્યો ). ગણિકા ( પોપટને ભણાવતાં મુક્તિ પામી ). પારધ્યાદિક—પારધિ વગેરે. કર્મ—દુષ્કર્મ. પારંગત—સંસાર સમુદ્રને તરીને તેની પેલે પાર ગયેલા.

ઠઠ્ઠા વૃત્તિ રાખે ઠીક, માથે મોટી જમની બીક,
જમતણા છે જોખા ઘણા, અતિ દુઃખ નથી કાંઇ મણા;
તેમાટે તું ચેતી લે, દિલની દુગ્ધા છોડી દે,
દિન દિન પ્રીતિ કરે અધિક, ઠઠ્ઠા વૃત્તિ રાખે ઠીક, ૧૨

ડડ્ડા ડાઢી ધોળી થઈ, અંધા અક્કલ ઉઠી ગઇ,
પચાસ વર્ષે આવ્યાં પળી, વાલમને વિસાર્યા વળી;
બુદ્ધિહીણ શું બોલછ વેણ, ગુરૂતણું નવ માન્યું કે'ણ,
જો આવરદા અલ્પ રહી, ડડ્ડા ડાઢી ધોળી થઈ. ૧૩

ઢઢ્ઢા તું ઢુંઢીશ મા કાંઈ, સાહેબ છે સદ્ગુરૂજી માંહી,
વેદપુરાણ કહે છે ઉચારી, જીતી બાજી જાતો નહિ હારી;
પછી પામીશ નહિ હે પ્રાણી, સમરે સાચા સદ્ગુરૂ જાણી,
સંતચરણ છોડીશ મા ભાઈ, ઢઢ્ઢા તું ઢુંઢીશ મા કાંઇ. ૧૪

ણણ્ણા રાંકદાવે થઈ રહીએ, કટાણાં વચન કેને નવ કહીએ,
ગરીબીમાં ગુણ છે બહુ, હાંજી હાંજી કરશે સહુ;
આધીનપણું છે એવું, પ્રીતે પ્રેમપદને લેવું,
તરશો ભવસાગર તહીંયે, ણણ્ણા રાંક દાવે થઈ રહીએ. ૧૫

---

૧૨ જોખા-જોખમ. દુગ્ધા-દુઃખ દાયક ઉપાધિ. ૧૩ અંધા-જ્ઞાનરૂપી નેત્ર રહિત ! પળી-પળિયાં. વાલમ-પ્રીતિપાત્ર ભગવાન. બોલછ-બોલેછે. આવરદા-આયુર્દા-આયુષ્ય.

૧૪ ઢુંઢીશ-શોધીશ. સાહેબ-ઇશ્વર. જીતી ઇ૦—મનુષ્ય દેહ પામ્યો છે માટે તેં સંસારરૂપી બાજી જીતી છે, પણ તે દેહ પામીને ભક્તિ નહિ કરે અને પછી પશ્વાદિકનો જન્મ પામીશ તો તે જીતેલી હાર્યા જેવું થશે.

૧૫ રાંકદાવે-દીનતા ગુણ ગ્રહણ કરીને. પ્રેમપદને ઇ૦—આધીનપણાથી પ્રેમપદ પમાય છે-આધીનતાથી પ્રીતિ મેળવી શકાય છે, એ ભાવ છે. તહીંએ-ત્યાં-તે સમે.

તત્તા [ તું ] તારૂં આપું ગાળ, ચરાચર સદ્ગુરૂજી ભાળ,
કેનો મા કરજે ઉવેખ, સદ્ગુરૂ સાહેબ દેખે એક;
એમ ચીને તું આતમમર્મ, ધરણી ઢળીને કરજે ધર્મ,
રાગદ્વેષ તું મનથી ટાળ, તત્તા [ તું ] તારૂં આપું ગાળ. ૧૬
થથ્થા થઇ રહેજે નિજ દાસ, રાખ્ય રામતણો વિશ્વાસ,
છોડી દેજે ડાહપણ ચતુરાઈ, લેજે સદ્ગુરૂના ચરણ સાહી;
તીરથ વ્રત એ ચરણે જાણ, એક ઘરે તું સુરતિ આણ,
તુને તારૂં ફળશે સાચ, થથ્થા થઇ રહેજે નિજ દાસ. ૧૭
દદ્દા દિલમાં રાખે દયા, ન ભજે કાશી ને ગયા,
ઘર બેઠાં તું નાહાની ભાઇ, કરી લે સંત સાથ સગાઇ;
તીરથ કરતાં આ તન ટળે, તોય માન મન તું કેદી નવ ગળે,
સદ્ગુરૂચરણે રહેજે ભયા, દદ્દા દિલમાં રાખે દયા. ૧૮

---

૧૬ આપું-આપપણું-અહમેવ. ગાળ-ગાળી. નાખ-તજી દે. ચરાચર-જંગમ અને સ્થાવર એ ગુરૂજીનાં રૂપ છે એમ જો. ઉવેખ-તિરસ્કાર. સદ્ગુરૂ ઈ૦—સદ્ગુરૂને અને સાહેબ ( ઇશ્વર )ને તું એક દેખે જાણે. ચીને-જાણે. આતમમર્મ—આત્મા સંબંધી ગુપ્ત જ્ઞાન. ધરણી ઢળીને-નમ્ર થઇને. રાગ દ્વેષ—પ્રીતિ અને વૈર.

૧૭ નિજદાસ-તું પોતે દાસ થઇને રહેજે. ગુરૂ સાથે કેમ વર્તવું તે કહે છે: ડાહપણ ઈ૦-તારા પોતાનામાં વધારે ડાહપણ વગેરે છે એવો અભિમાન તું છોડી દેજે. અથવા, સંસાર સંબંધી ડાહપણ અને ચતુરાઈ છોડી દેજે-તે ખટપટ અળગી કરજે. એ ચરણે—ગુરૂના ચરણમાં. ઘર-નિષ્ઠા—સ્થિતિ. સુરતિ-ધ્યાન. ( સુરતી સાંધવી ). તુંને ઇ૦-તને તારૂં સાચ-સત્ય ફળશે. અર્થાત્ તને તારો વિશ્વાસ ફળ આપશે.

૧૮ ન ભજે ઇ૦-જો મનમાં દયા રાખીશ તો તું કાશી અને ગયાજીને ન ભજે-ન ભજીશ. અર્થાત્ જો દયા હશે તો તીર્થ કરવાની જરૂર નથી. ઘર

ધધ્ધા ધોકો છાંડી દે, નિત્ય પ્રતિ નામ નારાયણનું લે,
તારે બીજું શું છે કામ, હરિ ભજ્યા વિના રહે શે હામ;
ઠાલો આવ્યો ભૂલ્યો જઇશ, પછે તો તું બહુ પસ્તઇશ,
સદ્‌ગુરૂજીને સેવી લે, ધધ્ધા ધોકો છાંડી દે. ૧૯

નન્ના નાટક માયાતણું, અંત સમય નહિ કોઈ આપણું,
જેમ તરૂવર પક્ષી આવી મળે, પ્રાતસમય ઊડી નીકળે;
સહુ એ વાટે જાશે વહ્યું. હે મૂરખ ! માની લે કહ્યું,
પછે દુ:ખ ભોગવશો ઘણું, નન્ના નાટક માયાતણું. ૨૦

પપ્પા પ્રપંચ મેલી દે, સદ્‌ગુરૂ સદ્‌ગુરૂ સમરી લે,
આવરદા જાયે છે વહી, તું સરખા ખપી ગયા કંઈ;
બળ તજીને બિહિતો રે', સલેલપણું તું છોડી દે,
એક તું એક તું એમજ કે', પપ્પા પ્રપંચ મેલી દે. ૨૧

ફ્ફ્ફા ફેરા ફરિયો બહુ, હડચ હડચ તુંને કરતું સહુ,
સૂવા હીંડોળા સેજ તળાઈ, મીઠા મેવા ખાવા ભાઇ;
સગાં કુટુમ્બમાં સુખિયો થયો, આગળનું દુ:ખ ભૂલી ગયો,
તારે માથે રે'તી સહુ, ફ્ફ્ફા ફેરા ફરિયો બહુ. ૨૨

---

ઇ૦–હે ભાઇ ! તું ઘર બેઠાંજ નાહાની–સ્નાન કરની ! સગાઈ—સંબંધ. તીરથ ઈ૦–તીર્થ કરતાં કરતાં આ તારૂં તન ( શરીર ) ટળે ( નાશ પામે ) તો પણ તારા મનનો મળ કે દી ( કોઇ દહાડો ) પણ ગળવાનો નથી—નાશ પામવાનો નથી. ભયા ! –ભાઇ !

૧૯ ધોકો–મનનું કપટ અથવા ચિંતા. હરિ ઇ૦–હરિ ભજ્યા વિના શે ( શી રીતે ) હામ રહે.

૨૦ તરૂવર—તરૂવર પર. ૨૧ ખપી ગયા–નાશ પામી ગયા. સલેલપણું –અસ્થિરપણું–ઘણાને ઈષ્ટદેવ માનવાપણું. એક તું ઇ૦–હે હરિ! તું એકજ છે, તું એકજ છે, એમ કહે.

૨૨ આગળનું–ગર્ભવાસનું. રે'તી સહુ–તારે માથે તે સઘળી આપદાઓ રહેતી–રહેલીજ છે.

બબ્બા ભાગી જાશે બરા, જે દી આવી જાશે જરા,
કેડચનો કંદોરો જાશે ખડી, કર મધ્યે રહેશે લાકડી;
તન ત્રૂટીને શિથળ થયું, આંખ્યનું તેજ ઉડી ગયું,
કાળ પકડશે કહેશે ખરા, બબ્બા ભાગી જાશે બરા. ૨૩

ભભ્ભા તું તો રાખે ભે, જરૂર આંહિથી જાવું છે,
પળમાં કાયા જાશે પડી, જમ જીવને લઇ જાશે ઝડી;
મો'રથી મેલી દેજે માન, તો અંત સમે આવે વિમાન,
સાચાના બેલી સદ્‌ગુરૂ છે, ભભ્ભા તું તો રાખે ભે. ૨૪

મમ્મા માથે બહુજ થઇ, વસમી વાટ તુંને વીસરી ગઇ,
હજી ગાફળ ! કરચ, છોડ બડાઇ, શી ગતિ તારી થાશે ભાઈ;
તેમાટે કહું છું આ ટાણે, આવો અવસર નહિ મળે નાણે,
જાશો ચોરાશીમાં વહી, મમ્મા માથે બહુજ થઈ. ૨૫

યય્યા જો વિચારી મૂળ, પંચભૂતનું દીસે સ્થૂળ,
છઠો આત્મા એક અખંડ, સઘળે વ્યાપક પિંડ બ્રહ્માંડ;
જો તપાસી તું ક્યાં રહ્યો, અજ્ઞાને પોતે થઇ ગયો,
પેટ ચોળી ઊપજાવ્યું શૂળ, યય્યા જો વિચારી મૂળ. ૨૬

---

૨૩ બરો—જોર. જરા—વૃદ્ધાવસ્થા. ખડીજાશે—નીકળી પડશે. શિથલ (શિથિલ)—ઢીલું. કહેશે ખરા—ત્યારે તું ખરા (ધા) કહેશે—માનીશ.

૨૪ રાખે—રાખ. ઝડી—ઝકરડીને. મો'રથી—અગાઉથી.

૨૫ બહુજ થઇ—બહુ વીતી—ઘણું દુઃખ પડ્યું (ગર્ભવાસમાં). વસમી વાટ—જન્મ વખતની. કરચ—ભજનકર ટાણે—વખતે. નાણે—પૈસા ખરચતાં. ચોરાશી—ચોરશીલક્ષ્ય યોનિઓમાં.

૨૬ સ્થૂલ—સ્થૂલ શરીર. પિંડ—દેહ. જો ત૦—તું તપાસીને જો કે 'તું પોતે' એ બ્રહ્માંડમાં ક્યાં રહ્યો છે? અર્થાત્ જ્યારે આત્મા એક અને સર્વત્ર છે તથા તે આત્મા તેજ તું છે ત્યારે 'તું' શબ્દવડે જે તેનાથી તું જૂદો જણા

રેરા રામ ( રામ ) રસનાએ કે', મિથ્યા વાત તું મેલી દે,
જો રામ નામનો કેવો ( છે ) મર્મ, કહેતાં છૂટી જાયે કર્મ;
જેમ પાવકથી દારૂ પરજળે,( એમ )અર્ધે નામે અઘઓઘજ જળે,
(એક)પ્રેમ પ્રીતિમાં સ્પરશ્યો રે', રેરા રામ(રામ)રસનાએ કે'. ૨૭
લલ્લા જુગમાં લેની લા'વ, ભલો પડયો છે અવળો દાવ,
શામળિયો વિસાર્યો સોઇ, સર્વે કમાણી જાશો ખોઇ;
સકળ તજી સમરજો રામ, જેશુ સરશે તમારૂં કામ,
કર્મ તજીને ધર્મને ધાવ, લલ્લા જુગમાં લેની લા'વ. ૨૮
વવ્વા તું મેલી દે વાજ, વાજે વણશે તારૂં કાજ,
ભટકતાં અસંખ્ય જુગ થિયા, વારવારે અવતારજ લિયા;
પશુ પામરમાં દેહજ ધરી, ન બેઠો ઠેકાણું કરી,
તોય મૂર્ખે તને ના'વી લાજ, વવ્વા તું મેલી દે વાજ. ૨૯
શશ્શા સદ્‌ગુરૂ સાચા જાણ, તો છૂટશો ચોરાશી ખાણ,
ભવસાગરમાં ભારે દુઃખ, ( સદા ) સદ્‌ગુરૂ ચરણે પામીશ સુખ;

---

પ છે એવો 'તું' કયાં છે? સર્વત્ર 'એક' આત્માજ છે તેમાં હું 'તું' એવો ભેદ નથી, એ ભાવ છે. અજ્ઞાતે ઇ૦—તત્વજ્ઞાનના અજાણપણાથી જે ભૂત—સ્થૂળ દેહ તું નથી તે રૂપે તું થઇ ગયો છે—દેહાત્મબુદ્ધિ તને અજ્ઞાનથી પ્રાપ્ત થઇ છે. પોતાના અજ્ઞાનથી પોતે દેહ રૂપ થઇ દુઃખ માને છે તે દ્રષ્ટાંતથી બતાવે છે: પેટ ઇ૦—૨૫૮૮ છે.

૨૭ કહેતાં ઇ૦—રામ નામ ઉચ્ચારતાંજ કર્મ છૂટી જાય છે. અઘઓઘ-પાપના ઢગલા. ૨૮ ભલો ઇ૦—જન્મ મરણરૂપી અવળો દાવ છતાં પણ મનુષ્ય દેહ મળી તેથી તે ભલો પડયો છે—લાભકારક નીવડયો છે. સોઇ-તે. જેશું-જેથી.

૨૯ વાજ-( વ્યાજ )-મિથ્યા બાહાનું કાઢવું. વણસે-બગડે. પામર-ક્ષુદ્ર-હલકા જીવ.

સાચા સંતને સેવી લે, સર્વે કારણ એમાં છે,
મૂરખ મેલ એ મનની તાણ, શરશાસ દ્દગુરૂ સાચા જાણ. ૩૦
પપ્પા શીદને ખોળવા જાશ, પ્રભુ છે ભાઇ તારી પાસ,
જેમ દૂધમાં ઘૃતજ રહ્યું, મહી મથ્યા પછી નોખું થયું;
પ્રપંચ સરવે છૂટી જાય, તો હરિ હસ્તામળ દેખાય,
સદ્દગુરૂ ચરણ લેની વાસ, પપ્પા શીદને ખોળવા જાશ. ૩૧
સસ્સા સરત આવી છે ખરી, તેમાં લેજે હરિને સ્મરી,
સાહેબ સમરે વારંવાર, તો પુણ્યતણો નહિ લાધે પાર;
વાલ્યમ દીહના જે નર વળે, તે સ્વપ્નામાં કદી નવ છળે,
જો શિર છાપ છબીલે ધરી, સસ્સા સરત આવી છે ખરી. ૩૨
હહા હરિ છોડશ માં હયે, દાઝશ મા દુરજનને કંચે,
હસ્તિની અસ્વારી જે નર કરે, તે શ્વાન ભસ્યાથી શીદને ડરે;
એવા માથે ઈશ્વર છે ધણી, તે લાજ કેમ લોપે આપણી,
આગે તો કંઇ તારણ ભયે, હહા હરિ છોડશ મા હયે. ૩૩
અઆ એક દિન વસમો (છે) ઘણો, (જે) ડર લાગશે જમદૂતજતણો,
દૂરથી દેખાશે કાળ, પાધરી પેટમાં પડશે ફાળ;

---

૩૧ મહી—દહીં. હસ્તામળ-હાથમાં આમળું દેખાય છે તેની પેઠે.

૩૨ સરત–યાદદાસ્ત (પાછલા દુ:ખની). વાલ્યમ ઈ૦–વાલ્યમ (હરિ) ની દીહના (દેશના–ઉપદેશ) થી જે નર વળે છે–ભક્તિ-કરવા માંડે છે તે સ્વપ્નામાં પણ કદીએ છળતા નથી–માયાથી ભય પામતા નથી. જો ઈ૦–જ્યારે ઈશ્વરે માથે હાથ મૂક્યો ત્યારે સર્વેની સરત આવી.

૩૩ હયે—હૈયેથી. દાઝશ (દાઝીશ) ઈ૦–દુર્જનો તારી નિંદા કરે તેથી તું દાઝીશ નહિ. આગે ઈ૦—આગે (પૂર્વે) કંઈ (કેટલાકનાં) તારણ (મોક્ષ) ભયે (થયો છે).

હાય હાય મેં તો કંઇ ન કર્યું, ધન રહ્યું ધરતીમાં ધર્યું,
માલ ખજાનો તે આપણો, આ એક દિન વસમો(છે)ઘણો. ૩૪
સંવત્સર અઠ્યાશીયોને ચૈત્ર માસ, શુકલ પક્ષમાં કર્યો પ્રકાશ,
સાંભળજો તમે ચિત્તે ધરી, ભક્તિ કરજો ભાવે કરી;
બાવન અક્ષર બારાક્ષરી, (જેણે)બીજી વાત બોલ્યા નહિ ફરી,
પરૂં અમરેલી પાસે ગામ, ફતેપુર રહેવાનું ઠામ. ૩૫
હરિ ગુરૂ સંતની કૃપાથકી, નિર્ભે પદવી પામ્યા નકી,
જેણે સેવ્યા સદ્ગુરૂ શામ, તે તો પામ્યા પૂરણધામ,
શબ્દ વિચારો સઘળે કામ, એમ બોલ્યા છે ભોજલરામ. ૩૬

## પ્રભાતિયું ૧ લું.

### રાગ કેદારો.

નામ નારાયણનું નિજ આનંદ છે,
જેથકી જીવ તો મુક્તિ માણે;
સારમાં સાર તે રત્ન અમૂલ્ય છે,
પણ ભાવ ભક્તિને જન કોક જાણે. નામ૦ ૧
કામદેવ પુરૂષ તે કર્મ કાયાતણું,
સદ્ગુરૂ વિના ચિત્ત કેમ સીધે;
કર્મના કાટ તે જન્મના છે ઘણા,
ટાળ્યા નહિ ટળે બીજાં નામ લીધે. નામ૦ ૨

---

૩૪ પાધરી–તરતજ. ૩૫ અઠ્યાશિયો–સંવત સત્તર અઠ્યાશીમાં. બીજી ઈ૦—આવેલો અક્ષર ફરી નથી કહ્યો. ૩૬ નિર્ભે–નિર્ભય.

૧ નિજ આનંદ— આત્માનંદ રૂપ. રત્ન--નામરૂપી રત્ન. નારાયણનું નામ અમૂલ્ય રત્ન જેવું તો છે, પણ તેની ભાવ સહિત ભક્તિ કરવાનું કોઇક જન જાણે છે.

૨ કામદેવ ઈ૦—કામવાસનાથી પુરૂષની ઉત્પત્તિ થવી એ કાયાનું કર્મ છે. અથવા પુરૂષની કામવાસના તે કાયાનું કર્મ છે. સદ્ગુરૂ વિના કામાદિ

કમળાપતિ હરિ તુને કેમ ગયા વીસરી,
સંસારનાં સુખ લાગ્યાં ભાવતાં ભાઈ;
ગુરૂગમ વિના જ્ઞાન સુઝે નહિ,
ભૂલ મા ભમર જેમ રહ્યો લોભાઈ. નામ૦ ૩
કૃષ્ણકૃપા વિના કર્મ છૂટે નહિ,
ક્ષુધા ન ભાગે જળપાન કીધે;
પૂરણ પ્રીત વિના પ્રભુજી નહિ મળે,
મુક્તિ ના પામીએ માન લીધે. નામ૦ ૪
કૃપાસિંધુ હરિ તમે કૃપા કરો મુજને,
સમજાવો શામળા શીશ નામું;
એટલી વિનતિ કરૂં કંથ કમળાપતિ,
જીવનપ્રાણ જુઓ મુજ સામું. નામ૦ ૫
વિશ્વાસ કરીને ભાઇ સમરવા શ્રી હરિ,
અંતરમાં [ એક છે ] આશા તારી;
ભક્ત ભોજલ કહે કૃષ્ણ કૃપા કરો,
હરિ જુગ રખે હું તો જાઉં ન હારી. નામ૦ ૬

---

વિકારોમાં ગયેલું ચિત્ત કેમ સિદ્ધ થાય? કર્મના ઇ૦--કર્મના કાટ ( કર્મરૂપી કાટ ) તે ઘણા જન્મના છે. બીજાં ઇ૦—હરિ વિના બીજાં નામ લેવાથી.

૩ ભૂલ ઇ૦--જેમ ભમરો કમળમાં લોભાઇ રહ્યો તેમ તું ભૂલ મા-ભૂલીશ નહિ. અર્થાત્ વિષયમાં લોલુપ થઇ રહીશ નહિ.

૪ માન લીધે--માન મહત્તા પામવાના હેતુથી જો ભક્તિ કરીએ તો તેથી મુક્તિ પામીએ નહિ.

૫ કંથ-સ્વામી-હે સ્વામી! કમળાપતિ-વિષ્ણુ. જીવનપ્રાણ-પ્રાણજીવન.

૬ વિશ્વાસ ઇ૦—હે ભાઇ વિશ્વાસ કરીને-શ્રદ્ધા રાખીને ( ઉપર પાંચમી કડીમાં કહ્યું તેમ ) શ્રી હરિને સમરવા-સંભારવા. હરિ ઇ૦--હે હરિ! રખેને

## પ્રભાતિયું ૨ જું.

સ્વરૂપ ચિંતવતાં રૂપ પ્રકટ થયું,
અનાથના નાથનું ધ્યાન ધરતાં;
કોટિ ઉપાય કરી ખબર લેજો ખરી,
વિલંબ ન કરિયે વર અમર વરતાં. સ્વરૂપ૦ ૧
સખી શોભાવતી જોબનના જોરથકી,
પાળશું પ્રીત અમો મદ માતાં;
અંગે ઉમંગ થયા પ્રેમે પિયુતણા,
ઠીક ઠેરાઇ રહ્યું જીવબુદ્ધિ જાતાં. સ્વરૂપ૦ ૨
અંતરથી અળગા કરૂં (તો) ત્રિકમ ! તલપી મરૂં,
કાંઇ ન સૂઝે બીજું કામ કરતાં;
વેદના વ્રેહતણી અંગ ઉપની ઘણી,
મોહી રહ્યું મન મારૂં મા'વ મળતાં. સ્વરૂપ૦ ૩

---

હું આ જુગમાં હારી જાઉં! અર્થાત્ તમારી કૃપા હશે તો આ જુગમાં (કળિકાળમાં) મુક્તિ પામીશ.

૧ ઇશ્વરના સ્વરૂપનું ચિંતવન કરતાં કરતાં તેનું રૂપ પ્રકટ થાય છે-તેની મૂર્તિ ધ્યાનમાં આવે છે. તે વિષે કહે છેઃ સ્વરૂપ ઇ૦-સ્પષ્ટ છે. અમર વર-અવિનાશી ઇશ્વર.

૨ સખી ઇ૦-ભક્તિરૂપી જોબનના જોરથી ભક્તરૂપી સખી શોભાવતી-શોભાયમાન છે. તે અમે (ભક્તરૂપી સખીઓ) પ્રેમ મદથી માતાં (મસ્ત) થઈને પ્રીત પાળશું-પ્રેમ નભાવીશું. અંગે ઇ૦-પિયુના (પ્રભુના) પ્રેમે કરીને અમને (ભકતોને) અંગે ઉમંગ થયો છે. ઠીક ઇ૦-અને જીવબુદ્ધિ નાશ પામતાં અમારાથી ઠીક ઠેરાઈ (ઠરાઇ) રહ્યું છે. અમે સારી રીતે સ્થિર થયા છીએ-અમે જીવન્મુક્ત થયા છીએ.

૩ તલપીમરૂં-ઝૂરીમરૂં. બીજું કામ-વ્યાવહારિક કાર્ય. મતલબ કે જે પોતાને બ્રહ્મરૂપ માને છે તેને દ્વૈતબુદ્ધિ સુખ ઉપજાવતી નથી અને તેને વ્ય-

લાલ લીલા કરી તમે રાસ રમ્યા હરિ,
ગત્ય ને મુક્તિ મળી ચર્ણે સા'તાં;
ભક્ત ભોજો ભણે ગુરૂના પ્રતાપથી,
ભેદ ભાગી ગયો ગુણ ગાતાં. સ્વરૂપ૦ ૪

## પ્રભાતિયું ૩ જું.

હરિજન હોય તેને હેત ઘણું રાખવું,
નિજ નામ ગ્રહીને નિર્માન રહેવું;
ત્રિવિધિના તાપને જાપ જરણા કરી,
પરહરી પાપ રામ (રામ) નામ લેવું. હરિ૦ ૧
સર્વથી નરસ રહી સરસ સહુને કહી,
આપ આધીન થઈ દાન દેવું;

---

વહારનાં કાર્ય કરવાં ગમતાં નથી. બ્રેહ (વિરહ)—વિયોગ. મોહી ઇ૦—મા'વ (ધણી) મળતાં મારૂં મન મોહી રહ્યું છે. મતલબ કે પ્રથમ સાધન દશામાં તો આત્માને જાણવાનેમાટે હું બહુ મથન કરતો હતો અને તેનું પરોક્ષ જ્ઞાન થયા પછી તેનું પ્રત્યક્ષ જ્ઞાન થવામાટે હું તલપાપડ થતો હતો. પણ જ્યારે મને પ્રત્યક્ષ જ્ઞાન થયું—આત્મા સાક્ષાત્કાર થયો ત્યારે હવે મારૂં મન તેમાં એવું મોહી રહ્યું છે કે બહિર્દૃષ્ટિમાં મને સુખ પડતું નથી.

૪ લાલ ઈ૦–જગતરૂપી રાસ રમ્યા એ ભાવ છે. ગત્ય (ગતિ)–સદ્‌ગતિ. ભેદ ભાગી ગયો—ગુપ્ત વાત જાણવામાં આવી. અથવા ભેદબુદ્ધિ–દ્વૈત બુદ્ધિ નાશ પામી.

૧ હરિજન ઇ૦—હરિજન હોય તેના ઉપર ઘણું હેત રાખવું. નિજ નામ–આત્માનું નામ. ત્રિવિધિના ઇ૦—જાપ (હરિ નામના જપ)વડે ત્રિવિધિના તાપને (અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવને) જરણા કરીને (જીર્ણ કરીને અથવા બાળી નાખીને) પાપ પરહરીને રામ રામ એવું ભજન કરવું.

મનકર્મવચને કરી નિજ ધર્મ આદરી,
દાતાભોક્તા હરિ એમ ક'હેવું. હરિ૦ ૨

અડગ ન દોડવું અધિક નવ બોલવું,
બોલવી ગુંજ તે પાત્ર ખોળી;
દીન વચન ન દાખવું, ગંભિરપણું રાખવું,
વિવેકીને ન કરવી વાત પો'ળી. હરિ૦ ૩

અનંત નામ ઉચ્ચારવું તરવું ને તારવું,
રાખવી ભક્તિ તે રાંક દાવે;
ભક્ત ભોજો કહે ગુરૂ પ્રતાપથી,
ત્રિવિધિના તાપ તે નિકટ ના'વે. હરિ.૦ ૪

## પ્રભાતિયું ૪ થું.

વૈરાગ્યના પદને વિઘ્ન આડાં ઘણાં,
કઠણ બંધ કામના કોક છૂટે;
કનકને કામની ચોકી આડી શામની,
રામની રમતમાં એજ લૂંટે. વૈરાગ્ય૦ ૧

---

૨ નરસ ઇ૦—બીજા બધાથી ઉત્તમ કહેવરાવવાની ઇચ્છા ન રાખતાં સહુને સરસ કહેવા. દાન દેવાનો વિધિ કહે છે: આપ ઈ૦—આપ (પોતે) દાન લેનારને આધીન થઇને દાન દેવું—અર્થાત્ વિનય રાખીને દાન આપવું. દાતા ભોક્તા–આપનાર અને ભોગવનાર.

૩ અડગ–સ્થિર રહીને–અક્કડ રહીને. ગુંજ–ગુણવંત. દીન ઇ૦–માઇકાંગલાં જેવા થઇને બોલવું નહિ. વિવેકીને ઈ૦–વિવેકીની પાસે પોહોળી (વિસ્તારથી) વાત કરવી નહિ. મતલબ કે તેને ટુંકામાંજ કહેવું. અથવા જે વિવેકી હોય તેણે પોહોળી પોહોળી (બડાઈની) વાત ન કરવી.

૪ અનંત–ઈશ્વર. તરવું ને તારવું–પોતે ભજવું અને બીજાને ભક્તિનો ઉપદેશ કરવો, એટલે બન્ને તરે.

૧ કઠણ ઈ૦–કામના કઠણ બંધ કોકથીજ છૂટે છે, અથવા કામના કઠણ બંધથી કોકજ છૂટે છે. આડી–શામની (હરિની)અને સાધકની વચ્ચે. રામની રમતમાં–હરિ ભજનમાં.

પ્રકૃતિ વશ થઇ રહ્યો ભક્તિ ભૂલી ગયો,
નારીએ નેણને બાણે માર્યો;
જોગ ધરી ભોગની પાછી ઇચ્છા કરી,
હાથ આવી બાજી તેણે હાર્યો. વૈરાગ્ય૦ ૨
કામનું મૂળ તે જાણવી કલ્પના,
ક્રોધથી કર્મની ગાંઠ બાંધે;
શીલ સંતોષના ચોબા દીધા વિના,
જન્મ ને મર્ણનો રોગ વાધે. વૈરાગ્ય૦ ૩
મૂળ વૈરાગ્યમાં મન જેનું મરે,
વિષયના સ્વાદમાં નવ ડોલે;
ભક્ત ભોજો કહે સંત ચેત્યા ખરા,
વેદ વચન તો એમ બોલે. વૈરાગ્ય૦ ૪

## પ્રભાતિયું ૫ મું.

પ્રપંચને પારથી સમજીને ચાલવું,
ડાહપણ ને ભોળપણ નાખી દેવું;
જેમ છે તેમ જાણીને જોઇ રે'વું જગતમાં,
વૈર ને પ્રીતિ નહિ એમ રે'વું. પ્રપંચ. ૧
દયા વિના ડાહપણ કેને નથી દીપતું,
ભોળાપણે ભક્તિનું પદ ના'વે;

---

૨ પ્રકૃતિ-માયા. પાછી-ફરીને. તેણે-તે ભોગવડે. ૩ ચોબા-ચપકા -ડામ.

૧ પારથી-વેગળે છેડેથી. જેમ છે ઇ૦-મતલબ કે વ્યવહાર જોવો પણ તેમાં પડવું નહિ-ઉદાસવૃત્તિ રાખવી. વૈર ઇ૦-રાગદ્વેષ તજવો.

મધ્યમાં સાન છે મા'વ મળવાતણી,
કોડમાં કોકને કામ કા'વે. પ્રપંચ૦ ૨
ઉંટમાં વાંક ને ઘોંક બહુ ભાતનો,
આતમા પાંશરો એમ જોવું;
સમજુને કોયનાં ચલણ ના દેખવાં,
આતમા ઓળખી આપ ખોવું. પ્રપંચ૦ ૩
પાત્ર વિણ સિંહણનું પય કેમ જામશે,
લોહના ઠામને લાગ નો'યે;
એમ ભોજલ બ્રહ્મરસ અજર જે જીરવે,
આપે અકરતા એજ હોયે. પ્રપંચ૦ ૪

## પ્રભાતિયું ૬ ઠું.

ભક્તિને મોરચે ભડ કોક આંગમે,
રણસંગ્રામે પદ કોક રોપે;

---

૨ કેને-કોઇનું. ભોળાપણ-અસ્થિરપણું (હરકોઈના ભરમાવ્યા ભરમાઈ જવાના ગુણને અહીં ભોળાપણ કહ્યું છે). મધ્યમાં ૯૦--મા'વ (હરિને) મળવાની સાન (સમજણ-અર્થાત્ અનુકૂળતા) મધ્યમાં (મધ્યવયમાં-જુવાનીમાં) છે.

૩ ઊંટમાં ૯૦—ઊંટમાં વાંક ને ઘોંક (વાંકાચુંકાપણું) બહુ ભાતનો છે પણ તેનો આત્મા પાંશરો છે; તેમ સમજુ પુરૂષે કોઇનાં ચલણ (આચરણ) જોવાં નહિ, પણ આત્માને ઓળખીને આપ (હુંપણું) ખોવું-તજવું.

૪ પાત્ર વિના-સોનાના પાત્ર વિના અથવા યોગ્ય પાત્ર વિના. ઠામ-પાત્ર. લોઢાના પાત્રમાં તેને જામવાનો લાગ નથી. (સિંહણનું દૂધ સોનાના પાત્રમાં જામે છે એમ કહેવાય છે). અજર-ન જીરવાય એવો. આપે ૯૦--જે આપે (પોતે) અકર્ત્તા (કર્ત્તાપણાના અભિમાન રહિત) હોય તેજ તેને જીરવે.

સત્યતણું પારખું જુએ જ્યારે શામળો,
દુઃખ સુખ નાવે મરની ! દૈવ કોપે. ભક્તિ० ૧
પ્રથમ સતયુગમાં પ્રલ્હાદને પીડિયો,
ભીડિયો થંભ તે લોહ તાતો;
(તોયે) ધીર નવ ધડકિયો [ ભયથી નવ ભડકિયો ],
થડકિયો શેષ ત્રૈલોક્ય જાતો. ભ० ૨
મોરૂધ્વજને વે'રતાં મે'ર નાવી મા'વને,
ઝેર આણ્યું તે બધી જગત્ જાણે;
કહો શિર ઉપર કરવત મે'લાવિયાં,
એકી કોરે દીકરોને વહુ બેય તાણે. ભ० ૩
શેહેર છોડી ચાલિયાં મેલ્યાં મંદિર ને માળિયાં,
રાણી રોહીદાસ ને હરિશ્ચંદ્ર રાજા;

---

૧ ભડ-ભટ-શૂર. ,આંગમે-જંપલાવે. પદ ૪૦-રણસંગ્રામમાં પદ (પગલું) કોઇ વીર હોય તેજ રોપે (સ્થિર કરીને મૂકે છે).

૨ તાતો-તપ્ત-તપેલો. થડકીયો ૪૦-સ્તંભ ફાટવાના ધડાકાથી શેષ થડકયો, અને તેનો શબ્દ ત્રણ લોકમાં પોહોચ્યો. હિરણ્યકશિપુના પુત્ર પ્રલ્હાદને અર્થે હરિ સ્તંભમાંથી નૃસિંહરૂપ ધારણ કરી પ્રકટ થયા તે સર્વત્ર વિદિત છે.

૩ મોરૂધ્વજ-( મયૂરધ્વજ ) રત્નપુર નામે નગરનો રાજા. એ રાજા વિષ્ણુનો પરમભક્ત હતો. પાંડવોનો અશ્વમેધનો ઘોડો અર્જુનને તથા કૃષ્ણને હરાવીને તેનો પુત્ર લાવ્યો હતો તે પાછો લેવાને બ્રાહ્મણને વેષે જઇ તેના સત્યની પરીક્ષા કરવામાટે તેની પાસે માગ્યું કે તારૂં ડાબું અર્ધું શરીર અમને આપ. જે ઉપરથી રાજાએ પોતાનું શરીર વેહેરાવવા માંડયું. એની દૃઢતા જોઈને કૃષ્ણે વેહેરેલો ભાગ પોતાના યોગ સામર્થ્યથી સારો કરીને તેની પ્રશંસા કરી હતી.

ભક્તિને કારણે શ્વપચ ને બારણે,
નરપતિ નીર ભર્યું ન મેલી માઝા. ભ૦ ૪

બળી સાથે છળ કર્યો, વામન થઇ પરવર્યો,
આગળ આવી કરગર્યો ભૂમિ માગી;
શુક્રાચાર્યે વારિયો તોય હૈયેથી નવ હારિયો,
રાખિયો ધર્મ ને તન ત્યાગી. ભ૦ ૫

પાંડવ પણ ગ્રહી રહ્યા અસામર્થ થઇ રહ્યા,
હતા સામર્થ પણ વચને ચાલ્યા;
સતીતણાં ચીર હર્યાં પાંચે વન પરવર્યા,
દુષ્ટ દુર્યોધન મો'લું'માં મા'લ્યા. ભ૦ ૬

કરણ પાસે જાચવા કૃષ્ણજી આવિયા,
વિઠલે વિપ્રનું રૂપ લીધું;

---

૪ વિશ્વામિત્રને સવાભાર સોનાનું દાન પૂરું કરી આપવાની પ્રતિજ્ઞા પાળવામાટે અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર ચાંડાલને ઘેર વેચાયો હતો, તેનો પુત્ર રોહીદાસ અને રાણી તારામતી બ્રાહ્મણને ઘેર વેચાયાં હતાં તે વિષે ભોજો કહે છે: શેહેર ઇ૦–સ્પષ્ટ છે. શ્વપચ—ચાંડાલ. ન મેલી માઝા–પણ સત્યની મર્યાદા છોડી નહિ.

૫ બળી ઈ૦–બળી રાજા ઇંદ્રપદ લેવાને ઇચ્છતો હતો માટે ઇંની પ્રાર્થના ઉપરથી વિષ્ણુએ વામનરૂપ લેઈને સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી લેઇને તેથી ત્રણ લોક આક્રાંત કર્યા. દાન ન આપવાને બળિના ગુરૂ શુક્રાચાર્યે તને ઘણી ના કહી પણ તેણે માન્યું નહિ અને બાકી રહેલું અરધું ડગલું ભૂમિ પૂરી કરી આપવાને તેણે પોતાનો દેહ સમર્પણ કર્યો; એ કથા પ્રસિદ્ધ છે.

૬ પાંડવ ઇ૦–પાંડવો પણ ( પ્રતિજ્ઞા )ને ગ્રહી રહ્યા અને અસમર્થ જેવા થઈ રહ્યા. ( તેઓ ) સમર્થ હતા તથાપિ વચને ચાલ્યા. મો'લું'માં—મોહોલોમાં.

બાણની સજ્જા કરી તેણે સમે આવ્યા હરિ,
રક્ત ધોઇ રેખુંનું દાન દીધું.　　　　　ભ૦ ૭

સમન ને મેજન બે સંતના ઓલગુ,
મોટી દશામાં જેણે મન ગાળ્યાં;
અસત્ય આવી ઘણી તે સમે આવી બણી,
શીશ અર્પણ કરી મત્ત પાળ્યાં.　　　　　ભ૦ ૮

શેઠ સગાળને બાળ વેધાવયું,
ધણી પધાર્યાજ એ ધર્મ જોવા;
નરને નારી મળી ખાંડવા બેઠાં વળી,
કો' સત્યવાદી બેસે કેમ રોવા.　　　　　ભ૦ ૯

ચોરાસી મતમાં સત્ય એમ પાળવું,
તો ચાર જુગમાં તેને કોણ લોપે;
ભોજલભક્તિનું રૂપ બહુ ભાતનું,
આ લોક પરલોકમાં એજ ઓપે.　　　　　ભ૦ ૧૦

---

૭ રેખુંનું-રેખોનું. કહેવાય છે કે કર્ણને નિત્યપ્રતિ સવાભાર સોનાનું દાન કરવાનો નિયમ હતો. તે બાણો વાગવાથી જર્જર થઇને પડ્યો હતો ત્યારે ભગવાને તેના સત્યની પરીક્ષા કરવાને બ્રાહ્મણનો વેષ ધરીને તેની પાસે સોનું માગ્યું. તે સોનું પોતાના અલંકારથી આપતાં પણ થોડુંક બાકી રહ્યું ત્યારે દાંતમાં જડેલી રેખોનું સોનું દાંત પાડીને કાઢી આપ્યું ।

૮ સમન ને મેજન-એ નામના બે ભક્તો ( ? ) ૯ શેઠ સગાળને બા૦-સગાળશા શેઠના સત્યની પરીક્ષા કરવાને સાધુને વેશે આવીને હરિએ તેના એકનાએક ચેલિયા નામે પુત્રનું માંસ માગ્યું, જે તેમણે માથું કાપીને અર્પણ કર્યું. હરિએ તેનું માથું ખાંડી આપવા કહ્યું તે પણ તેમણે ખાંડી આપ્યું. આથી પ્રસન્ન થઇને હરિએ તે પુત્રને જીવતો કર્યો, એમ પ્રસિદ્ધ છે.

## પ્રભાતિયું. ૭ મું.

સંત શૂરવીર તે સદ્દગુરૂજીના બાળકા,
હરિનામ લેતાં કહો કેમ હારે?
પ્રથમ કંટારિયું પે'રીને ચાલિયા,
મરી મટયા તેહને કોણ મારે. સંત ૧
તન મન ધન તજી જાહેર થઇ ઝુઝિયા,
રણ ચડ્યા તેહને કોણ વારે;
કીટ પર્યંત તે બ્રહ્મના લોક લગી,
મિથ્યા પ્રપંચ તે મન ધારે. સંત૦ ૨
જીવને શિવનો જેને સંશય છુટિયો,
સિંહને બકરી તેને એક હારે;
આપોપું અર્પીને એહને ઓળખો,
તો ત્રિવિધિના તાપને તર્ત ઠારે. સંત૦ ૩

---

૧ કંટારિયું-કાંટિઉં-મરનારની ઉપર ઓઢાડવામાં આવે છે તે લુગડું. શૂરવીર સંતો પ્રથમથીજ કાંટિઉં પેહેરીને ચાલ્યા છે અને મરી મટ્યા છે-મરીને પાછા જીવતા થયા છે તેને કોણ મારનાર છે? અર્થાત્ તેમનો અહં-ભાવ મરી ગયો છે અને જીવન્મુક્ત થયા છે. આત્મરૂપ થએલા સંતને મરવાનું હવે રહ્યું નથી, કેમકે દેહ મરે તો, તેનો તો તેઓ પ્રથમજથી દાવો છોડી બેઠા છે.

૨ ઝૂઝિયા—યુદ્ધ કર્યું (વિષયોની સાથે). રણચડ્યા-( વૈરાગ્ય શૂર થઇને ). અર્થાત્ જેઓ ખરા જ્ઞાનથી વૈરાગ્ય પામીને સંસારને તજી દેછે તેમને કોણ અટકાવનાર છે? કીટ પ૦—તેઓ ( સૂક્ષ્મમાં ) કીટ ( જીવડા ) પર્યંત સુધી અને ( મોટામાં ) બ્રહ્માના લોક સુધી-બ્રહ્માદિ કીટ પર્યંત ( બ્રહ્માથી તે કીડી લગી ) સઘળા પ્રપંચ ( જગત્)ને મનમાં મિથ્યા ( ભ્રમ માત્ર-સ્વપ્ન જેવો ) ધારે છે!

૩ જીવ પ૦—જીવ અને શિવ ( પરમાત્મા ) વચ્ચે ભેદ છે એ બુદ્ધિ જેની નાશ પામી છે. તે સમદર્શી થયા છે તે દૃષ્ટાંતથી કહી બતાવે છે: સિંહ

ભક્તને ભગવંત તો એક કરી જાણવા,
ચર્ણે આવે તેનું કાજ સારે;
ભોજલ ભવતણું નાવ નિજનામ છે,
કૃષ્ણ સમરે તેનું કુળ તારે. સંત૦ ૪

## પ્રભાતિયું ૮ મું.

શબ્દને પાર સદ્‌ગુરૂજીનું રૂપ છે,
ચર્મ ચક્ષુ હોય તેને કેમ સૂઝે;
જીવપણે પદ તો કોઇને જડે નહિ,
અનુભવી હોય તે આપ બૂઝે. શબ્દ ૧
રતિ વિના સ્વરૂપ તો લક્ષ આવે નહિ,
શીખે સુણે મર ! શબ્દ ગાવે;

---

ધ્૦—સ્પષ્ટ છે. આપોપું-અહંભાવ. અર્પીને-આપી દેઇને-તજીને. એહને-આત્માને. ત્રિવિધિના તાપ-ત્રણ પ્રકારના તાપ. અધ્યાત્મ ( આત્મકૃત ), અધિદેવ( દૈવકૃત ), અને અધિભૂત ( બીજા કોઇ પ્રાણી પદાર્થથી થયેલો ).

૪ નિજ નામ-પરમાત્માનું પોતાનું નામ.

૧ શબ્દને ધ્૦-સદ્‌ગુરૂજીનું-પરમાત્માનું ( સદ્‌ગુરૂના જીવપણાનો અંશ ત્યાગ કરીને બાકી રહેલા આત્માને ઉદ્દેશીને ભોજાનું કહેવું છે. ) રૂપ શબ્દની પાર છે- શબ્દથી તે કહી શકાય એવું નથી. ( કારણ કે જેટલું કલ્પનામાં આવી શકે છે તે નશ્વર છે; બ્રહ્મ કલ્પનામાં આવી શકતું નથી માટે શબ્દવડે તેનો નિર્દેશ પણ થઈ શકતો નથી ). ત્યારે શબ્દથી ન કહો તો નેત્રથી બતાવો; તેના ખુલાસામાં ભોજો કહે છે કે, જે ચર્મચક્ષુ ( ચામડાનાં નેત્રવાળો-અર્થાત્ જ્ઞાન દૃષ્ટિએ જોવાની જેની શક્તિ નથી એવો ) હોય તેને આત્માનું સ્વરૂપ શી રીતે દેખાય ? પદ-પરમપદ-પરમાત્માનું સ્વરૂપ. પરમાત્મ સ્વરૂપ કહી શકાતું નથી કે બતાવી શકાતું નથી ત્યારે તે છે એ શી રીતે જણાય ? તેનો ખુલાસો: અનુભવી ધ્૦— જે અનુભવી હોય તે આપ ( પોતાની મેળે ) બૂઝે ( સમજે છે ).

૨ રતિ વિના ધ્૦-પ્રીતિ વિના આત્માના સ્વરૂપનું લક્ષ્ય થઇ શકતું નથી. મર !-ભલેને ! અનુભવ ધ્૦—અનુભવ ખુલ્યા વિના-અર્થાત્ અનુભવ

અનુભવ ખુલ્યા વિના આપ સુઝે નહિ,
ચૈતન્ય બ્રહ્મ કદી સ્વપ્ને નાવે. શબ્દ૦ ૨
જ્યાં લગી કલ્પના ત્યાં લગી જીવ છે,
સંશય છૂટે ત્યારે શિવ કાચે;
ધ્યેય ને ધ્યાતા વિના ધ્યાન જો પ્રગટે તો,
સોહં સ્વરૂપમાં જઇ સમાચે. શબ્દ૦ ૩
શબ્દને પાર (આવાગમનનું) તેને કાંઇ અડે નહિ,
જેમ કાંચળી તજીને ભોરંગ જાવે;
(એમ) ભક્ત ભોજો કહે (એવી) ગુરૂગમ પ્રગટે તો,
જન્મને મરણનો ભય નાવે. શબ્દ૦ ૪

---

થયા વિના આ ( પોતાનું આત્મા સ્વરૂપ ) સૂઝે નહિ. શામાટે સૂઝે નહિ ? ચૈતન્ય ઇ૦—ચૈતન્યરૂપ બ્રહ્મ કદી સ્વપ્ને ( માયામાં )નાવે–આવેજ નહિ. ( પરસ્પર વિરોધ છે માટે: ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મ પ્રકાશ સ્વરૂપ છે અને માયા અંધકાર સ્વરૂપ છે ). અથવા અનુભવ થયા વગર સ્વપ્ને પણ તે મળનાર નથી.

૩ જ્યાં લગી ઇ૦–જ્યાં લગી કલ્પના છે ત્યાં લગી જીવને જીવપણું છે. કલ્પનાનો લય થયો એટલે તેનું જીવપણું નાશ પામીને તે આત્મરૂપ થાયછે. સંશય--હું દુ:ખી અને નાશવંત જીવ છું તે આનંદરૂપ અને અમર આત્મા કેમ હોઇ શકું એવો સંશય. શિવ કાચે–શિવ ( પરમાત્મારૂપ) કાચે (કહાચે)–કહેવાય જીવન્મુક્ત કહેવાય. ધ્યેય ઇ૦—જો ધ્યાન કરતાં કરતાં ધ્યેય ( ધ્યાન કરવાનો પદાર્થ ) અને ધ્યાતા ( ધ્યાન કરનાર ) વિના જો ધ્યાન આનંદ સ્વરૂપનોજ ભાસ થાય તો તે સોહં સ્વરૂપમાં જઇને સમાય છે–સોહં કે–માત્ર( તે બ્રહ્મ તે હું છું, એવી સ્થિતિ જેમાં થાય છે તે) સ્વરૂપમાં જઈને સમાય–તદ્રૂપ થાય છે.

૪ શબ્દને ઇ૦—શબ્દની પાર જે સ્વરૂપ છે ( આત્મા શબ્દથી વર્ણ્યામાં નથી આવતો માટે તેને શબ્દથી પાર કહ્યો છે ) તેને આવાગમનનું કાંઇ અડતું નથી– તેને જન્મ મરણ નથી. દ્રષ્ટાંત આપે છે : કાંચળી ઇ૦—

## પ્રભાતિયું. ૯ મું.

જ્યાં લગી જીવની જાત જાણી નથી,
ત્યાં લગી તાણમતાણ રહે છે;
આદ્યને વિચારતાં અંત્યે મધ્યે એક છે,
વસ્તુ સાચી તે વેદાંત કહેછે. જ્યાં૦ ૧
જાત જાણ્યા વિના મત પંથ બહુ થયા,
અટકી રહ્યા આંધળા આપ ભૂલ્યા;
વધી ગયા વિવાદમાં તેણે હરિ નાવે હાથમાં,
મેરૂ જવા મન કરે પાય લૂલા. જ્યાં૦ ૨
જાત જાણ્યા વિના યોગ સાધન કરે,
પરહરે કામ ને ધન ધામ મૂકે;
હઠે કરી આદરે પેરેથી પાછા ફરે,
વૈભવને ભોગવી ભક્તિ ચૂકે. જ્યાં૦ ૩

---

જેમ કાંચળી તજીને ભોરંગ (મહાસર્પ ) જાય છે તેમ માયા તજીને આત્મા જાય છે. નાવે–ન આવે.

૧ જીવની જાત–જીવનું વસ્તુ સ્વરૂપ–અજર, અમર, અછેદ્ય, અભેદ્ય, નિત્ય, નિર્વિકાર, એવું જીવનું સ્વરૂપ. તાણમતાણ–જ્યાં સુધી જીવનું એવું સ્વરૂપ જાણવામાં આવ્યું નથી ત્યાં સુધી જૂદા જૂદા મતમાર્ગની ખેંચમતાણા રહે છે. આદ્યને ૯૦–જે વસ્તુ આદિ, મધ્ય અને અંતમાં–ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં એક સત્યરૂપજ છે તેને વેદાંત સાચી વસ્તુ કહે છે.

૨ જાત–સ્વરૂપ. વધી ગયા વિવાદમાં–ઘણો વાદ કર્યો. મેરૂ ૯૦–મેરૂ ઉપર જવાને મન કરે છે પણ પગ તો લૂલા છે, તેમ જીવ શી વસ્તુ છે તે તો જાણ્યું નથી અને પરમાત્માને પોહોચવાના પંથના વિવાદ કરે છે ! !

૩ હઠે ૯૦–હઠે કરીને યોગ વગેરે સાધન આદરે છે પણ તેમાં સ્થિતિ નથી રહેતી ત્યારે પેરેથી ( યુક્તિથી ) પાછા ફરે છે–પાછા સંસારમાં પડે છે.

અણછતો આપણું આપ ભૂલી ગયો,
જીવ થઇ જાચતો કર્મ ઘાટે;
બુદ્ધિના ઠાઠમાં વાટ સુઝે નહીં,
આવવું જાવું તે એજમાટે. જ્યાં૦ ૪

જાત જાણ્યા પછી જન્મ મૃત્યુ ટળે,
જેમ પારો ગરે પાણીમાં પાછો નાવે;
ભોજલ બ્રહ્મવેત્તા જેને ગુરૂ મળે,
તો આ નરદેહ અભેપદ પાવે. જ્યાં.૦ ૫

## પ્રભાતિયું ૧૦ મું.

સત પુરૂષના દોષને શઠ કેમ ઓળખે,
દેહનાં ચલણ ભાળી દ્વાંત લાવે;
કહેવાય છે ડાહ્યા પણ જાણતા કંઇ નથી,
કાક દષ્ટિ કરી કર્મ પાવે. સત૦ ૧

---

૪ અણછતો ઇ૦–જેવો પોતે નથી તેવો પોતાને માનનાર આત્મા પોતાના આપને ( સ્વરૂપને ) ભૂલી ગયો અને જીવ થઇને ( પોતાને દુઃખી જીવ માનીને ) કર્મના ઘાટવડે જાચતો–કર્મના ફળ ભોગને સ્વાધીન થતો. બુદ્ધિના ઠાઠમાં ( વૈભવમાં )–બુદ્ધિના અભિમાનમાં વાટ ( ખરો રસ્તો ) સૂઝતો નથી. અથવા સ્વબુદ્ધિકૃત સંસારમાં પોતેજ ભૂલો પડે છે. આવવું ઇ૦–આત્મજ્ઞાનરૂપી ખરો રસ્તો જડતો નથી માટેજ આવવું જાવું–જન્મ મરણ થાય છે.

૫ પારો ઇ૦– જેમ પાણીમાં પારો નાખ્યો હોય તે પાછો હાથ આવતો નથી તેમ જાત જાણ્યા પછી ( જીવનું સ્વરૂપ ઓળખ્યા પછી ) ફરી જન્મ લેવો પડતો નથી. અભેપદ ( અભય પદ ) પાવે–પામે.

૧ શઠ લોકો સત્પુરૂષનાં બાહારનાં આચરણ જોઇ તેની ટીકા કરે છે તે વિષે ભોજો કહે છે કે, સતપુરૂષ ઇ૦–સ્પષ્ટ છે. ચલણ–આચરણ. દ્વાંત–દ્વેષ (?) કાકદષ્ટિ–ચાંદાં શોધવારૂપ નજર. કર્મ પાવે–મોટા પુરૂષોનાં છિદ્ર શોધીને કર્મ ( પાપરૂપ કર્મ ) પાવે ( પ્રાપ્ત કરે )–કર્મ બાંધે.

હસ્તિના દાંત તો ચાવવાના છે ખરા,
પણ દેખાડવા જગતને બા'ર બીજા;
મહંતની કળા તો ના'વે કેના માપમાં,
મરમ સમજી મન માંહી રીઝયા. સત૦ ૨
જેમ મોતી શીપમાં બીડેલ નહિ બાહ્યરૂં,
તેના પેટમાં પારખું કોક જાણે;
અકળ પુરૂષ આ લોકમાં અનુચરે,
દુરીજન દેખીને દુર્ભાવ આણે. સત૦ ૩
જેમ બળી ચીંદરી અગ્નિમાં જે બળી,
આકાર દીસે પણ અર્થ નાવે;
એમ જગતને ભક્ત બે અહોનિશ ભેળાં રહે,
પણ ભોજલ સમજ્યા તે બ્રહ્મ કા'વે. સત૦ ૪

## પ્રભાતિયું. ૧૧ મું.

સાધુજન કોઈ ઇચ્છે નહિ સુખને,
ભક્તિ કારણ મર ! દુઃખ પામે;
સંત સેવામાં શીશ આડું દિયે,
પરમાર્થસારૂ લેઇને પ્રાણ હોમે. સાધુ૦ ૧

---

૩ અકળ—જેમનું સ્વરૂપ કળી શકાય નહિ એવા. અનુચરે—ફરે છે. દુરીજન ઇ૦—દુર્જનો તેમને દેખીને તેમના પ્રતિ દુર્ભાવ આણે છે.

૪ મહાપુરૂષોનાં આચરણ તેમને પુણ્યપાપમાં નાખતાં નથી તે દૃષ્ટાંતથી કહે છે: જેમ ઇ૦—સ્પષ્ટ છે. ચીંદરી—ચીંદરડી. દૃષ્ટાંત કહે છે: એમજ જગત અને ભકત બન્ને અહોનિશ ( રાત્રિ દિવસ ) ભેળાં રહે છે પણ બળ્યા વગરની ચીંદરડીની પેઠે જગતનાં મનુષ્યોનાં કર્મ તેમને બાંધે છે અને બળેલી ચીંદરડીની પેઠે ભકતનાં કર્મ તેમને બાંધતાં નથી. ભોજલ કહે છે કે, જે બ્રહ્મજ્ઞાન સમજ્યા છે તે બ્રહ્મ કાહાવે—કહેવાય છે.

૧ મર !—ભલેને ! શીશ આડું દિયે—માથું આડું ધરે. અર્થાત્ સંતની સેવાને અર્થે મોતનો પણ સ્વીકાર કરે. લઈને—પ્રાણને હાથમાં લેઈને હોમે.

પ્રપંચને પરહરિ ખબર રાખે ખરી,
વૃથા વાતની ત્યાં નો'ય વૃષ્ટિ;
ગુણ ને અવગુણ તો એકે નાવે ઊરમાં,
સંતની હોય સદા સમદૃષ્ટિ. સાધુ૦ ૨

આતમા જાણીને દિયે અન્ન પાણી,
કીટ બ્રહ્મા લગી એક લેખે;
જળ થળ જીવ જડ, સ્થાવર જંગમ બધું,
અદ્વૈત બ્રહ્મ માંહી એમ દેખે. સાધુ૦ ૩

જગત જાણે નહિ ભક્તના ભેદમાં,
શબ્દની વાત કો સંત જાણે;
ભક્ત ભોજો ગુરૂ જ્ઞાને ધ્યાને કરી,
શબ્દ વિલાસમાં સુખ માણે. સાધુ૦ ૪

## પ્રભાતિયું ૧૨ મું.

બ્રહ્મ ભરથારનો ભોગ ભાંવ્યો નહિ,
ત્યાં લગી જોગ વિજોગ જેવો;
પ્રેમ પ્રતીત વિના પાંચેને વશ કરે,
દૃગ વિના દેહને દંડ દેવો. બ્રહ્મ૦ ૧

---

૨ નો'ય–ન હોય. ગુણ ને અવગુણ–(સંતના). ૩ આતમા ઇ૦–શત્રુ મિત્ર કે જાત નાત જોયા વિના જીવ માત્ર જાણીને તેને અન્ન પાણી આપે –તેનું રક્ષણ કરે. એક–સમાન. અદ્વૈત–બેપણા રહિત–એકજ. ૪ ભેદ–મર્મ. શબ્દ–(ગુરૂના).

૧ પ્રેમ ઇ૦–પ્રેમની પ્રતીતિ બતાવ્યા વિના–અર્થાત્ ખરો પ્રેમ પ્રકટ થયા વિના પાંચે ઈંદ્રિયોને વશ કરે તે દૃગ વિના અર્થાત્ જોયા–વિચાર્યા વિના દેહને દંડ દેવા બરોબર છે.

વ્યાસને અટપટી વાત હતી પ્રેમની,
કર્મની કૂટમાં ક્લેશ વાધ્યો;
નારદ મુનિએ કહ્યું ત્યારે હતું તેમ થઇ રહ્યું,
શ્રીપત ઉપરે સ્નેહ સાધ્યો. પ્રશ્ન૦ ૨
શુક મુનિ વ્યાસના સુત એવા થયા,
ગર્ભમાં કર્મનું ધ્યાન વામ્યો,
જનક પાસે આવિયો (ત્યારે) અધિક સમજાવિયો,
ગતિ જડી ને ગૌલોક પામ્યો. પ્રશ્ન૦ ૩
પ્રેમ વિના પંથનો પાર આવે નહિ,
કવિ થઈ રવિને પાર પોહોચે;
ભોજલ ભક્તિનો મર્મ જાણ્યા વિના,
અજ્ઞાની જીવ તો એમ શોચે. પ્રશ્ન૦ ૪

## સરવડું ૧ લું.

પ્રથમ તો નામ રૂપથી ટળવું, માન મેલી મહંતને મળવું;
વિવેકી પુરૂષ વાળે એમ વળવું, તો ગળવું છે એમ જ્ઞાનમાં રે. ૧

---

૨ અટપટી ૦—વ્યાસને પ્રેમ કરવાની વાત અટપટી લાગતી હતી, તેથી પુરાણમાં વર્ણેલાં યજ્ઞ, દાન, વ્રતાદિક કર્મની કૂટ તેણે કરી. પણ તેથી તેનો ક્લેશ વધ્યો. જ્યારે નારદે ભાગવત રચી હરિગુણ ગાવાનો વ્યાસને ઉપદેશ કર્યો ત્યારે તે ક્લેશ મટ્યો. શ્રીપત (શ્રીપતિ)—વિષ્ણુ.

૩ વામ્યો—તજ્યો. શુક મુનિ માતાના ઉદરમાં હતા ત્યારથી જ્ઞાન પામેલા હતા એવી કથા પ્રસિદ્ધ છે. ગતિ જડી—મોક્ષ પ્રાપ્ત થયો.

૪ કવિ ૦—ભલેને કવિ થઇને રવિની પાર પોહોચે, તોપણ પ્રેમ વિના સંસારના માર્ગનો (જન્મમરણનો) પાર આવતો નથી.

૧ નામ રૂપથી ટળવું—પદાર્થ માત્રમાં અસ્તિ (હોવાપણું), ભાતિ (જણાવાપણું), પ્રિય (આનંદ આપવાપણું), નામ, અને રૂપ, એ પાંચ વાનાં જોવામાં આવે છે. એમાંનાં પેહેલાં ત્રણ સત્ય છે અને છેલ્લાં બે મિથ્યા છે, માટે તે બે તજી દેવાં.

તન મન તેને સમર્પણ કરવું, એનું લઇને એ આગળ ધરવું;
આત્મદર્શી થઈ એણીપેર તરવું, તો મરવું મટે મૃત્યુ લોકમાં રે. ૨
એમ સમજીને અણભે થાવું, જ્ઞાન ગંગાજી માંહે અહરનિશ ના'વું;
ગાવું વાવું સમજી માંહી સમાવું, તો જોવું છે નિજ ઘર જીવને રે. ૩
એ પદને કોઇ અનુભવી બૂઝે, જાહેર થઇને એણી પેર ઝૂઝે;
આપ ટળે તો આપોપું સૂઝે, જો પૂજે પ્રગટ સંતને રે. ૪
વિહંગમ સાધવે પદમાં મળિયા, જન્મ મરણનાં તેને સંકટ ટળિયાં;
લવણ ધેનુ અંબુમાં ગળિયાં, એમ ભળિયા છે પરિબ્રહ્મમાં રે. ૫
જેમ રે પાળો ઉદકથી જામ્યો, તેને શબ્દ સૂરજરૂપી ચોઇદીશે ધામ્યો;
પોતે પોતાના સ્વરૂપને પામ્યો, ભોજલ સદ્ગુરૂ ભેટતાં રે. ૬

---

૨ સમર્પણ કર્યા પછી ગુરૂ આદિને શું આપવું? તેનો ખુલાસો કરે છેઃ એનું ઇ૦-સ્પષ્ટ છે. આત્મદર્શી-આત્મજ્ઞાની.

૩ અણભે-ભય રહિત. વાવું-બજાવવું. માંહી-આત્મજ્ઞાનમાં. નિજઘર -પોતાનું મૂળ સ્થાન—આત્મસ્વરૂપ.

૪ આપ—અહંતા—હુંપદ. આપોપું—આત્મસ્વરૂપ. ૫ વિહંગમ ઈ૦-મુક્તિના ત્રણ માર્ગ છેઃ પિપીલિકા માર્ગ, કપિ માર્ગ, અને વિહંગમ માર્ગ. યજ્ઞાદિ કર્મ કરીને અંતઃકરણ શુદ્ધિ દ્વારા આત્મજ્ઞાન મેળવવું તે પિપીલિકા માર્ગ કહેવાય છે; ઉપાસન ભક્તિ, આદિકથી અંતઃકરણશુદ્ધિદ્વારા આત્મજ્ઞાન મેળવવું તે કપિ માર્ગ કહેવાય છે, અને ગુરૂસેવા કરી શ્રવણ, મનનાદિકથી અંતઃકરણશુદ્ધિદ્વારા આત્મજ્ઞાન મેળવવું તે વિહંગમ માર્ગ કહેવાય છે. પિપીલિકા ( કીડી ) જેમ ધીમે ધીમે ચાલે છે, તેમ તે માર્ગે મોડો મોક્ષ પમાય છે; કપિ જેમ થેકડા મારીને જાય છે ઉપાસનાવાળો તેથી વેહેલો જ્ઞાન પામે છે અને વિહંગમ ( પક્ષી ) માર્ગવાળો પક્ષીની પેઠે ઝડપથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે.

૫ લવણ ઇ૦-જેમ લવણ ( મીઠા )ની ધેનુ ( ગાય ) અંબુમાં ( પાણીમાં ) ગળિયાં ( ગળી ગયાં છે ) તેમ તેઓ પરબ્રહ્મમાં ભળ્યા છે.

૬ જેમ ઇ૦-જેમ પાળો-ઝાકળનો કણ (?) ઉદકથી (પાણીથી) જામ્યો હોય તે સૂર્યના તાપથી ચારે પાસથી ધામ્યો ( ધમ્યો ) હોય ત્યારે તે પોતાના

## સરવડું ૨ જું

મળ્યા ગુરૂદેવ મુક્ત ઘર પાયા, જ્યાંસે આયા ત્યાંહિ સમાયા;
કાયા કલેશ લવલેશ નહિ માયા, પાયા હે ઘરપ્રેમકા રે. ૧
નેને દેખ્યા સો નર દેત નિશાની, પાર પૂગ્યા તેની પ્રકટ વાણી;
વિશ્વ ચરાચર વસ્તુને જાણી, ગ્રહી બેઠા નિજ મૂળને રે. ૨
હુવા હસ્તામળ શ્યામ સોહાગી, અનંત જન્મની આપદા ભાગી;
સદ્ગુરૂથી ચૈતન્યતા જાગી, જીવનમુક્ત તેને જાણવા રે. ૩
તૃપ્ત ભયા જેણે દેખ્યા તમાશા, અવાચ્ય વસ્તુ તેને શું કરે વાચા;
ભોજલ સદ્ગુરૂ જેને મળિયા સાચા, તે પોહોચી ગયા પરબ્રહ્મને રે. ૪

---

અસલ પાણી રૂપને પામી જાય છે તેમ, અજ્ઞાન ઉપાધિથી આત્મા જીવપણાને પામ્યો છે તેને સદ્ગુરૂના શબ્દરૂપી તાપ લાગવાથી તે પોતાના અસલ આત્મા રૂપને પામી જાય છે એ ભાવ છે.

૧ મળ્યા૦—ગુરૂ દેવ મળ્યા એટલે મુક્તિનું ઘર પ્રાપ્ત થયું. જ્યાંસે—જ્યાંથી. જે આત્મામાંથી જીવપણું પ્રાપ્ત થયું છે તે આત્મામાં પાછા તે ભળી જાય છે. તે દશામાં તેમને કાયા સંબંધી કલેશ વેઠવા પડતા નથી કે લવલેશ માયા તેમને વળગતી નથી કેમકે તેને પ્રેમનું ઘર પ્રાપ્ત થયું છે.

૨ નેને૦—જેમણે આત્માને દૃષ્ટિથી જોયો છે-જેમણે અનુભવ કર્યો છે તેઓ નિશાની આપે છે કે તે પરમ જ્ઞાન સ્વરૂપ તેજોમય છે, જેએ પાર પૂગ્યા છે-જીવન્મુક્ત થયા છે તેમની વાણી પ્રકટ છે, તથા તે વિશ્વની ચરાચર સ્થાવર જંગમ વસ્તુને જાણીને-તેનો ત્યાજ્યપણે નિશ્ચય કરીને પોતાના મૂળરૂપ આત્માને ગ્રહી બેઠા છે.

૩ હુવા૦—સુંદરસ્યામ-આત્મારૂપ ભગવાન જેમને હસ્તામળ-અર્થાત્ પ્રત્યક્ષ અનુભવગોચર થયા છે તેમની અનંત જન્મની-અનંત જન્મા લેવાની આપદા ભાગી-નાશ પામી છે.

૪ તૃપ્ત૦—જેણે બ્રહ્માનંદરૂપ તમાસો દીઠો છે તેઓ તૃપ્ત થયા છે-તેમને બીજાં વિષય સુખ તુચ્છ લાગે છે (અથવા જેમણે વિશ્વરૂપી

# તિથિઓ.

## રાગ ધોળ.

**પ્રથમ** મૂળ વિચારયની કે તું કયાંથી આવ્યો;
જેવડે આ જગત રહ્યું તેશું અન્યભાવ લાવ્યો ! ૧
બીજ ચરાચર એક છે જડ ચૈતન્યમાં જો તે;
પ્રગટ દીસે પરમાત્મા અંતર આપોપુ ખોતે. ૨
ત્રિગુણને અવસ્થા ત્રણ છે જાગૃત સ્વપ્ન ને સુષુપ્તા;
તુરીયામાં જેને તે ભળે મટે ધ્યેય ને ધ્યાતા. ૩

---

તમાસો દીઠો છે—અનુભવ્યો છે તે તેથી એવા ધરાઇ ગયા છે કે તેને ફરીને જોવાને ઇચ્છતા નથી ), પણ તે બ્રહ્માનંદ અવાચ્ય ( ન કહી શકાય એવો ) છે એટલે તેને વાચા ( અક્ષરાત્મક વાણી ) શું કરે ?—શી રીતે કહી શકે?

૧ તિથિઓ —પ્રત્યેક ચરણના આરંભમાં એકથી પંદર સુધી તિથિઓના અંક મુદ્રાલંકારની રીતે મુદ્રિત કર્યા છે, અને તે નિમિત્તથી ઉપદેશ કર્યો છે; બીજા ઘણા કવિઓએ તિથિઓ લખી છે તેમાં તિથિવાચક શબ્દનો અર્થ અહીંની પેઠે ભિન્ન થતો નથી હોતો માટે ભોજાની એટલી કારીગરી વિશેષ છે. પ્રથમ ઇ૦—ભોજો પોતાના શિષ્યને ઉપદેશ કરતાં કહે છે કે પ્રથમ તો તું એ પોતાનું મૂળ વિચારય કે તું કયાંથી આવ્યો ?—તારી ઉત્પત્તિ કયાંથી છે? અર્થાત્ પરમાત્મા એજ તારૂં મૂળ ઉત્પત્તિ સ્થાન છે, માટે તે તારૂં કારણ છે; અને કારણ એ કાર્યથી ભિન્ન નથી માટે તું પણ પરમાત્માથી ભિન્ન નથી. પણ તે પરમાત્મા કે જેનાવડે આ જગત્ રહ્યું છે-તેની સ્થિતિ ટકી રહી છે-તેની સાથે તું તો અન્ય ભાવ–'મારાથી તે જાદો છે' એમ ભિન્નભાવ લાવ્યો છે, એ આશ્ચર્ય જેવું છે ! અથવા એ તારી ભૂલ છે. ( આ કડીમાં 'પ્રથમ' શબ્દવડે પેહેલી તિથિ–પડવાનો નિર્દેશ છે. અને એ રીતે, બીજ, ત્રિ, ચોથા, વગેરે શબ્દોથી બધે તિથિઓનો નિર્દેશ સમજી લેવો ).

૨ બીજ ઇ૦—ચરાચર ( ચર–જંગમ + અચર–સ્થાવર )નું બીજ ( ઉત્પત્તિનો હેતુ–પરમાત્મા ) સર્વત્ર એકજ છે. તે કયાં છે? જડ ઇ૦—સ્પષ્ટ છે. તે શી રીતે દેખાય ! પ્રકટ ઇ૦—સ્પષ્ટ છે. આપોપું–અહંકાર. ખોતે–ખોવાથી.

૩ તું કહેશે કે મારા જેવા સંસારીને આત્માનું દર્શન કેમ થશે તો

ચોથા પદની સંજ્ઞા તે સિધ્યો શિષ્ય પ્રીછે;
ગુરૂગમ આવી કેને નવ કહે, તે આપોપુ ન ઇચ્છે. ૪

પંચમની બારિયેથી પેસતાં રૂંધ્યા દશ દરવાજા;
શૂન્યશિખર પર ચઢી ગયા વાજે અનહદ વાજાં. ૫

ખટપટ સર્વે ખૂટી ગઇ સુરતિ સે'જે સમાણી;
અંતર લોચન ઉઘડ્યાં નિરખ્યા પુરૂષ નિરવાણી. ૬

---

સાંભળ: ત્રિગુણ ઈ૦—સત્વ, રજ, અને તમ, એ ત્રણ ગુણને અનુક્રમે જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તા (સુષુપ્તિ), એવી ત્રણ અવસ્થારૂપી સંસાર વળગેલો છે-તને (આત્માને) વળગેલો નથી. આત્માની તો તુરીયા (ચોથી-નામ વગરની) અવસ્થા છે; જેનું ધ્યેય અને ધ્યાતાપણું મટી જાય છે તે, તે અવસ્થામાં ભળી જાય છે. ધ્યાન કરવાના પદાર્થને ધ્યેય કહે છે અને ધ્યાન કરનારને ધ્યાતા કહે છે. અર્થાત્ નિર્વિકલ્પ સમાધિમાં તુરીયાવસ્થા પ્રાપ્ત થઈ આત્મદર્શન થાય છે.

૪ ચોથા ઈ૦—ચોથા પદની સંજ્ઞા (નામ)-તુરીયાવસ્થા તે જે શિષ્ય સિધ્યો (સિદ્ધ થયો) હોય તે પ્રીછે (જાણે). ગુરૂગમ ઈ૦-ગુરૂગમ (ગુરૂથી પ્રાપ્ત થયેલું જ્ઞાન) જેને આવી (પ્રાપ્ત થઇ) તે કેને (કોઈને) કાંઈ કહેતો નથી, કે મને જ્ઞાન પ્રાપ્ત થયું છે. તેને ઓળખવાનું લક્ષણ તો માત્ર એટલુંજ છે કે, તે આપોપું (હું-મારૂં) ઇચ્છતો નથી.

૫ પંચમ ઇ૦-પંચમની બારીએથી પેસતાં (પંચ પ્રાણદ્વારા દેહમાં વાયુ દાખલ થતાં) યોગીએ દશ દરવાજા (દેહનાં દશ દ્વાર) રૂંધ્યા—બંધ કર્યા. પ્રાણાયામ કરીને શ્વાસ રોકયો. અને પછી જ્યાં અનહદવાજાં વાગે છે (કાન બંધ કર્યાથી જે અવાજ સંભળાય છે તેને અનહદ નાદ કહે છે.) એવા શૂન્યશિખર ઉપર (જે અવસ્થામાં નિષ્પ્રપંચ પરમાત્મરૂપ માત્ર ભાસે છે તે અવસ્થામાં) ચઢી ગયા. અર્થાત્ જે પુરૂષો પ્રાણાયામ કરીને શૂન્ય સમાધિમાં દાખલ થાય છે તેમને પરમાત્માનું રૂપ ભાસે છે.

૬ શૂન્યશિખર પર ચઢી ગયા પછી શું થાય છે, તે કહે છે: ખટપટ ઇ૦—સ્પષ્ટ છે. સુરતિ-મનની કલ્પનાઓ. સમાણી-શાંત થઇ. અથવા મનની વૃત્તિઓ આત્મસ્વરૂપમાં એની મેળે સમાઇ ગઇ—લીન થઇ. પુરૂષ નિરવાણી-નિર્વાણ (કૈવલ્ય-મોક્ષ) રૂપ પુરૂષ (આત્મા) ને નિરખ્યા.

સાત દ્વીપને નવે ખંડનું નાટક નજરે દેખું;
ચર્મચક્ષુ ટળી ગયાં એ અંતર દિલ પેખું. ૭

અષ્ટ કમળ દલ ઉપરે બોલે બોલણહારો;
વસ્તુ ગત્યે વિલસી રહ્યો નામ રૂપથી ન્યારો. ૮

નવ તત્વનું વાસના મટી ગયું રામ મળતે;
સાધન સર્વે શમી ગયાં ત્રિવિધિ આંટી ટળતે. ૯

દશા મોટી મહંતની કેના કળ્યામાં ના'વે;
શબ્દવેધુ શ્રોતા ખરા એને અટકળ આવે. ૧૦

---

૭ સાત દ્વીપ ઈ૦–એ અવસ્થા પ્રાપ્ત થયા પછી સકળ જગત્ એ નાટક જેવું ખેલરૂપ ભાસે છે અથવા સિદ્ધિ પ્રાપ્ત થયા પછી તેને અંતરાય ટળી જવાથી દૂરની વસ્તુઓ પ્રત્યક્ષ દેખાય છે. અંતર ઈ૦—પ્રથમની અવસ્થામાં અને સમાધિ પછીની અવસ્થામાં એજ અંતર ( તફાવત ) હું દિલમાં દેખું છું કે, મારાં ચર્મચક્ષુ જતાં રહ્યાં અને જ્ઞાનચક્ષુ પ્રાપ્ત થયાં; અથવા અંતર દિલ–મનમાં.

૮ અષ્ટ ઈ૦—આઠ દળ ( પાંખડી )ના કમળ ઉપર રહેલો બોલણુહારો ( બોલનારો )—આત્મા બોલે છે. યોગના ગ્રંથોમાં કહ્યું છે કે હૃદયમાં એક આઠ પાંખડીનું કમળ છે તેમાં આત્મારૂપી ભગવાન અંગુષ્ટ માત્ર પરિમાણના વિરાજે છે. વસ્તુગત્યે—વસ્તુસ્વરૂપે–તત્વ રૂપે. વિલસી રહ્યો—શોભી રહ્યો.

૯ નવ ઇ૦–રામ મળવાથી નવ તત્વનું ( પંચ ભૂતસૂક્ષ્મ અને ચાર અંતઃકરણનું ) વાસનામય શરીર મટી ગયું ! સાધન ઇ૦–રામ મળવાથી અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ, એ ત્રણ પ્રકારની આંટી ટળી ગઇ અને તેથી પછી સર્વે સાધન શમી ગયાં -આત્માનું દર્શન થયું એટલે સાધનની જરૂર રહી નહિ.

૧૦ દશા–સ્થિતિ. ના'વે–ન આવે. શબ્દવેધુ ઇ૦–( શબ્દવેદુ ) શબ્દને જાણનારા શ્રોતાઓ ખરા–મોટા ખરા, પણ એને એ શબ્દવેત્તા શ્રોતાને અટકળ માત્ર આવે છે. અર્થાત્ તે તો માત્ર અનુમાન કરી શકે છે, કાંઈ મહંત ( મહાપુરૂષો )ની પેઠે અનુભવ કરી શકતા નથી. તાત્પર્ય એ છે કે શાસ્ત્રથી

**એકી દશાના અનુભવી બ્રહ્મ નિરંતર ભાળે;**
**અદ્વૈત આતમ જ્ઞાનમાં લઈ આપોપું ગાળે. ૧૧**

**બા'ર ને ભિતર સભર ભર્યો ક્ષણ નહિ ખામી;**
**આકાશની પેંઠે આતમા વ્યાપક અંતરજામી. ૧૨**

**તે રસ બ્રહ્મ અજર છે જીરવે સો નર જોગી;**
**પીવેગા શિર પરહરી કોક વીરલા છે ભોગી. ૧૩**

---

જ્ઞાન મેળવવાવડે પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે પણ જેને પ્રત્યક્ષ આત્મજ્ઞાન થયું હોય તેમનેજ મહાપુરૂષ કહેવા.

૧૧ એકાદશી તિથિના નિમિત્તથી મહાપુરૂષનું વિશેષ લક્ષણ કરે છે: એકીદશા ઈ૦-તે એકજ ( બ્રહ્મમય ) દશાના અનુભવી હોય છે અને તેથી તે નિરંતર બ્રહ્મને જુએ છે તેમને સદા સર્વદા સર્વત્ર બ્રહ્મ પ્રતીત થાય છે. જડ વસ્તુઓમાં પણ જે તત્વજ્ઞાનના બળથી કારણ રૂપે આત્માનેજ દેખે છે. અદ્વૈત ઈ૦-વળી તે અદ્વૈત સ્વરૂપ આત્મજ્ઞાનમાં મનની વૃત્તિઓને લેઇને આપોપું ( અહંમમત્વ ) ગાળે છે-તજી દે છે. સર્વત્ર એક આત્માજ છે; 'હું' નથી અને 'મારૂં' પણ નથી. ( 'એકીદશા' શબ્દવડે એકાદશીનો ક્રમ સચવાયો જાણવો ).

૧૨ બારસ તિથિને સૂચવતાં બાર શબ્દના નિમિત્તથી ભોજો આત્માની વ્યાપકતા વર્ણે છે: બા'ર ઈ૦-સ્પષ્ટ છે. બા'ર-બાહાર. સભર-સજડ-ઘટ્ટ. ક્ષણ નહિ ખામી-લગાર જેટલી પણ તે વ્યાપકતામાં ખામી નથી-લગાર પણ અવકાશ ખાલી નથી.

૧૩ તે રસ ઈ૦-તે બ્રહ્મરૂપી રસ અજર-ન પચે એવો છે, તેને જે જીરવે તેને જોગી જાણવો. તે રસના ભોગી કોઈક વિરલા પુરૂષો છે તેઓ પોતાના શિરને પરહરીને ( તજીને )-માથું વેગળું મૂકીને પીવેગા-પીશે. અર્થાત્ માયામાંથી મમત્વ છોડવું એ માથું દૂર મૂકવા જેવું છે-અથવા યોગ સાધના કરવી એ પણ તેવુંજ છે. એમ કરતાં કદાચ સાધન બળથી આત્મજ્ઞાન પ્રાપ્ત થયું તો તેને નિરંતર ટકાવી રાખવું એ તો કોઇકથીજ બને છે. કેમકે વૃત્તિઓ બહિર્મુખ થતાં તે પાછો વ્યવહારની જાળમાં ફસાય છે. અથવા યોગ બળથી સિદ્ધિઓ પ્રાપ્ત થઇ તેની દરકાર ન કરીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું તથા તે પ્રાપ્ત થયા પછી સર્વ સામર્થ્ય છતાં પણ જડ ઉન્મત્ત સરખી દશામાં પ્રારબ્ધ

**ચૌદે** લોકની સુખ સંપદા સ્વપ્ના સમ લેખે;
ત્રિવિધિ તાપની આપદા શેષ બ્રહ્મા લગી દેખે. ૧૪

પુન્ય કરીને પામવું અંતે પાછું પડવું;
કર્મ ધર્મથી ન્યારા રહી નામ નિશાને ચઢવું. ૧૫

---

ભોગ ભોગવી છૂટવું, એ કોઇ વીરલાથીજ બને એવું છે. (બ્રહ્માનંદમાં મગ્ન થયેલો ભોજોભક્ત 'પીવેગા' વગેરે હિંદીરૂપ વાપરે એ દોષ નથી).

૧૪ આત્મજ્ઞાનીનો વૈરાગ્ય વર્ણવે છે: ચૌદે ઇ૦—રપષ્ટ છે. ચૌદે લોક—અતળ, વિતળ, સુતળ, મહાતળ, તળાતળ, પાતાળ, અને રસાતળ, એ સાત નીચેના, તથા ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક, સત્યલોક, એ સાત ઉપરના મળીને ચૌદ લોક. સંપદા-સંપત્તિ. ત્રિવિધિ ઇ૦—અધ્યાત્મ આદિ ત્રણ પ્રકારના તાપની આપદા સૌથી રસાતળના શેષ નાગથી તે સૌથી ઉપરના સત્ય લોકમાંના બ્રહ્મા લગીને છે, એમ તે જ્ઞાનદૃષ્ટિથી દેખે છે. અર્થાત્ કોઇ પણ લોકનું ઐશ્વર્ય તેને લોભાવી શકતું નથી.

૧૫ પુન્યમનો ક્રમ જાળવતાં તેને મળતો પુન્ય શબ્દ મૂકી તે દ્વારા સંસાર સુખની અનિત્યતા બતાવે છે: પુન્ય ઇ૦—પુન્ય (પુણ્ય) કરીને સ્વર્ગાદિ લોકમાં તેનું ફળ પામવું અને અંતે (પુણ્ય ભોગવાઈ રહે ત્યારે) પાછા (કર્મ ભૂમિમાં) પડવું (અવતરવું). અર્થાત્ સ્વર્ગાદિ ભોગ પણ વિનશ્વર છે માટે કર્મ અને ધર્મથી ન્યારા (જૂદા) રહીને નામના નિશાન ઉપર ચઢાઇ કરવી-હરિ નામની ભક્તિ કરવી. આત્મરૂપ હરિના નામની ભક્તિ કરતાં કાળાંતરે તન્મયતા પ્રાપ્ત થઇ આત્મદર્શન થાય છે, તે સકામ કર્મ ધર્મથી થતી નથી માટે સકામ કર્મ ધર્મ તજવાં એમ કહ્યું છે: સ્વાભાવિક કર્મ ધર્મ તો દેહ ધારીથી તજાય એમ છેજ નહિ, માટે તેનો ત્યાગ કરવાનું કહ્યું છે એમ ન સમજવું. શાસ્ત્રોમાં, નિત્ય, નૈમિત્તિક, અને કામ્ય, એ ત્રણ પ્રકારનાં કર્મ કહ્યાં છે. જે કર્મ નિરંતર અવશ્ય કરણીય છે તે નિત્યકર્મ કહેવાય છે, કાંઈ નિમિત્ત પ્રાપ્ત થયાથી જે અવશ્ય કરવું પડે તે કર્મ નૈમિત્તિક, અને જે કર્મ કોઇ કામના (ધનાદિ વિષય વાસના)ને આધીન થઇને કરવું પડે તે કામ્ય કર્મ જાણવું. એમાંનાં પેહેલાં બે તો કરવાંજ પડે છે, માટે ભોજાએ જે કર્મથી ન્યારા રહેવાનું કહ્યું છે તે કામ્ય કર્મ વિષેજ સમજવું. અથવા, કર્મ કરતાં છતાં પણ તેને વિષે આસક્તિ ન હોવી એજ ન્યારાપણું છે.

સોળે કળા શ્રીકૃષ્ણની જેણે નયણે નરખી;
ભોજલ કે' સદ્દગુરૂ ભેટતાં રહ્યા હૈયામાં હરખી. ૧૬

## સાત વાર.

રવિગુરૂ ઉગ્યા ને ગઇ રાતડી મારૂ ઘટ અજવાળ્યું;
અજ્ઞાન તિમિર ઉડી ગયું રૂપ સચ્ચિદાનંદ ભાળ્યું. ૧
સોમે મન સેજે શીતળ થયું ઓળખ્યા અંતરજામી;
આનંદ ઘન ઉચ્ચો મારા ઉરમાં વિષય વેદના વામી. ૨
અંગળિક વસ્તુ મોહનમણિ, તે તો પ્રગટ પેખ્યા;
જાગરણ જપ તપ કરે તે હરિ નજરે દેખ્યા. ૩

---

૧૬ કોઇ વખત વધવાથી સોળમી તિથિ થતી હોય તે પ્રસંગને લક્ષ્યમાં લેઇને સોળમી તિથિ પણ ક્રમમાં લેઇ તે દ્વારા ભક્તિજ્ઞાનની એકતા વર્ણવે છે: સોળે ઈ૦ ભોજલ કહે છે કે સદ્દગુરૂ ભેટતાં સદ્ગુરૂના પ્રતાપથી શ્રીકૃષ્ણ રૂપ પરમાત્માની સોળે કળા જેણે નયણે નિરખી—આત્માના સંપૂર્ણ રૂપનો જેણે સાક્ષાત્કાર કર્યો તે હૈયામાં હરખીને રહ્યા છે—તે નિરંતર આનંદનો અનુભવ કરે છે.

૧. સાત વાર—દરેક કડીના આરંભમાં વારના નામને મળતા શબ્દો મૂકી આત્માનુભવનું સુખ વર્ણવ્યું છે. રવિ ઇ૦ રવિ ( સૂર્ય )રૂપી ગુરૂ ઊગ્યા અને સંસાર—માયારૂપી રાત્રી ગઈ; સૂર્યરૂપી ગુરૂથી થયેલા જ્ઞાનરૂપી પ્રકાશથી મારૂં ઘટ ( અંતર ) અજવાળ્યું—પ્રકાશિત થયું. તે પ્રકાશ થવાથી અજ્ઞાનરૂપી તિમિર ઉડી ગયું અને ત્યારે, અત્યાર સુધી જે અજ્ઞાનાંધકારને લીધે દેખાતું ન હોતું તે સચ્ચિદાનંદ ( સત્+ચિત્+આનંદ )—પરમાત્માનું રૂપ ભાળ્યું.

૨ સોમે ઇ૦—સચ્ચિદાનંદના રૂપને ભાળ્યું એટલે તે સોમરૂપી પરમાત્માની શીતળતાથી મન સહજ શીતળ થયું, અને પછી તે અંતરજામીને ઓળખ્યા. અર્થાત્ પ્રથમ ગુરૂ પાસેથી પરોક્ષ આત્મજ્ઞાન થયું, અને પછી તે આત્મા અંતર્યામી છે—મારે વિષે છે—હું અને આત્મા એકજ છીએ એમ પ્રત્યક્ષ જ્ઞાન થયું. પ્રત્યક્ષજ્ઞાન થવાથી શું થયું તે કહે છે: આનંદ ઈ૦—મારા ઉરમાં આનંદરૂપી ઘન ( મેઘ ) ઊઠયો—વરસવા લાગ્યો. તેથી શું થયું ? વિષયરૂપી તાપની વેદના વામી—તજી.

૩ મંગળવારની સૂચના કરતાં આત્માનો સાક્ષાત્કાર થવાથી થયેલી

બુદ્ધિ બૂડી જાય બોલતાં ભાળી ભેચક થાવે;
અખંડ જોત્યું ઉદ્યતન્યું કાંત્યું કે'વામાં નાવે. ૪
બૃહસ્પતિને રતિ કામની કોટિ સૂરજની શોભા;
શારદ શેષ મહેશજી નિગમ નેતી કરી ઉભા. ૫
સુકૃત હોય જેનાં સામટાં જો પર્વનાં જાગે;
હરિગુરૂ સાધુના સંગથી સોહંપદ સુલભ લાગે. ૬

---

કૃતકૃત્યતા વર્ણે છેઃ મંગળિક ઇ૦-મંગળિક (માંગલિક) વસ્તુરૂપ જે મોહનમણિ (હરિ) છે, તે તો મેં પ્રકટ પેખ્યા-તેનો સાક્ષાત્ અનુભવ કર્યો. જાગરણ ઇ૦-જેને પ્રાપ્ત કરવાને અર્થે જગતના લોક જાગરણ, જપ અને તપ આદિક કર્મ કરે છે તે હરિ મેં ગુરૂ પ્રતાપથી નજરે દેખ્યા. તાત્પર્ય કે ગુરૂ પાસેથી આત્મજ્ઞાન મેળવવા સિવાય જાગરણ, વ્રતાદિકથી આત્માનું દર્શન થતું નથી.

૪ ક્રમપ્રાપ્ત બુધવારને સૂચવતા બુદ્ધિ શબ્દથી આરંભી આત્માનું વર્ણન કરે છેઃ બુદ્ધિ ઇ૦-જેના વિષે વર્ણન કરતાં બુદ્ધિ બૂડી જાય-બુદ્ધિ જેનું વર્ણન કરી શકે નહિ, તથા જેનું રૂપ જોતાં પ્રાકૃત મનુષ્ય ભેચક (ભયથી ચકિત) થાય (જુવો ગીતા-વિશ્વરૂપ દર્શન. અર્જુન વિશ્વરૂપ જોઇને કહે છે કે, "अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे— પૂર્વે કોઇ વખત નહિ જોયેલું આ તારૂં રૂપ જોઇને મારાં રૂંવાં ઊભાં થાય છે તથા ભયથી મારૂં મન અતિ કંપિત થાય છે.") એવું એ રૂપમાં શું છે કે વર્ણ્યામાં નથી આવતું તથા જે જોઇને ભયથી ચકિત થવાય છે? આ વિષે દિગ્દર્શન કરાવતાં ભોજો કહે છેઃ અખંડ ઇ૦-ત્યાં અખંડ જ્યોત્યું (જ્યોતિઓ) ઉદ્યતન્યું (ઉદય પામી છે), અને તેની કાંત્યું (કાંતિઓ) કહેવામાં ન આવે એવી છે.

૫ ગુરૂવાર દ્વારા વિશ્વરૂપ વર્ણે છેઃ બૃહસ્પતિ ઇ૦-તે રૂપની શોભા બૃહસ્પતિના જેવી (વિદ્યામાં), રતિ અને કામના જેવી (સુંદરતામાં), અને કોટિ સૂરજ જેવી (પ્રકાશમાં) છે. ઐશ્વર્ય-મહત્તા વર્ણે છેઃ શારદ ઇ૦-- શારદ (સરસ્વતી), શેષ, અને મહેશજી (શિવજી) તથા નિગમ (વેદ) પણ 'નેતિ નેતિ-નથી વર્ણ્યામાં આવતુ' એમ કરીને ઉભા.

૬ આત્મજ્ઞાનની પ્રાપ્તિ પૂર્વ જન્મના રૂડા સંસ્કારથી થાય છે તે વિષે શુક્રવારના કથન દ્વારા કહે છેઃ સુકૃત (શુક્રવાર સમજી લેવો.) ઇ૦--જેનાં

છીન છીનમાં નિરખે શામને પિયુજી પલક ન જાવે;
પ્રેમસાગરકેરી લે'રમાં પળમાં દરશન પાવે. ૭

## કીર્તન.

### પદ ૧ લું

જીવન મુક્ત જોગિયા અંતર આરોગી રે;
કામ ક્રોધથી વેગળા રે' બ્રહ્મરસના ભોગી રે. જીવન૦ ૧

શીળ સંતોષી શીતળ સદા ત્રિગુણને ત્યાગી રે;
જેની સુરતી સ્વે સ્વરૂપમાં લો-લીન લાગી રે. જીવન૦ ૨

---

પૂર્વનાં સુકૃત હોય અને તે જો સામટાં ( એકે કાળે ) જાગે ( ઉદય થાય ) તો તેને હરિરૂપ (બ્રહ્મનિષ્ઠ ) ગુરૂના કે સાધુ પુરૂષના સંગથી સોહંપદ ( તે આત્મા તે હું છું એવું જ્ઞાન ) સુલભ લાગે છે-ઝટ સમજાય છે.

૭ ક્રમપ્રાપ્ત શનિવારને 'છિન' શબ્દથી સૂચવતાં સોહંપદની પ્રાપ્તિવાળાની અંતર્મુખવૃત્તિ વર્ણવે છે: છિન છિનમાં ઇ૦—તે પુરૂષ ક્ષણ ક્ષણમાં શામને નિરખે છે અને તે પિયુજી-પરમાત્મા ( પરપ્રેમાસ્પદ હોવાથી કવિએ તેને પિયુજીનું રૂપ આપ્યું છે: સ્ત્રીની પિયુજીમાં જે પ્રીતિ હોય છે તે જગતની પ્રીતિમાં સર્વોત્તમ હોવાથી.) તેનાથી પલક પણ દૂર જતા નથી; અને કદાચ સ્વભાવને લીધે વૃત્તિ બહિર્મુખ થઇ જાય છે તો પ્રેમ સાગરની લેહેરમાં પડેલો તે આત્મજ્ઞાની તેનાં પાછો પળમાંજ-તત્કાળ દર્શન પાવે-પામે છે. અર્થાત્ શુકાદિ સરખા ખરા અંતર્મુખવૃત્તિવાળા નિરંતર આત્માનંદમાં મગ્ન રહે છે, પણ કદાચ દેહાદિ ઉપાધિવશાત્ તેમની વૃત્તિ વ્યવહાર તરફ ખેંચાઈ જાય છે તો તેઓ તેમાં બીજા સાધન દશાવાળા પુરૂષોની પેઠે ચોટી ન બેસતાં તરતજ પાછા અંતર્મુખવૃત્તિવાળા થઇ જાય છે.

૧ આ પદમાં ભોજો જીવન્મુક્તનાં લક્ષણ લખેછે; જીવન્મુક્ત ઇ૦-જે જોગિયા-જોગી પુરૂષો જીવન્મુક્ત (જીવતાં છતાં મુક્તિ પામેલા) હોયછે તેઓ અંતરમાં આરોગી (આરોગ્ય)હોયછે-વિકાર વિનાના હોયછે.

૨ શીળ શીલવતવાળા. શીતળ-શમતા ગુણવાળા. ત્રિગુણ-સત્વાદિક ત્રણ ગુણથી રહિત. જેની ઇ૦-જેની સુરતી (વૃત્તિ)સ્વે( પોતાના ) સ્વરૂપમાં-આત્માને વિષે લોલીન ( એકતાર-તદ્રૂપ) થઇને લાગીછે.

ધ્યાની, અમાની, આનંદી, સદા વશ-મન વૈરાગી રે;
વિશ્વ માયાની વાસ ના જેને, ભ્રાંત ભાગી રે. જીવન૦ ૩
ધ્યાન ધરે ગુરૂગમ ખરી મદ, મોહને ગાળ્યા રે;
જેને દિલ દાસાતણુ ઉપન્યું એક, બ્રહ્મને ભાળ્યા રે. જીવન૦ ૪
આદ્ય અંતે હરિ એક છે રે જેણે, જોયું જાગી રે;
ભરપૂર રહે બ્રહ્મસુખમાં સદા, શામશુ લાગી રે. જીવન૦ ૫
[ જેને ] દયા કરી ગુરૂદેવે અંતરની, ઓલવી આગી રે;
[એવી] ભોજલ ભક્તિ ઉપની તેણે ન, મુક્તિ માગી રે. જીવન૦ ૬

## પદ ૨ જું.

એવા મુક્ત રે'છે આ જગતમાં પણ, કળ્યામાં ના'વે રે;
અનુભવી એને ઓળખે કાં ગતિ, ગોવિંદ પાવે રે. એવા૦ ૧
જેને અંતર લોચન ઉઘડ્યાં એ તો શાન, બતાવે રે;

---

૩ વિશ્વ ઇ૦-જેને વિશ્વની કે માયાની વાસ (વાસના) ના (નથી); અને જેની ભ્રાંતિ (બ્રહ્મને વિષે જગતરૂપ ભ્રમ) ભાગી ગઇ છે અથવા વિશ્વ અને માયાની વાસના સંબંધી ભ્રાંતિ જેની ભાગી ગઇ છે એવા.

૪ દાસાતણુ-દાસ ભાવ.

૫ આદ્ય ઇ૦-જેણે જાગીને ( અજ્ઞાનરૂપી ઊંઘ તજીને ) જોયું તેને આદિમાં અને અંતમાં એક હરિજ દેખાય છે અર્થાત્ આ જગત જે મધ્ય કાળમાં દેખાયછે તે હરિમાંથી ઉપજ્યું છે માટે આદિ કાળમાં હરિરૂપ હતું-હરિ માત્ર હતા અને અંતે લય પણ હરિને વિષેજ થવાનો છે માટે અંતે પણ હરિરૂપે રહેશે. મધ્યકાળમાં પ્રતીત થતું જગત્ એ રીતે આદિઅંતમાં હરિરૂપ હોવાથી વસ્તુગત્યા હરિજ સત્ય છે અને જગત્રૂપ પ્રતીતિ અસત્ય છે એ ભાવ છે. ભરપૂર ઇ૦-તેઓ સદા શામ (હરિ) શુ (સાથે) લાગીને-હરિ સાથે તન્મય થઇને બ્રહ્મ-સુખમાં-બ્રહ્માનંદમાં ભરપૂર રહેછે-નિત્ય તૃપ્ત રહેછે-તેમને બીજા વિષય સુખની વાસના થતી નથી.

૬ અંતરની આગી ( આગ ) -અધ્યાત્માદિક ત્રણ તાપ. એવી ઇ૦-ભોજલ કહે છે કે જેને એવી ભક્તિ ( જીવન્મુક્તતારૂપ ) ઉપની ( ઉપજી ) છે તેણે મુક્તિ ( સાલોક્યાદિક ચાર પ્રકારની ) માગી નથી. અર્થાત્ તે નિત્યતૃપ્ત હોવાથી તેને કોઈ બીજી સ્થિતિવિશેષની અપેક્ષા નથી.

૧ જીવન્મુક્ત જગતમાં છે તેને ઓળખવાને તેનાં વિશેષ લક્ષણ

તેને સૂઝે ત્રણ કાળની ગઇ, થાય ને થાવે રે. એવા૦ ૨
પરા પશ્યંતિ મધ્યમા વૈખરી વાણ્યો, વાતું લાવે રે;
વિહંગમ પુરૂષ ત્યાં મળ્યા મન, વાણી ન જાવે રે. એવા૦ ૩
જેને ધ્યેય ધ્યાતા નહિ દ્વૈતપણું, તદરૂપ કા'વે રે;
તત્વદર્શી નિત્ય આપમાં ઉપનિષદ ગાવે રે. એવા૦ ૪
સન્માન નિરાદર સમતોલે ચંદન કોઈ, છાર ચઢાવે રે;
દેહ છતાં વિદેહ છે કાંઈ, આવે ન જાવે રે. એવા૦ ૫

---

કહેછે: એવા ઇ૦—સ્પષ્ટ છે. કળ્યામાં—ઓળખ્યામાં. અનુભવી ઇ૦—એવાને તો જે તેવાનો (અથવા આત્માનો) અનુભવી હોય તે ઓળખે અથવા કાં તો તેમની ગતિને બીજો ગોવિંદ (ઈશ્વર) પાવે (પામે-જાણે).

૨ અંતર લોચન-જ્ઞાન રૂપી. શાન-સમજણ-ઇસારો. તેને ઇ૦—તેવા જીવન્મુકતને ત્રણ કાળની જે વાત ગઇ (ભૂત) થાય (વર્તમાન) અને થાવે (ભવિષ્ય) તે સઘળી સૂઝે છે, કેમકે તેનાં અંતર્લોચન ઉઘડયાં છે.

૩ વાચકજ્ઞાનીની સિદ્ધિ થતી નથી તે વિષે કહે છે: પરા ઇ૦—પરા (મહા કારણ દેહ સંબંધી વાણી-જેમાં આનંદનો અનુભવ માત્ર બતાવી શકાય છે) પશ્યંતી (કારણ દેહ સંબંધી વાણી-જેમાં અજ્ઞાનનો અનુભવ માત્ર બતાવી શકાય છે), મધ્યમા (સૂક્ષ્મ દેહ સંબંધી વાણી-જેમાં સ્વપ્નનો અનુભવ બતાવી શકાય છે-જે મનોમય વર્ણાત્મક ઉચ્ચારી શકાય છે), વૈખરી (સ્થૂળ દેહ સંબંધી વાણી-જે કંઠ તાલ્વાદિસ્થાનથી વર્ણાત્મક ઉચ્ચારી શકાય છે), એ ચારે પ્રકારની વાણીઓ તો માત્ર વાતું (વાતો) લાવે છે એ ચારેવડે વર્ણન માત્ર થઇ શકે છે, પણ જ્યાં મન અને વાણી જઇ શકતી નથી ત્યાં વિહંગમ પુરૂષ (વિહંગમ માર્ગે જનારા—જીવન્મુકત પુરૂષ) મળ્યા છે—તેઓ તો મનવાણીને અગમ્ય એવા આત્મપદને પામેલા છે.

૪ જેને ઇ૦—જે જીવન્મુકત પુરૂષોને ધ્યેય (ધ્યાન કરવા યોગ્ય વસ્તુ) અને ધ્યાતા (ધ્યાન કરનાર પુરૂષ) એવું દ્વૈત—બેપણું છે નહિ, પણ જે તદ્રૂપ (આત્મરૂપ) કહેવાય છે. તત્વદર્શી ઇ૦-તત્વદર્શી પુરૂષો નિરંતર પોતાના અંતરને વિષે ઉપનિષદો ગાય છે-ઉપનિષદ્દ્વારા બ્રહ્મનું કથન કરે છે.

૫ જીવન્મુકતની સમતા વર્ણે છે: સન્માન ઇ૦—જેને સન્માન અને

જેને નિર્ગુણપદ નિશ્ચે થયું એક, અનન્યભાવેરે;
સંઘ ત્યાગી સદા સુખિયા જન્મ, મર્ણમાં ના'વે રે. એવા૦ ૬
આવા મુકત જો મળે તો મન, ઠીક ઠેરાવે રે.
તો અગમ નિગમને તે સુગમ દેખાડે, ભવ પાર કરાવે રે. એવા૦ ૭
જેને બંધ ને મોક્ષ મટી ગયા આપ, ઇચ્છાએ આવે રે;
એવા ભોજલ વેત્તા બ્રહ્મના અંતે, બ્રહ્મ સમાવે રે. એવા૦ ૮

## પદ. ૩ જું.

એક સમે કાંઇ ઉદ્ધવજીને, કહે છે કૃષ્ણ મોરાર રે;
વેગે પધારો વ્રજમાં મુને, સાંભરી નૌતમ નાર રે. એક૦ ૧
સોપરી રથ સાબધો કીધો, બેશીને નીકળ્યા બા'ર રે;
પવન વેગે પો'ચતા હવા, ગોકુળિયા મોઝાર રે. એક૦ ૨
પ્રભાતે ગોપી પૂછ્વા લાગી, કોણ છે નંદદ્વાર રે;
કૃષ્ણ સમાચાર સાંભળી આવી, ઊભિયું ઘરોઘર રે. એક૦ ૩

---

નિરાદર એ બન્ને સમ તોલે ( સમાન ) છે અને કોઈ ચંદન ચઢાવે કે છાર ( રાખોડી-ધૂળ ) ચઢાવે તે પણ સમતોલે છે. દેહ ઈ૦—તેમને દેહ છે એમ છતાં તેઓ વિદેહ ( દેહ રહિત ) છે એમ જાણવું; કેમકે તેમને મતે બ્રહ્મવ્યતિરિક્ત કાંઇ ન હોવાથી કાંઈ આવતું નથી-કે જતું પણ નથી-મરતું નથી કે જન્મતું નથી-ઉત્પન્ન થતું નથી કે વિનાશ થતું નથી.

૬ જેને ઈ૦—જેને એક નિર્ગુણ પદનો અનન્યભાવે નિશ્ચય થયો હોય એક નિર્ગુણ ( સત્વાધિ ઉપાધિ રહિત બ્રહ્મ વિના બીજું કાંઈ છે નહિ એવો જેને નિશ્ચય થયો હોય, તે સંઘ ( પંચકલેશાદિ સમુદાયને-અથવા સંસારીઓના સમુદાયને )તજીને સદા સુખીઆ થાવ છે તે ફરીને જન્મ મરણમાં આવતા નથી—ફરી તેમને જન્મવા મરવાનું મટી જાય છે.

૭ અગમ નિગમ – આગમ ( શાસ્ત્ર ) અને નિગમ ( વેદ )નો અર્થ તે સુગમ ( સારી રીતે સમજાય તેમ ) દેખાડે. અથવા અગમનિગમ – ભૂતભવિષ્ય બધું કહી દેખાડે. ભવપાર કરાવે—સંસાર સમુદ્રને તરાવે.

૮ બંધ – સંસારરૂપ. બ્રહ્મ સમાવે – બ્રહ્મમાં સમાય.

૧ નૌતમ-સુંદર-અતિ ઉત્તમ. ૨ સોપરી – સર્વોપરી. સાબધો-તૈયાર ('સાવધ ') ઉપરથી. ૩ ઊભ્યું-ઊભી રહીઓ, ઘરોઘર-ઘરોઘરથી.

ગદગદ કંઠે ગોપિયું બોલી, લોચન ભરી વાર રે;
કાગળ અમને કહી સંભળાવો, આળસો મા લગાર રે. એક૦ ૪
વળતા ઉદ્ધવ એમ બોલ્યા તમે, સાંભળો સમાચાર રે;
ભોજલનો સ્વામી કે'જોગ લિયો તો, દિલમાં હોય દિદાર રે. એક૦ ૫

## પદ. ૪ થુ.

ઉદ્ધવજી ભલે આવિયા રે તમે, સારો સંદેશો લઇ રે;
હરિકેરા હાથનો તમે, કાગળ લાવ્યા સહી રે. ઉદ્ધવ૦ ૧
એ માન્ય લખ્યું તે અમે કરશું, જોગણ થાશું જઇ રે;
કુબજાકેરા અંગની મૃગ–છાલા જાજો દઇ રે. ઉદ્ધવ૦ ૨
ભગવાં પે'રીને ભજન કરશું, વનમાં જાશું વઇ રે;
જાદુગારી જો મળી મારૂં, કાળજું કાઢી ગઇ રે. ઉદ્ધવ૦ ૩
ભંભેરી જેણે ભોળવી રાખ્યા, ભૂધરજીને ભઇ રે;
તે દહાડાના ત્રિકમજી ફરી, વ્રજમાં આવ્યા નહિ રે. ઉદ્ધવ૦ ૪
અમે અબળાએ આમ ન જાણ્યું, ને વાટડી જોતી રહી રે;
માવજી વિના મેળવ્યાં રહ્યાં મારાં, મોઘાં મૂલાં મહી રે. ઉદ્ધવ૦ ૫
પ્રાણપતિશુ પ્રીતિ બંધાણીને, થાવી હતી તે થઇ રે;
ભોજલના સ્વામીને જઇને કે'જો જે, શું આવ્યા'તા કહી રે. ઉદ્ધવ૦ ૬

---

૪ વાર–પાણી. ગોપિયું– ગોપીઓ. આળસો મા–આળસ કરશો નહિં–આનાકાની કરશો નહીં.

૫ ભોજલ ઇ૦–ભોજલના સ્વામી કૃષ્ણે એમ કહ્યું છે કે જો તમે જોગ લિયો–જોગ ધારણ કરો–અંતર્દષ્ટિ કરો તો તમને તેના દિદાર (શરીરનાં દર્શન) દિલમાંજ હોય–થાય. પદનું તાત્પર્ય એ છે કે ગોપીઓ જેવો પ્રેમ થવા પછી ધ્યાન કરનારને હરિનાં દર્શન હૃદયમાંજ થાયછે.

૨ એ ઇ૦–એ લખ્યું છે તે અમે માન્ય કરશું, એ અન્વય. કુબજા ઈ૦–જોગણ તો થઈએ પણ મૃગછાલા જોઈએ માટે 'કુબજાના અંગની મૃગછાલા આપી જજો,'એમ કહીને ગોપીઓએ કુબજા પ્રતિ સપત્નીપણું બતાવી આપ્યું છે. ત્રીજી કડીમાંના 'જાદુગારી ઈ૦'— વચનથી એ વાતને ટેકો મળે છે.

૩ જાદુગારી — (કુબજા). ૫ મા'વજી—કૃષ્ણજી. મહી–દહીં. ૬ થાવી ઇ૦—થવાનું હતું તે થયું–બનવાકાળ તે બન્યું.

## પદ. ૫મું.

ઉદ્ધવજી મેલ્યાં એકલાં રે હવે, કેમ કરી રે'વાય રે;
વિજોગિયાની વારતા બીજા, કિયા આગળ કે'વાય રે. ઉદ્ધવ૦ ૧
ગોકુળિયું તો ગોવિંદ વિના, ખોરડ ખાવા ધાય રે;
જીવણ વિના જીવવું એ તો, જુગ સમો દિન જાય રે. ઉદ્ધવ૦ ૨
વ્રેહેવતીને વિવાદ ન સૂઝે જેના, દિલમાં લાગણ દા'ય રે;
પ્રીતવછોયાં પ્રેમદા જેના, વાદમાં લાગલ ઘાય રે. ઉદ્ધવ૦ ૩
અમે સાના મેવા લાવતાં વાહાલો, ખાંતે કરીને ખાય રે;
વચને વારતાં વિઠલો જો જો, જાણતા નહિ નંદરાય રે. ઉદ્ધવ૦ ૪
શીદ આવો છો શેરીએ અમને, કે'તાં જશોદા માય રે;
મોહનજીને મળવા ખાતર, કરતાં કોટિ ઉપાય રે. ઉદ્ધવ૦ ૫
મળવા ખાતર મા'વને જાતાં, ગોંદરે દો'વા ગાય રે;
ભોજલના સ્વામીને ભેટીએ ત્યારે, આનંદ ઉચ્છવ થાય રે. ઉદ્ધવ૦ ૬

## કીર્તન.

## પદ. ૧ લું.

તારૂં સુંદર વદન નીહાળું રે, વા'લા રે,
નીરખું નંદજીના લાલા રે. ટેક
જાગૃત સ્વપ્ન સુષુપ્તિમાં હું તો,

---

૨ ખોરડ–ઘર. ૩ વ્રેહેવંતિ–વિરહ વતી. લાગણ–લાગ્યો. દા'ય–દાહ –અગ્નિ. પ્રીતવછોયાં–પ્રીતિના વિચ્છેદ (વિરહ) વાળાં. પ્રેમદા (પ્રમદા)–સ્ત્રી–ગોપીઓ. જેના ઈ૦—જેના વાદમાં ઘાય (ઘા) લાગલ (લાગેલા) છે. અર્થાત્ અમે તમારી સાથે વાદ શું કરીએ? કૃષ્ણના વિરહથી અમારા વાદમાં ઘા લાગ્યો છે. અમારો વાદ નાશ પામ્યો છે–બોલવું ચાલવું અમને ગમતું નથી.

૪ સાના–છાના. વચને ઈ૦—વિઠ્ઠલને અમે વચનથી વારતાં કે જો જો, નંદરાય જાણે નહિ. ૬ ગોંદરે–પાદરે. ઉચ્છવ—ઉત્સવ.

મૂર્ત્તિ મનોહર ભાળું રે;
વાહાલા રે નીરખું નંદજીના લાલા રે. ૧

તારૂં સુંદર વદન લાજ મરજાદનું કાજ નહિ,
મારે હું તો પ્રેમેશુ પલવટ વાળું રે;
વાહાલા રે નીરખું નંદજીના લાલા રે. ૨

લાડીલા તારાં લટકાં જોઇને હું તો,
કામ કલ્પનાને વારૂં રે;
વાહાલા રે નીરખું નંદજીના લાલા રે. ૩

ચરણકમળ મારા ચિત્તમાં ચિંતવતાં,
હું તો ત્રિવિધ તાપને ટાળું રે;
વાહાલા રે નીરખું નંદજીના લાલા રે. ૪

ભોજો ભગત કહે ભાવે શુ ભજીએ,
તો અંતરમાં અજવાળું રે;
વાહાલા રે નીરખું નંદજીના લાલા રે. ૫

---

૧ સુષુપ્તિ—અજ્ઞાનમય નિદ્રિત અવસ્થા. સુષુપ્તિમાં જ્ઞાન હોતું નથી માટે મૂર્તિ ભાળવાનો સંભવ નથી, પણ આ સ્થળે સુખરૂપ જ્ઞાનમૂર્ત્તિ સમજવી. સુષુપ્તિમાં થયેલા સુખનું જ્ઞાન જાગેલાને જણાય છે માટે તે સુખરૂપ તો છેજ અને એ સુખ એજ પરમાત્માનું સ્વરૂપ છે.

૨ સુંદર ૯૦—તારૂં સુંદર વદન (જોવાને) લાજ અને મરજાદાનું કાજ નથી. અર્થાત્ લૌકિક લાજ મર્યાદામાં રહેનારથી હરિ ભક્તિ તદ્રૂપપણે બનતી નથી કે તેને વૈરાગ્ય પણ પ્રાપ્ત થતો નથી. પલવટ—છેડો નાખવો—કેડ બાંધવી.

૩ લટકાં ૯૦—વિધવિધ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરવા રૂપ લટકાં જોઇને મને વૈરાગ થઇ આવેછે અને તેથી મારી કાયકલ્પના શમીજાય છે. બીજો અર્થ સ્પષ્ટ છે.

૫ ભજીએ-શ્રવણ, મનન, નિદિધ્યાસન કરીએ તો અંતરમાં જ્ઞાનરૂપી અજવાળું થાય.

## પદ ૨ જું.

ભૂધરભકિત સદા મન ભાવે રે,
વા'લો રે નંદ ઘેર ધેનુ ચરાવે રે. ટેક.

અકળ સ્વરૂપ અખંડ અવિનાશી તે,
ગૌધન કે સંગ આવે રે;
વાહાલો રે નંદઘેર ધેનુ ચરાવે રે. ૧

કોટિ કોટિ બ્રહ્માંડકેરો કરતા,
તાકું જશોમતિ ગોદ ખેલાવે રે;
વાહાલો રે નંદઘેર ધેનુ ચરાવે રે. ૨

શુક શારદ નારદ જશ ગાવે તે,
હરિ વિનતાને હાથ વેચાવે રે;
વાહાલો રે નંદઘેર ધેનુ ચરાવે રે. ૩

શિવને વિરંચી જાકો પાર ન પાવે,
તે ઉચ્છિષ્ટ આહિરનું ખાવે રે;
વાહાલો રે નંદઘેર ધેનુ ચરાવે રે. ૪

શેષ સહસ્ર મુખ રટત નિરંતર,
જાકું નિગમ નેતિ નેતિ ગાવે રે;
વાહાલો રે નંદઘેર ધેનુ ચરાવે રે. ૫

ભોજો ભગત કહે ભાગ્ય જો જો,

---

૧ આ પદનો વેદાંત પરત્વે અર્થ કરવો હોય તો ભૂધર–પરમાત્મા, નંદ–અહંકાર, યશોમતિ—બુદ્ધિ, ગૌધન—ઇંદ્રિયો, વિનતા (ગોપીઓ)–મનની વૃત્તિઓ, એમ કલ્પના કરવાથી સુગમ થઈ જશે. આત્મા અહંકાર-વડે જીવ ભાવને પામે છે અને પછી તેની આજ્ઞાથી ધેનુરૂપ ઇંદ્રિયોને ચરાવે છે–પુષ્ટ કરે છે. તે જીવને બુદ્ધિ રમાડે છે તેમ રમે છે, મનોવૃત્તિરૂપી ગોપીઓ તેને નચાવે છે અને પોતાનો કરીને વેચે છે.

૫ નિગમ–વેદ. નેતિ નેતિ–નહિ, નહિ, એ પ્રમાણે–જે જોઇ શકાય –સાંભળી શકાય કે કલ્પી શકાય તે બ્રહ્મ નથી.

વ્રજવાસીને લાડ લડાવે રે;
વાહાલો રે નંદઘેર ઘેનુ ચરાવે રે. ૬

## પદ ૩ જું.

કાંઇ કામ ન સુઝે માડી રે,
મોહનમાયા લગાડી રે. ટેક
હું તો સુતી'તી અપને ભુવનમાં,
વાહાલે મધુરીશી મોરલી વજાડી રે;
માડી રે મોહન માયા લગાડી રે. ૧
શુદ્ધ બુદ્ધ ભૂલી મારી સુરતિ લોભાણી,
હું તો કૃષ્ણ કૃષ્ણ કરતી દોડી રે;
માડી રે મોહન માયા લગાડી રે. ૨
છબીલા સાથે મારો સનેડો બંધાણો,
ચાલી સંસારની લાજ સર્વે છોડી રે;
માડી રે મોહન માયા લગાડી રે. ૩
સહુ સાથે પ્રીતિ મેં તો સામટી ત્રોડી,
એક જંગના જીવન સાથે જોડી રે;
માડી રે મોહન માયા લગાડી રે. ૪
અર્ધ ઘડી મન મારૂં અળગું ન થાયે,
જેમ ચકોરે સુરતાને ખોડી રે;
માડી રે મોહનમાયા લગાડી રે. ૫
અણ તેડચો આવે મને પરાણે બોલાવે,
વાહાલો દર્શન દીયે દાઢી દાઢી રે;
માડી રે મોહન માયા લગાડી રે. ૬
પ્રીત કરે તેનો કેડ ન મેલે એવો,
છબીલો છેલ અનાડી રે;
માડી રે મોહન માયાલગાડી રે. ૭

૧ અપને-પોતાના. ૨ શુદ્ધબુદ્ધ-શુદ્ધિ બુદ્ધિ. સુરતિ-મનોવૃત્તિ. ૩ સનેડો-સ્નેહડો-પ્રીતિ. ૫ ખોડી-ખોડીલી કરી. ૭ કેડ-કેડો.

ભોજો ભગત કહે ગુરૂ પરતાપે,
વા'લે વનમાં રાસ રમાડી રે;
માડી રે મોહન માયા લગાડી રે. ૮

પદ ૪ થું.

સંગે વિલસી રહી વ્રજનારી,
વનમાં રે ખેલે ગિરધારી. ટેક.
સુરનર મુનિકેરા સ્વપ્નમાં નાવે,
તુંકું ગ્વાલન દેત હે ગારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૧
વેદ નિષેધ કરી એવી નારી,
તો એ રહી કૃષ્ણ કારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૨
તરૂણીના તત્વમાં બ્રહ્મા જેવા ભૂલ્યા,
જેણે વેદ તો મેલ્યા'તા વિસારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૩
જુવતિ કે જૂથ વિચે મનમોહન,
વાહાલો ત્રિકમ લેત હે તારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૪
દેવના દેવ ત્યાં દીન થયા છે,
એવી પ્રીતકી રીત હે ન્યારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૫

---

૧ વિલસી–શોભી. સુર–દેવ. નર–મનુષ્ય. તુંકું ( તોકો )–તને. ગ્વાલન–ગોવાળિયાની સ્ત્રીઓ. ગારી–ગાળ.

૨ કારી ઇ૦—હે કૃષ્ણ તોય તારે તો કારી ( કાળી ) કુબ્જા રહી–તેં એને તજી નહિ. ૩ તરૂણીના તત્વમાં–સ્ત્રીના મોહમાં. ભૂલ્યા–સરસ્વતી પાછળ દોડ્યા ત્યારે.

૪ તારી–તાળી. ૫ દીન--આધીન ( ગોવાલણોને ). ન્યારી–જૂદી.

ઋષિપત્નિ હરિરૂપ લોભાણી,
ઓલ્યા અટકી રહ્યા આચારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૬

અરસ પરસ આનંદઘન વરસત,
વા'લો વિહરત કુંજ વિહારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૭

ભોજો ભગત કહે ગુરૂ પરતાપે,
વા'લો ભૂધર સદા બ્રહ્મચારી રે;
વનમાં રે ખેલે ગિરધારી. ૮

## ઘોળ.

### પદ ૧ લું.

મેં તો પેહેરી પટોળી પ્રેમની નિશાની નિત્યે રે;
વાહાલો આવી વશ્યા મારા ઉરમાં પૂર્વની પ્રીતે રે. ૧

સખી સ્નેહ બંધાણો મારે શામશુ મોહનને મળવા રે;
વા'લો વિધા ન મેલે વિટ્ઠલો છબીલો છળવા રે. ૨

હું તો વેગે લેઉં હરિનાં વારણાં લક્ષ્મીવર લાધ્યો રે;

---

૬ ઋષિપત્ની–કૃષ્ણે જેમની પાસે ખાવાનું માગવા ગોપને મોકલ્યા હતા તે. ઓલ્યા આચારી ( યજ્ઞ કરતા હતા તે આચારવિચારવાળા ઋષિઓ ) અટકી રહ્યા છે—હરિને પામ્યા નહિ.

૭ આનંદઘન—આનંદ રૂપી મેઘ. વિહરત–વિહાર કરે છે. ૮ બ્રહ્મચારી–ગોપાંગનાઓ સાથે રમતાં છતાં કૃષ્ણ બ્રહ્મચારી હતા એ વાત ભાગવતાદિકમાં પ્રસિદ્ધ છે. આત્મજ્ઞાન પરત્વે, સંસારમાં અભિમાન છોડીને સ્વધર્મ માત્ર સમજીને કાર્ય કરનારને તે તે કાર્ય બંધનરૂપ થતાં નથી, એવી શિક્ષા આવડે ભોજો આપે છે.

૧ પ્રેમની નિશાની–પ્રેમ રૂપી કેફની પટોળી. પૂર્વની પ્રીતે–પૂર્વના સંસ્કાર બળથી. ૨ વિધા—ઠગવિધા.

મારા મનના મનોરથ પૂરિયા બહુ પ્રીતે મન બાંધ્યો રે. ૩
એવાં કુંડળ લળકે કાનમાં મેં તો દેવને દીઠા રે;
મારે મંદિર પધાર્યા મા'વજી પલંગ પર બેઠા રે. ૪
હું તો હિંચોળું દોરીએ હીરની સેજલડીયે સૂતા રે;
મને કીધી સમોતી સંસારમાં જીવન સામું જોતાં રે. ૫
સખી ચરણ નિહાળ્યા મારા શામના અંતરની આશે રે;
મેં તો ગુંજ કરી ગોવિંદશુ મારા પિયુજીની પાસે રે. ૬
મેં તો અમર પ્રાણીને ઓળખ્યા ચરણે શિરનામી રે;
મારે રોમે રોમે હરિ રમી રહ્યા ક્ષણુ નહિ ખામી રે. ૭
એવી મે'ર કરી છે મુજ ઉપરે હું પૂર્ણ સુખ પામી રે;
એવા ગુરૂને પરતાપે આવી મળ્યા ભોજા ભકતનો સ્વામી રે. ૮

## પદ ૨ જું.

મારૂં મન મોહન સાથે મોહ્યું રે;
નિદ્રામાંથી જાગી જીવન સામું જોયું રે. ૧
કાપ્યાં મારાં કોટિ કરમ અપરાધિ રે;
છૂટયો ત્યારે દૈવરેતણો વિખવાદ રે. ૨

---

૩ બહુ ઇ૦—બહુ પ્રીતથી તેને મેં મનમાં બાંધ્યો છે. ૫ સમોતી—સન્માન પામતી. ભાગ્યશાળી.

૬ અંતરની આશે—હૃદયમાંની ઇચ્છાથી. ( ઉપલક—મન વિના નહિ ) ગુજ—ગુહ્ય વાત—છાની વાત. પિયુજી—( ગોવિંદ ).

૮ ગુરૂને પરતાપે—ગુરૂની કૃપાથી આત્માનો અનુભવ થવાથી જે સુખ થાય છે તેનું આ પદમાં વર્ણન છે. મુમુક્ષુબુદ્ધિ એ સ્ત્રી છે; આત્મા એ ગોવિંદ છે; આત્માનંદનો અનુભવ એ તેની સાથે રમણ છે.

૧ નિદ્રા—સંસારની મોહરૂપી નિદ્રા. જીવન સામું જોયું—આત્મજ્ઞાનની સન્મુખ થયો. કાપ્યાં ઇ૦—જ્ઞાનરૂપી અગ્નિવડે અનેક જન્મનાં પાપ બળી જાયછે એમ શાસ્ત્રોમાં પણ કહ્યું છે. "ज्ञानाग्निदग्धकर्माणं"—ગીતા.

૨ છૂટયો ઇ૦—દૈવ (પૂર્વકૃત કર્મના યોગ)થી ઉપજેલો વિખવાદ છૂટયો.

ગુરૂજીએ સાન કરી સમજાવ્યા;
મહામંત્ર શ્રવણે લઇને સુણાવ્યા. ૩
મટ્યાં હવે મરણ જન્મની મેખ રે;
એ નામથી નાસે વિઘ્ન અનેક રે. ૪
ઘડીએ ને વારે પળમાં પ્રભુને સંભારો;
આવો રૂડો જાય છે જોતાં જમવારો. ૫
પતિવ્રતા નારીને પિયુની વરમાળા;
હવે હું તો ચરણ નહિ છોડું છોગાળા. ૬
રણમાંથી રામે ઇંડિ પક્ષીનું ઉગાર્યું;
ભજન વિના કુળ રે કૈરવનું સંહાર્યું. ૭
મૃગને વનમાં અંતકાળે હરિયે ઉગાર્યો;
સુધન્વાને તેલની કઢામાંથી તાર્યો. ૮
અજામીલ અધમના કર્મને કાપી;
ભોજલ ભક્તિ કરતાં અભેપદ આપી. ૯

પદ ૩ જું.

નંદઘેર નોબત ગડેરે નિશાન;
અવતરિયા છે પુરૂષોત્તમ જીવનપ્રાણ. ૧

---

૩ સાન—ઉપદેશ રૂપી. મહા ઇ૦—કાન આગળ લઇને-ધરીને મહામંત્ર "ब्रह्मसत्यंजगन्मिथ्याजीवोब्रह्मैवनापर" એ અર્થનો.

૫ પ્રભુને સંભારો—આત્મજ્ઞાનનું મનન કરો. જમવારો—જમના હાથમાં પડવાનો વારો આવી સારી રીતે જતો રહેછે! ૬ પતિવ્રતા—બ્રહ્મને વિષે દૃઢ પ્રતીતિવાળો મુમુક્ષુ.

૭ રણમાંથી-યુદ્ધ ભૂમિમાંથી. ભગદત્તના હાથીની ઘંટાતળે પક્ષીનાં ઇંડાં દબાયાં હતાં અને તે પછી ઘણા દિવસ યુદ્ધ ચાલ્યું પણ તે ઘંટનું રક્ષણ પામી ઉગર્યાં હતાં એ વાત પ્રસિદ્ધ છે.

૮ મૃગને ઇ૦—પારધીને સાપ કરડવાથી તે મુઓ અને મૃગ ઉગર્યો. સુધન્વાને તેલ કઢામાંથી ઉગાર્યો હતો એ વાત સુધન્વાખ્યાનમાં પ્રસિદ્ધ છે. અજામીલ—ભાગવતમાં એની કથા પ્રસિદ્ધ છે.

ધન્ય ધન્ય નંદ રે જશોદાનો જાયો;
લીલા તો ગોકુળિયે લઇ આવ્યો. ૨

મંદિરિયામાં મુખ રે જોવાને મોરારી;
આવી છે કાંઇ વ્રજ ગોકુળની કુમારી. ૩

જોતાં દીસે ઝગમગ જ્યોતિ સ્વરૂપ;
પ્રગટિયા છે ચૌદ ભુવનનો ભૂપ. ૪

દીઠા નજરે ખેમકુશળ હરિના ખ્યાલ;
તે દીની હું તો નરખીને થઈ સૌ ન્યાલ. ૫

હરિ સાથે હુરમત રાખોની સાચી;
ચરિત્ર વરણવીએ વ્રજવાસી. ૬

સખી ઇંદ્ર બ્રહ્મને અંશે થાય;
કારણરૂપ કળ્યું રે કેનું નવ જાય. ૭

જૂડે ગ્રાહ્યો ગજરે સાગરમાં છોડાવ્યો;
ભોજલનો સ્વામી ભજતાં અભેપદ પાયો. ૮

## પદ ૪ થું.

આજ મારે હૈડે હરખ ન માય;
મારે ઘેરે આવ્યા ગોકુળિયાનો રાય. ૧

સખી મેં તો નિરખ્યા જગનો આધાર;
જાણ્યું રવિ પ્રગટ્યા કોટિ હજાર. ૨

---

૨ જાયો ( जातः )-પુત્ર. ૪ જ્યોતિસ્વરૂપ-તેજોમય રૂપ. ૫ દીની-દિવસની. થઇ સૌ ( થઇ છો )-થઈ છું.

૬ હુરમત-લાજ. વ્રજવારી-વ્રજવાસીનાં. ૭ સખી ઇ૦—હે સખી ! ઇંદ્રનું સુખ પણ બ્રહ્માના કોઇક અંશ ભાગ બરોબર છે, એ ભાવ છે. કારણ રૂપ-અલૌકિક રૂપ-કળ્યામાં ન આવે એવું. અથવા, જગતના આદિ કારણ બ્રહ્મનું એ રૂપ કોઇના કળ્યામાં આવતું નથી.

૮ જૂડ-મગરને મળતું જળચર પ્રાણી. મગરે પકડેલા હાથીને હરિએ છોડાવ્યો હતો. એ કથા ભાગવતમાં પ્રસિદ્ધ છે.

સખી મારી સેજે પધાર્યા જદુવીર;
સખી મારૂં સકોમળ કીધું શરીર. ૩
પામી હું તો અકળ અમર ભરથાર;
સખી હું તો વરી છઊં વારંવાર. ૪
નિશ્ચે કીધો નંદના કુંવર સાથે નેડો;
હવે નહિ છોડું છબીલાનો છેડો. ૫
સખી મારા કાપ્યા છે કર્મના કાટ;
સખી મારી સુરતી પોહોચી છે અઘાટ. ૬
સખી ગુરૂએ સામા બતાવ્યા છે શામ;
એમ કાંઇ બોલ્યા છે ભોજલરામ. ૭

## પદ ૫ મું.

પ્રથમ પૂજિયે દેવ ગણેશ કે ચરણે લાગિયે જીરે;
દેજો ભક્તિ શ્રીભગવાન ભોળે મન માગિયે જીરે. ૧
રીઝે મહાવૃત્તિમાં મહારાજ ભરમે ભૂલાં કાં ભડો જીરે;
છોડો દેહતણું અભિમાન આ પિંડ છે પરપોટડો જીરે. ૨
તમે કરામત દેખો દેવ આત્મા અંતઃકરણમાં જીરે;
પ્રગટ કરીએ સંતુની સેવ ન વરતિયે વરણમાં જીરે. ૩

---

૩ સકોમળ- સુકોમળ. ૫ નેડો-નેહડો-સ્નેહડો-સ્નેહ. ૬ અઘાટ-ઘાટ (ઓવારા) ની પેલી પાર-અનંત બ્રહ્મને વિષે. સુરતિ-મનોવૃત્તિ

૭ સામા-પ્રત્યક્ષ. પ્રત્યક્ષ આત્મજ્ઞાન થવાથી કર્મ નાશ પામે છે એ આ પદનું તાત્પર્ય છે.

૨ મહાવૃત્તિ-પરમાત્માની સાથે એકતાનપણું. મહારાજ-પરમાત્મા. ભડો-ભટકો-ભીડો. ૩ કરામત-કળા. તમે દેવ (પરમેશ્વર)ની કરામત તો જુઓ, કે આત્મા તો અંતઃકરણમાંજ છે. બાહાર શું શોધો છો? પ્રગટ ૪૦—સંતો એ પરમાત્માનું પ્રકટરૂપ છે, માટે પરોક્ષ દેવને પૂજવા પડચા મૂકીને પ્રકટ સંતોની સેવા કરવી, અને વરણમાં ન વરતવું-વર્ણાશ્રમના અભિમાનમાં તણાવું નહિ. કેટલાક ઊંચ વરણનો અભિમાન રાખી ઉતરતી

ગાયું ગુરૂને પ્રતાપે નિજનામ સૂધુ મન સમજાવવા જીરે;
ભોજલ ભરોંસે મળશે ભગવાન આતમને ઉગારવા જીરે. ૪

## પદ ૬ ઠું.

જોગી જંગમને શરભંગી સાધ જીવન સામું જોઇ રહ્યા જીરે;
અને અનંત જન્મની આશ મુનિવર મથી મોહી રહ્યા જીરે. ૧
ચૌદ વિદ્યાને શબ્દ બોલે ચાર આ હદ માંહી ઓચરે જીરે;
ભેદ ભલાતણો છે ભવપાર અનુભવ તે આઘો ફરે જીરે. ૨
નથી નીલો પીળો મારો નાથ ધરીને જોજો ધ્યાનમાં જીરે;
એ તો બૂઝવ્યું છે બાવનવાર, સમજાવ્યું છે સાનમાં જીરે. ૩

---

વરણના પુરૂષો સંત થયા હોય તેમને માન આપતા નથી તેમને શીખામણ આપવાને આ વચન ભોજે કહેલું છે.

૪ નિજનામ—પોતાનું નામ—આત્મ સ્વરૂપ. સૂધુ—સરળ રીતે. આતમને—આત્માને.

૧ શરભંગી—શઢભંગી પંથના સાધુ. સાધ—સાધુ. જીવન-પરમાત્મા સામું જોઇ રહ્યા—તેને પ્રાપ્ત કરવાની વાંચ્છના કરી રહ્યા છે. ( તોપણ તેમને તે પ્રાપ્ત થતા નથી ). અને ઈ૦—અને તેમને અનંત જન્મથી હરિ મળવાની આશ છે, તેમજ મોટા મુનિઓ પણ યોગ સાધનાદિક સાધનોથી મથીને તેના નામ પર મોહી રહ્યા છે—અથવા તેની માયામાં મોહ પામી રહ્યા છે.

૨ ચૌદ વિદ્યા—ચાર વેદ, છ વેદાંગ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, અને પુરાણો. ચાર—પરા, પસ્યંતી, મધ્યમા અને વૈખરી, એ ચાર પ્રકારની વાણી. એ સર્વે જે શબ્દ બોલે છે તે આ ( લૌકિક ) હદમાં રહીને ઓચરે ( ઉચ્ચરે ) છે. ભેદ ઈ૦—પણ ભલા ( સાચા જીવન્મુક્ત )નો ભેદ તો ભવ (સંસાર )ની પાર છે, અને જેને 'અનુભવ' કહે છે તે તો એ વાણીથી આઘોજ ફરે છે—મતલબ કે અનુભવ ગમ્ય પરમાત્મસ્વરૂપ વેદ વિદ્યાઓના કે પરા વગેરે વાણીનાં કથ્યામાં નથી આવી શકતું. સંસારીની કોઇ પણ કલ્પનામાં તે આવે એવું નથી.

૩ નીલો કે પીળો આત્મા નથી—રંગ રહિત નિરાકાર છે. બૂઝવ્યું.

જેને ઉઠી અંતરમાંથી લે'ર નામ રૂપી નિરમળી જીરે;
ભોજલ હશે જેને ગુરૂનો પ્રતાપ એ પિછશે પાધરી જીરે. ૪

## પદ ૭ મું.

એ તો છાંડચાં છે સરવે સુખ નગારાં નિત્ય ગડે જીરે;
એ તો અધર થયા અસ્વાર કે ઘોડલે નહિ ચડે જીરે. ૧
જેને મૂળગો લાધ્યો મર્મ અવાસે નહિ અડે જીરે;
નર નરકાદિક છોડાઇ કે પાછા નહિ પડે જીરે. ૨
જેને પ્રગટયો છે પરમ વૈરાગ કે ભીતર દમ જળે જીરે;
જેણે ભાળ્યો મરણનો ભય કે વપુ નહિ વળે જીરે. ૩
એને નહિ રે નગરને નહિ નેહ સગાઇયું ત્રૂટિયું જીરે;
ભોજલ મનવા ભયા રે ઉદાસ કે વૃત્તિયું ખૂટિયું જીરે. ૪

---

છે-સમજાવ્યું છે. બાવનવાર-અર્થાત્ ઘણીવાર. સાનમાં-પરોક્ષ રીતે-દૃષ્ટાંત વગેરેથી.

૪ નિર્મળી-નિર્મળ-રજસ્તમ આદિક ગુણ રહિત. પાધરી-તરતજ પ્રીછશે. શું ?-નામરૂપી લેહેર.

૧ તીવ્ર વૈરાગવાળાનું લક્ષણ આ ખોળમાં બતાવ્યું છે: એ તો ઇ૦--એમણે તો સર્વે સુખ છાંડયાં છે. અને એમને ત્યાં તો નિત્ય નગારાં ( અનહદ નાદરૂપી ) ગડે ( ગડગડે છે ). એ તો અધર ઇ૦--ચિદાકાશમાં ચિદાકાશરૂપી ઘોડે જે ચઢયો છે તેને લૌકિક ઘોડે બેસવાની વૃત્તિ રહેતી નથી.

૨ મૂળગો ઇ૦--જેને આદિ કારણ હાથ લાગ્યું છે તે લૌકિક અવાસ ( ઘર )ને અડશે નહિ. નર ઇ૦--જે નરને નરકાદિક છોડાઇ ગયાં છે-જેને સ્વર્ગ નરક મટી ગયાં છે અથવા નરકરૂપ સ્ત્રી આદિક વિષયોને જેણે તજી દીધા છે તે તેમાં પાછા પડશે નહિ.

૩ ભીતર ઇ૦-- જેના અંદરથી દમ ( શ્વાસ ) જળે છે--શ્વાસોચ્છ્વાસની ગતિ જેણે બંધ કરી છે, જેણે ઇ૦--જેણે મરણનો ભય ભાળ્યો છે -માણસને માથે મોતનો ભય છે એમ જેણે જાણ્યું છે તેનું વપુ ( શરીર ) ફરીને સંસાર તરફ વળશે નહિ.

૪ સગાઇયું--સગાઇઓ. મનવા-મન. ઉદાસ- તટસ્થ. ( સુખ દુઃખા-

## પદ ૮ મું.

ઠેરાણું સતપુરૂષનું ચિત્ત શુરાહંદા શિષ્યમાં જીરે;
જેણે સુણીઆ છે શબ્દ નિશાન તરવેણીના તીર્થમાં જીરે. ૧
પરાણે ભાળ્યો પુરૂષનો ભેદ સમજાવે ગુરૂને ગોરખો જીરે;
તેનું ધરી લિયો ઉનમુન્ય ધ્યાન અંતરમાંથી ઓળખો જીરે. ૨
દખો દ્વાદશ આંગળ દેવ ધણી દીસે ઢુંકડો જીરે;
તેનો મોટા જાણે છે મર્મ રાખે હરિ રોકડો જીરે. ૩
અમને દયા કરો ગુરૂ દેવ કાપીને કર્મ કર્મળો જીરે;
ભોજલ નિત્ય પ્રતિ વર્ષે નૂર નજરમાંથી નર્મળો જીરે. ૪

---

દિથી વેગળો ). વૃત્તિયું--મનની વૃત્તિઓ. ખૂટિયું--ખૂટી ગઇ છે. વિષય ઉપર મનની વૃત્તિઓ ઉપજતી નથી.

૧ ઠેકાણું ૪૦--સત્પુરૂષનું ચિત્ત શૂરાહંદા ( અતિશૂરા--વૈરાગ્યમાં શૂરા ) શિષ્યમાં ઠેરાણું-ઠર્યું છે. જે શિષ્યે ગુરૂએ કહેલા શબ્દનાં નિશાન તરવેણી ( ત્રિવેણી-ઇડા, પિંગળા અને સુષુમ્ણા નાડીઓનો જ્યાં સમાગમ થાય છે તે ભૃકુટિસ્થાનરૂપી ) તીર્થમાં સુણિયાં છે--સાંભળ્યાં છે-તે સ્થળ માં મનોવૃત્તિ રાખીને ધ્યાન કરવાથી ગુરૂએ કહેલા અનહદ નાદ આદિનું શ્રવણ થાય છે!

૨ પરાણે ૪૦-મુસિબતથી. પુરૂષનો-બ્રહ્મનો. ઉનમુન્ય ધ્યાન-ઉન્મની ( પાંચમી અવસ્થા )રૂપ ધ્યાન-નિર્વિકલ્પ સમાધિ.

૩ દ્વાદશ આંગળ ૪૦- શ્વાસ નાસિકામાંથી જે માર્ગે વહે છે તે માર્ગમાં નાસિકાના અગ્રથી બાર આંગળ દૂર દૃષ્ટિની ધારણા કરીને ધ્યાન કરવું, તેથી તે ધણી ( પરમાત્મા ) ઢૂંકડો દીસે છે-પાસે દેખાય છે-તેનું જલદી દર્શન થાય છે! રોકડો--ઉધાર નહિ.

૪ કર્મળો--કમળો કર્મરૂપી કમળો કપાશે ત્યારે શું થશે? નિત્ય પ્રતિ ૪૦--ભોજો ભક્ત કહે છે કે તેથી નજરમાંથી નર્મળો ( નિર્મળ ) થવાય છે અને તેમાંથી નિત્ય પ્રતિ નૂર ( તેજ ) વરસે છે.

## પદ ૯ મું.

સાચા સંતુતણા દિદાર સેવોની હરિ સુખમાં જીરે;
તમો ચેતોને ચેતનહાર ચોરાશીના દુઃખમાં જીરે. ૧
કુડા મત કોઇ નહિ આવે કેને કામ સતધર્મ લઇને ચાલજો જીરે;
હ્રદે રાખોની દઢ વિશ્વાસ હરિજન હેતે હાલજો જીરે. ૨
પ્રથમ કરીએ પરઉપકાર આ તનને ઓઢવી જીરે;
દિયોની દેવની માંડવિયે દાન ચારે ખાંણુ તો છોડવી જીરે. ૩
પ્રકટ બાહારને ભીતર ભગવાન શામ ભાળે શામને જીરે;
ભોજલ દિવાની દેખે એ દિદાર રોમે રોમે રામને જીરે. ૪

---

૧ સંતુતણા—સંતોના. દિદાર–દર્શન ( કરીને ). તમો ૦—ચોરાશી લક્ષ જાતિમાં જન્મવા મરવાના દુઃખમાં પડેલા ચેતનહાર ( ચેતનારા ) તમો ચેતો. અથવા, ચેતીને ચેતનહાર ( સર્વ પ્રાણીને ચેતન આપનાર પરમાત્મા )ને ઓળખો.

૨ કુડા ૦—કુડા ( અસત્ય-છળકપટ ભરેલા ) કોઈ મત ( માર્ગ. પંથ ) કેને ( કોઇને ) કામ આવે નહિ, માટે સતધર્મ ( સદ્ધર્મ ) લેઇને ( તેને અનુસરીને ) ચાલજો. તે સદ્ધર્મ બતાવે છેઃ હ્રદે ૦—તમે હ્રદે ( હ્રદયમાં ) ઈશ્વરનો દઢ વિશ્વાસ રાખજો અને હરિજન ( હરિભક્ત ) સાથે હેતે–હેત કરીને હાલજો–ચાલજો–વર્તજો.

૩ ઓઢવી—આગળ ધરવી. પરોપકારમાટે આગળ ધરવી. દિયોની ૦—દેવની માંડવિયે ( દેવને દરબારે ) દાન દિયોની ( આપોની ), કેમકે તમારે ચારે ( ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ, જરાયુજ ) ખાણો છોડવી છે ( તજવી છે ), અર્થાત્ દેવદ્વારે પુણ્યદાન કરવાથી ચારે જાતોમાં જન્મ લેવો મટી જાય છે.

૪ પ્રકટ ૦—બાહાર અને ભીતર ( અંદર ) ભગવાન છે ( તે વિના બીજું કાંઇ નથી ), અને શામ ( આત્મા ) શામને ( આત્માને ) દેખે છે અર્થાત્ જોનારો ( દ્રષ્ટા ) અને જોવાનું ( દ્રશ્ય ) એકજ છે. દિવાની—દિવા-

## પદ ૧૦ મું.

જેને સુખની નથી કોય શુદ્ધ ધારણ લાગી ધરતીએ જીરે;
પરખીએ પુરૂષની મોટી મત્ય વચનમાંથી વર્તીએ જીરે. ૧
ઠકર ઠેરવ્યા ઠીકોઠીક મા'તમ કેમ મૂકશે જીરે;
જેને પ્રગટી પૂર્વની પ્રીત ચરણ કેમ ચૂકશે જીરે. ૨
લીધા સતધર્મ ક્રિયાના કડતાળ પાંખુ વાઇને પુગિયા જીરે;
વાવ્યાં બહુ રે વિચારીને બીજ અમર થઇને ઉગિયાં જીરે. ૩
નિગમને અગમ અગોચર અપાર હ્રદામાં લઈ રોપશે જીરે,
ભોજલ ભક્તિતણું એવું રૂપ ડોલરિયા જેમ દીપશે જીરે. ૪

---

નાના જેવી દશાને જે પોહોચે તે બ્રહ્મના દેદારને પેખે. ભોજો ભક્ત કહે છે કે જે પુરૂષ બ્રહ્માનંદમાં મસ્ત હોય તે એ દિદાર (રૂપ)ને દેખે છે અને તે રોમે રોમ રામને દેખે છે–પરમાત્મા વિના અણુમાત્ર જગો ખાલી દેખતો નથી.

૧ જેને ઇ૦–જેને વિષયના સુખની કોઇ પ્રકારની શુદ્ધ નથી–વિષયસુખ મેળવવાનું ભાન નથી તેનીજ ધારણા બ્રહ્મરૂપી ધરતીમાં લાગી છે, એમ જાણવું. પરખીએ ઇ૦—એવા પુરૂષની મોટી મત્ય (મતિ)ને પરખીએ અને તેમને તેમના વચન ઉપરથી વરતીએ સુંદર કહે છે તેમ " भान्यक्रोखेतपरारतेंजान्यो " એમ બ્રહ્મજ્ઞાનીની પરીક્ષા કરી લેવી. વિશેષ પરીક્ષાનું સાધન બતાવે છે: ઠકર ઇ૦—ઠકર (ઠાકોરજી)એ તેમને ઠીકોઠીક ઠેરાવ્યા છે તે પોતાનું માહાત્મ્ય કેમ મૂકશે ? અર્થાત્ મહાત્મા પુરૂષો પોતાનું માહાત્મ્ય નહિ તજે, એ તેમને ઓળખવાની નિશાની છે. લીધા ઇ૦—જેણે સદ્ધર્મરૂપી ક્રિયાના કડતાળ લીધેલા છે તેમને પાંખું વાઇ (પાંખો આવી) અને તે ઉડયા –બ્રહ્મલોકમાં વિહંગમ માર્ગે ગયા. વાવ્યાં ઇ૦–બહુ વિચાર કરીને જે ધર્મરૂપી બીજ વાવ્યાં છે તે અમર થઇને ઉગ્યાં–જ્ઞાનરૂપે પ્રાપ્ત થયાં. નિગમ ઇ૦—અગોચર એવા નિગમ (વેદ)અને અગમ (આગમ–શાસ્ત્ર)નો જ્ઞાનરૂપી છોડ સદ્ગુરૂ લેઇને હ્રદામાં (હૃદયમાં)રોપશે. ડોલરિયા–ડોલરનું ફૂલ.

## પદ ૧૧ મું.

જે દી કોપ્યો કૈરવ મંદિર માંહી, લાક્ષાગૃહે લગાડિયા જીરે;
તે દી પુંગાડચા પાંડવને પાર અંતકાળે ઉગારિયા જીરે. ૧
હરિજન આડા દીધા હાથ કૃપાસિંધુ કા'નજી જીરે;
ચાખ્યાં શવરીનાં જૂઠાં બોર મનાવીને માનજી જીરે. ૨
બહુનામી તેં ધર્યો બુદ્ધ અવતાર કળિયુગમાં કારમો જીરે;
વાલમ વેગે તે કરજો વા'ર સંતુની સંસારમાં જીરે. ૩
નિશ્ચે નિવારણ કરશે મારો નાથ ચોરાશીના શાપનો જીરે;
બોજલ ભવનો ભાગ્યો ગુરૂએ ભય માયાકેરા માપનો જીરે. ૪

---

૧ ઈશ્વરની ભક્તવત્સલતા વર્ણે છે: જે દી ઇ૦– જે દિવસે કૈરવ (દુર્યોધન)મંદિર માંહિ (પોતાના ઘરમાં રહીને). કોપ્યો અને પાંડવને લાક્ષાગૃહે (લાખથી રચેલા ઘરમાં)પૂરીને લગાડિયા( બાળી મૂકયા ) તે દી ( તે દિવસે ) હરિએ પાંડવને (લાક્ષાગૃહમાં કરેલી ગુફાદ્વારા) પાર (ગંગા નદીની પેલી પાર) પુગાડ્યા ( પોહોચાડચા ). અને એવી રીતે તેમને અંતકાળે ઉગારિયા (ઉગાર્યા).

૨ હરિજન ઇ૦–હે કૃપાસિંધુ કાહાનજી! તેં હરિજન આડા હાથ દીધા–તેમને દુ:ખ આવતાં બાચ્યું. ચાખ્યાં ઇ૦– શવરી નામે ભીલડીનાં જુઠાં ( એઠાં ) બોર તે સ્ત્રીનું માન મનાવીને ( તેને પ્રસન્ન કરીને ) ચાખ્યાં –તેને ખુશ કરવામાટે ખાધાં.

૩ બહુનામી–ઘણાં નામવાળા. તેં ઇ૦–તેં કળિયુગમાં કારમો (માયાવી) બુદ્ધાવતાર ધર્યો–બુદ્ધ ધર્મ ચલાવનાર બુદ્ધ મુનિનો અવતાર તેં ધર્યો ! વાલમ –વાહાલા ! વેગે–વેગથી. વા'ર–મદદ. સંતુની–સંતોની.

૪ ચોરાશીના શાપનો—ચોરાસી લક્ષ યોનિમાં જન્મવારૂપ શાપ ( દુ:ખકારક હોવાથી ). ભવનો–જન્મમરણરૂપ સંસારનો. માયાકેરા માપનો– માયાની મહત્તાનો.

## પદ ૧૨ મું.

આજ તો આનંદ વરત્યો અપાર આવો અવસર ઓળખ્યો જીરે;
તેમાં રતન અમૂલખ રામ પુરૂષોત્તમને પારખ્યો જીરે. ૧
જેને ભક્તિનો ઉગ્યો ભાણ ભુવનપતિ ભાળશે જીરે;
તેને સ્વપ્નાં અંતરનાં સુખ અંતરમાંથી આળશ્યાં જીરે. ૨
ભવમાં ભાલા ! તમે બાંધોની ભેટ ભવસાગર ભે ભાગવા જીરે;
રાખો શામળિયાશું સ્નેહ મુક્તિ હરિ કને માગવા જીરે. ૩
જેણે અહિંયાં છોગાળાનાં ચર્ણ હઇયામાં હરખિયા જીરે;
ભોજલ ભ્રમણા ભાગી ગુરૂએ ભીંત નાથને નેણે નરખિયા જીરે. ૪

## પદ ૧૩ મું.

રાજા હરિશ્ચંદ્ર છોડી ચાલ્યો શે'ર સત્યવાદી સતને કારણે જીરે;

---

૧ વરત્યો--થયો. આવો અવસર--મનુષ્ય દેહ જેમાં મળી છે તે વખત. રતન--રત્ન. અમૂલખ--અમૂલ્ય. રામ પુરષોત્તમ--રામ એજ ઉત્તમ પુરૂષ.

૨ જેને ઇ૦—જેને ભક્તિરૂપી ભાણુ ( સૂર્ય ) ઉદય પામ્યો છે તે, તેના પ્રકાશથી ભુવનપતિ ( જગત્‌ના ઈશ્વર )-પરમેશ્વરને ભાળશે-દેખશે. તેને ઇ૦—તે પુરૂષના અંતરમાંથી સ્વપ્ના અંતરનાં (સ્વપ્નાંતરનાં )-સ્વપ્નામાં હોય તેવાં માયાનાં સુખ આળશ્યાં-તેના મનમાંથી વિષય સુખની ઇચ્છા આળશી ગઈ છે-જતી રહી છે.

૩ ભવમાં-સંસારમાં. ભેટ બાંધો-મેળાપ કરો. ભવસાગર ઇ૦—સંસારરૂપી સમુદ્રમાં ડૂબવાનો ભય ભાગી જવામાટે.

૪ છોગાળા-છોગાવાળા-કૃષ્ણ ભગવાન. ભોજલ ઇ૦—ભોજલ કહે છે કે ગુરૂએ ભ્રમણા ( ભ્રાંતિ-અસતને સત માનવારૂપ )રૂપી ભીંત (પડદો) ભાગી અને તેથી નાથને( હરિને) નેણે ( નજરે-અંતરમાં) નરખિયા(નીરખ્યા ).

વેચ્યાં રાણી ને કુંવર રોહીદાસ બૌચરી તારે વારણે જીરે. ૧
ત્યાં તો બન્નો પગ ન ઠેરાય શેરી નથી સોʼયલી જીરે;
મારગ ખરો છે ખાંડાની ધાર દીસે વાટ દોહ્યલી જીરે. ૨
સીપને ઉપની'તી રત્ય અપાર ઉંડીથી ઉપર આવવા જીરે;
માથે મેહના ઉઠ્યા મેઘ મોતીને મેળાવવા જીરે. ૩
મુને રત્ન લાધ્યું રામનું નામ સદ્‌ગુરૂજીના સાથમાં જીરે;
ભોજલ સ્નેહ રે કરીને ચિત્ત રાખ્ય હીરો આવ્યો હાથમાં જીરે. ૪

## પદ ૧૪ મું.

જેની વૃત્તિ પરાની પાર સંસારનાં સુખ છાંડવાં જીરે;
ધ્રુવને અવિચળ થાપ્યો ધરાર મેરૂ ઉપર માંડવા જીરે. ૧

---

૧ સત્યનો મહિમા વર્ણે છે: રાજા ઇ૦—હરિશ્ચંદ્રની કથા પ્રસિદ્ધ છે. બૌચરી ઇ૦—હે બહુચરી તેણે રાણી અને કુંવર વેચ્યાં તે તારે વારણે (ઓવારણે) જઈને–અર્થાત્ તારા મહિમાથી આનંદ પામીને.

૨ ત્યાં ઇ૦—સત્યના મારગમાં બન્નો પગ ઠેરાય એમ નથી તેનો માર્ગ એટલો સાંકડો ( સંકડામણવાળો ) કે તેમાં બે પગ મૂકીને જવા જેટલી જગા નથી–અર્થાત્ સત્ય પાળવું અતિ અઘરૂં છે. શેરી ઇ૦—સત્યની શેરી સોʼયલી–સેહેલી નથી. દોહ્યલી–કઠણ–મુશ્કેલ. ખાંડુ–તરવાર.

૩ અપાર ઉત્કંઠા થાય ત્યારે હરિ મળે છે તે વિષે દૃષ્ટાંત કહે છે: સીપને ઇ૦—સમુદ્રમાં અપાર ઊંડાઇએ સીપ હતી ત્યાંથી ઉપર આવવાને એને રત્ય ( રતિ–પ્રેમ ) ઉપજી હતી, તે પોહોળે મોઢે ઉપર આવી એટલે તેની સાથે મોતીનો મેળાપ કરી આપવાને તેને માથે–તેના ઉપર મેહરૂપી ( સ્વાતિ )ના મેહ ઉઠયા ( વુઠયા–વરસ્યા ). અહીં ઉત્કંઠાવાળો શિષ્ય સીપને ઠામે છે મેઘને ઠામે ગુરૂ છે અને મોતીને ઠામે હરિ છે. ૪ ચિત્ત–હે ચિત્ત! હીરો–( હરિરૂપી ).

૧ જેની ઇ૦—જે પુરૂષની મનની વૃત્તિઓ પરા ( ચારમાંથી સહુથી સૂક્ષ્મ વાણી )ની પાર અર્થાત્ કેવળ સંકલ્પ રહિત થાય છે, તેમણે સંસારનાં સુખ છાંડવાં–તજવાં. મતલબ કે તેમણે ફરીને સંસારમાં લપટાવું નહિ. એમ કરનારા કયા કયા પુરૂષોનું હિત થયું છે તે વિષે કહે છે: ધ્રુવ ઇ૦—સ્પષ્ટ છે. ધરાર—આગળ, મોખરે.

હરિજન હિમાળે ગાળ્યાં હાડ કર્મ છૂટયાં કેટલાં જીરે;
પ્રથમ બળિને લઈ ચાંપ્યો પાતાળ વામન રૂપે વિઠલા જીરે. ૨
જે દી કરવત લીધું કરતાર મોરૂધ્વજને મારવા જીરે;
કીધી સુધન્વાની સા'ય તેલમાંથી હરિએ તારવા જીરે. ૩
જેણે જન્મ લઇ જાણ્યા જગદીશ ફોકટ ફેરો નહિ ફરે જીરે;
ભોજલ ભજનતણે પ્રતાપ અમલ નહિ ઉતરે જીરે. ૪

## પદ ૧૫ મું.

જેને પ્રતીત નહિ પિંડ માંહી શબ્દ કોઈ સુણે નહિ જીરે;
ઘણાં ગુરૂજી બતાવે જ્ઞાન મૂરખ જીવ માને નહિ જીરે. ૧
ભૂલ્યાં ભવ રે વિષે ભગવાન જળ થળમાં જનમ ધરી જીરે;
ફોકટ અવતરી થયાં છે ફજેત ચોરાશીને સહી કરી જીરે. ૨
ધાતુ દ્રવ્ય નહિ થાય ધરાર સ્પર્શે પારસતણે જીરે;
આડો કબુદ્ધિનો વળિયો કાટ કંચન કેમ બણે જીરે. ૩
મોતી આલ્યું મૂરખને હાથ તોલા સામું તોળશે જીરે;
ભોજલ કહે છોડી દજો ચળિયલનો સાથ રતનને રોળશે જીરે. ૪

---

૨ હરિજન—પાંડવોએ. ૩ મોરૂધ્વજ ઈ૦—એ નામના રાજાને કરવતથી વેહેર્યાની વાત પાંડવાશ્વમેધમાં છે. સુધન્વા ઈ૦—એ નામના ભકતને તેલની ઉકળતી કઢામાં નાખ્યો હતો પણ તે દાઝયો નહોતો.

૪ ફેરો—જન્મ મરણનો. ફોગટ—નકામો. અમલ—આત્માનંદનીભકિતરૂપી કેફ કે સત્તા.

૧ જેને ઈ૦—જેને પોતાના પિંડમાં (દેહમાં) પ્રતીતિ (વિશ્વાસ) નથી—જે સ્વતઃ વિશ્વાવાસવાળો નથી તે કોઈ પણ શબ્દને સાંભળે નહિ.

૨ ભૂલ્યાં—(માનવી). ભગવાન—ભગવાનને ભૂલ્યાં. ચોરાશી ઈ૦ ચોરાશી લક્ષ યોનિમાં અવતાર લેવાનું કબૂલ કર્યું છે. ૩ ધરાર—મોટી—ઉત્તમ(?)

૪ તોલા ઇ૦—તો તેને તોલો લેઇને તોળવા માંડશે. ચળિયલ—અદઢ—ચલિત મનનો. રતનને રોળશે—મનુષ્ય દેહરૂપી રત્નનો મિથ્યા નાશ કરશે.

## મહિના.

જીવ કારતકે કરની વિચાર, કે'ની તું કયાંથી આવિયો,
મહામુકતા મણિ મનુષ્યાદેહ, શે પુણ્યે પામિયો;
તેથી દેહ ધર્યાનું પરમાણ, કાંક પુણ્ય કીજીએ,
કથા કીર્તન ને સમરણ હોય, ત્યાંહાં કાન દીજીએ. ૧

ભાઈ માગશરે મન માંહિ, તારે મોહ બહુ થયો,
દેખી ધન દારા પરિવાર, હૈયામાં હરખિયો;
એ તો શોભા છે દિન ચાર, તેમાં કયાં વળગી રહ્યો,
કરની તરવાના રે ઉપાય, નીકર તું નિશ્ચે ગયો. ૨

પોષે પકડશે કાળ, તે દી કોણ તાહ્યરૂં,
તેથી ભજી લેની ભગવંત, મેલી હું ને માહ્યરૂં;
રાખે છાપ તિલકને માળ, બાહાનું છે એ શામનું,
તેથી ડરશે દિનકરનંદ, અંત કાળે એ કામનું. ૩

મહા મહિને મન મોહ્યું, ભામનીકેરા ભોગમાં,
તેમાં ભૂર તું રહ્યો છે ભોળાઈ, વિષયના રોગમાં;
મન બુધ્ધિ ચિત્ત ને અહંકાર, ઈર્ષ્યા ને ઉનમાનમાં,
તેની તૃષ્ણામાં ગયો તું તણાઇ, સમજ્યો નહિ કંઈ સાનમાં. ૪

ફાગણે રહ્યો છે ફૂલાઇ, જડ માયાના જોરમાં,
તારા શિરપર ફરે છે સેતાન, લેશે પળ પોહોરમાં;

---

૧ પરમાણ—દેહ ધર્યો તે પ્રમાણ કરવાને અથવા દેહ ધર્યું પ્રમાણ ક્યારે કે કંઇ પુણ્ય કરીએ ત્યારે.

૨ દારા—સ્ત્રી. ગયો—બૂડી ગયો—નાશ પામ્યો ! ૩ દિનકરનંદ-દિનકર ( સૂર્ય )નો નંદ ( નંદન–પુત્ર )-યમ.

૪ ભૂર-બહુ. રોગમાં ઇ૦-વિષયરૂપી રોગ. ઉનમાન ઉન્મત્તપણું અથવા અતિશય માન. તૃષ્ણા-ઇચ્છા.

માગશે જમરાજા જવાબ, અગ્નિમાં ઊભાડશે,
માથે મુદ્‌ગરના દેશે માર, ઊંધે શિર તાડશે. ૫

તેથી ચેતરે ચિત્ત રાખ્ય, સદ્‌ગુરૂના ચરણમાં,
તારા ત્રિવિધિકેરા તાપ, ઓલાય અંતઃકરણમાં;
સદા સદ્‌ગુરૂ સુખના દાતાર, કર્મને લઇ કાપશે,
મટશે જનમ મરણની જંજાળ, અભેપદ આપશે. ૬

ભાઇ વૈશાખે વહ્યા જાય છે, તારા દિવસ વાટમાં,
રહ્યો છે રાત દિવસ તું લોભાઇ, વિષયના ઘાટમાં;
પામર ! પરનારીશું પ્રીતિ, નીતિ નહિ હરિના નામમાં,
પોહોર આઠે ને ઘડી બતરીશ, કલ્પના કામમાં. ૭

જેઠે જીવતરમાં ધિઃક્કાર, જપ્યા નહિ જદુનાથને,
કરપિ! કરથી ન વાપર્યું કાંઈ, કાપ્યા જોઇએ હાથને;
તારા શ્રવણ થયા શૂન્યકાર, સુણી નહિ પારાયણને,
મુસ્તક ચઢ્યો મોટમનો ભાર, નમ્યો નહિ નારાયણને. ૮

અષાડે અનંત બ્રહ્માંડનો, કરતાર તારા ઉરમાં,
તુંને જણાતા નથી જગદીશ, માયાના પૂરમાં;
મિથ્યા સુખમાં મોહ્યો મતિમંદ, પ્રભુને નથી પેખતો,
તારી ફૂટીગઈ ચક્ષુ ચાર, તેણે નથી દેખતો. ૯

---

૫ સેતાન–યમદૂત–કાળ. પળ પોહોરમાં–પળમાં કે પોહોરમાં. ઉભાડશે –ઉભો રાખશે. મુદ્‌ગર–મોગરી–મુદ્દળ.

૭ વાટમાં વહ્યા જાયછે–નકામા જાયછે. વિષય–સંસારના ભોગ. ઘાટમાં –તે મેળવવાની તદબીરમાં.

૮ કરપિ–હે કૃપણ. શૂન્યકાર––બેહેરા. પારાયણને–ભાગવતાદિ ગ્રંથની કથાને.

૯ ઉરમાં–(છે). પૂરમાં–જોર–વેગમાં. મતિમંદ–મંદ બુદ્ધિવાળો. ચાર ચક્ષુ–બે બહારનાં અને બે અંતરનાં ( જ્ઞાનનેત્ર ).

શીખ્યો શ્રાવણે ચૌદ વિદ્યાય, ( પણ ) સમજણ વિના શું ફળે,
સાકર કહ્યે કદી નાવે સ્વાદ, પ્રીછે તો પોતે ટળે;
લાગ્યો ચતુરાઇપણાનો સંતાપ, દાઝે ત્રિવિધિતાપમાં,
તેણે મટે નહિ મનના વિકાર, મુઝાઇ રહ્યો આપમાં. ૧૦

ભાદરવે ભજન વિના, એ ભિતર સાંચ્યો ભક્તિનો,
બીજા કરે મરની ! કોટિ ઉપાય, નાવે માર્ગ મુક્તિનો;
સેવે સદ્‌ગુરૂ તો રીઝે સીતારામ, જોખો મટે જીવને,
ટળે વિમુખપણું ને વિવાદ, સન્મુખ થાવે શિવને. ૧૧

આસોમાં ફરવું ઉદાસ, વૈરાગ્યરૂપી વનમાં,
મેલી ગુણ અવગુણ મદ માન, મગન રહેવું મનમાં;
કરવું સદ્‌ગુરૂજીનું સ્મરણ, ધરવી મૂર્ત્તિ ધ્યાનમાં,
સદ્‌ગુરૂજી છે સરજનહાર, એ કે'શે તુંને સાનમાં. ૧૨

પુરૂષોત્તમ પૂરણબ્રહ્મ, પોતે પરમાતમા,
સભર ભરિયો છે સર્વાવાસ, વિલસાઇ રહ્યો આતમા;
સુણે બારે માસ રહે વિશ્વાસ, હૃદે રામ નામનો,

---

૧૦ કહ્યે–'સાકર' શબ્દ મુખથી બોલવા માત્રથી. પ્રીછે ઈ૦—જો આત્માને પ્રીછે ( ઓળખે ) તો પોતે ( હું દેહાદિક આત્મા છું એવી ભ્રાંતિ ) ટળે–હુંપણું મટી જાય છે–સર્વત્ર આત્માજ છે અને 'હું' એવો પદાર્થ કાંઈ છે નહિ એમ સમજાય. ચતુરાઇપણાનો–સાંસારિક કામમાં ચતુરતાને લીધે સંતાપ લાગ્યો છે. મનના વિકાર–અસત્કલ્પનાઓ–હું, મારૂં, આદિ વાસનાઓ. આપમાં–'હું જીવ' એવા દૃઢાગ્રહમાં.

૧૧ ભિતર–અંતરમાં. સાંચ્યો–સંચય. ભજન વિના તારો ભાદરવો માસ વીત્યો પણ જો અંતરમાં ભક્તિનો સંચય કર્યો હશે તો મુક્તિ મળશે. મરની !–ભલે ! છોની ! સેવે ઈ૦—જો સદ્‌ગુરૂને સેવે તો સીતારામ રીઝે અને જીવને જોખો ( જોખમ ) મટે. વિમુખપણું–ઉલટા થઇને વર્તવાપણું. શિવ–પરમાત્મા. થાવે-થાયે.

૧૨ સાનમાં–ઇશારતમાં.

ભોજો ભક્ત કહે છે ભવોભવ, સેવક સદ્‌ગુરૂ શામનો. ૧૩

## કીર્તન.

### પદ ૧ લું.

ભાઇ તું દેહી રે ધરીને કાંક દેની.

કર તું પુણ્ય કરાવને પરને તો રસનાએ લાભજ લેની. ભાઇ૦ ૧
કોટડિયે નાણાં કરી મર બેસે, ધર્મ વિના ધન તો શોભે નહિ;
સોળે શણગાર સજે મરની સુંદરી, પણ નાક વિના નારી શોભે નહિ.ભા૦ ૨
રાજાદંડે કાં ચોર લેઇ જાશે, વળતું બાળી દેશે વન્હિ;
કાંક ધર્યું ધરતીમાં રહેશે, સાંતમાં તારૂં કાંઇ છેની. ભાઇ૦ ૩
જોબનનાપૂરમાં જાશ તણાણો, રાંક દાવે થઇ રહેની;
ભોજો ભક્ત કે' ગુરૂપ્રતાપે તો, કૃષ્ણ કૃષ્ણ મુખ કે'ની. ભાઇ૦ ૪

### પદ ૨ જું.

અબ તો ભજન કરના મન ભાઇ.

કુટુમ્બ કબીલો તારે કામ નહિ આવે, એક સાચી રામ સગાઇ.અ૦ ૧
મૂર્ખે જીવે ધન ભેળું કીધું, ઠાંસી ભરિયું પર સાહી;
પા દમડી તેરે સંગ નહિ ચાલે, હાથ ઘસંતો જાઈ. અ૦ ૨

---

૧૩ સભર–ઘટ (અવકાશ વિના). સર્વાવાસ–સર્વ ઠામમાં વશી રહેલો અથવા સર્વ જેને વિષે વશી રહ્યાં છે એવો. વિલસાઇ–શોભાઇ. ભવોભવ–જન્મોજન્મ.

૧ દેહી–દેહ. રસના–જીભ. લાભ–(બીજાને પુણ્ય કરવાનું કહેવારૂપ).

૨ કોટડિયે ઇ૦–તું કોટડીઓ ભરીને નાણાં એકઠાં કરે. ૩ સાંતમાં–સાથમાં–સાથે–કે અંતે.

૧ અબ તો–હમણાતો. ૨ ઠાંસી ઇ૦–પર (બીજાનું) સાહી (લેઇને) ઠાંશી ઠાંશીને ભર્યું.

કામ ક્રોધ મદ મોહમાં મોહો, ચઢી રે કર્મકેરી કાઇ;
મદે ઘણા તેરે આ રે મુલકમાં, લુંટી લેશે રે લુગાઇ. અ૦ ૩
આ તન તેરો કાલ ઉડી જાયગો, જેસે વંટોળિયો વાઇ;
અબકા દાયો ફરિ નહિ આવે, પછે મન પછીતાઈ. અ૦ ૪
સર્વ તીર્થ સદ્ગુરૂજીને ચરણે, લે નિત્ય ગંગાજળ ના'ઇ;
કાળનો ત્રાસ કદી નહિ લાગે, આ તન અનભે થાઇ. અ૦ ૫
શું સૂતો તું ચેત અભાગી, આ દેહ તે ઉત્તમ પાઇ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, એક લેની ગોવિંદગુણ ગાઈ. અ૦ ૬

## પદ ૩ જું.

ભાઇ જેને રામનામ લેહે લાગી.
નામરૂપી અગ્નિ ડારી લઇ દિલમાં, દિયા સબ દુષ્કિત દાગી. ભાઇ૦ ૧
શબ્દ સદ્ગુરૂજીને જેને વ્રેહે,લગની વ્યોમે જાગી;
તે જન જુગમે ફરે મતબાલા, પ્રકટ પ્રેમ સુવાગી. ભાઇ૦ ૨
નામકી પ્રતીત જેને ઉર આવી, તેણે મુક્તિ ચારે નવ માગી;

---

૩ કાઇ—કાવળી—કાટ. મદે—મદવાળા. આ મુલકમાં—સંસારમાં. લુગાઇ—સ્ત્રી (રૂપી લુંટારો).

૪ દાયો—દાન. પછીતાઈ—પસ્તાશે. ૫ ના'ઇ—ગુરૂના ચરણરૂપી ગંગાજળમાં નાહી લે. અનભે—નિર્ભય. થાઇ—થાય. ૬ પાઈ—પામીને.

૧ લેહે—ધુન. ડારી લઈ—નાખી લેઈ. દિલમાં—અંતરમાં. દુષ્કિત (દુષ્કૃત)—પાપ. દાગી—બાળી.

૨ શબ્દ ઇ૦—જે પુરૂષના હૃદયરૂપી વ્યોમમાં—હૃદાકાશમાં સદ્ગુરૂજીના શબ્દથી વ્રેહેલગની (વિરહાસક્તિ) જાગી છે, તે જન મતબાલા થઈને અને પ્રકટ પ્રેમ સુવાગી (સુહાગી)—પ્રેમના પ્રકટ સુહાગ (સૌભાગ્ય)વાળા અથવા પ્રેમરસને જાણનાર થઇને ફરે છે.

જીવન્મુક્ત થયા જન આપે, પ્રગટ પ્રેમ સુવાગી. ભાઈ૦ ૩
ત્રિગુણી માયા જેણે ત્યાગી તેને, ભીતરથી ભે ભાગી;
ભોજો ભક્ત કહે ગુરૂપ્રતાપે, તેણે ઓડી અવિચળ ધાગી. ભાઇ૦ ૪

## પદ ૪ થું.

સંતો દિયા રે અગમપર ડેરા.

પિયા પિયાલા જેણે પ્રેમરસકેરા, નાથકું નિરખ્યા નેરા. સંતો૦ ૧
પ્રીત લગી પરમેશ્વર સાથે, વરીને ચૂકવિયા વેરા;
નરતે ને સરતે નજરે આવ્યા, મટયા રે અસંખ્ય અંધેરા. સંતો૦ ૨
કોય ગતિમાં કળારે બતાવી, નાભિકમળકેરી કરિયા;
ધરકું લઇને અધર પર ધરિયા, મૂળ વિચારીને મળિયા. સંતો૦ ૩

---

૩ નામકી—નામની. પ્રતીત-વિશ્વાસ. ચારે-સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય, એ ચાર પ્રકારની મુક્તિ. જીવન્મુક્ત—જીવતાં છતાં મુક્ત.

૪ ત્રિગુણી માયા-સત્વ, રજ અને તમ, એવા ત્રણ ગુણવાળી માયા. ભીતરથી-અંદરથી-મનમાંથી. ભે ભાગી-ભય શબ્દ નરજાતિનો છતાં ' ભે—બીક ' નારીજાતિમાં ગણીને તેવો પ્રયોગ કવિએ કર્યો જણાય છે. અવિચળ ધાગી-કદી ચળે નહિ એવી ( નાશ ન પામે એવી ) ધાગી ( ગોદડી ) ઓઢી. ગુરૂએ આપેલી જ્ઞાનરૂપ ગોદડી ઓઢવાથી માયારૂપ ટાઢ વાતી નથી એમ કહેવાનો અભિપ્રાય છે.

૧ સંતો૦—હે સંતો ! અમે તો અગમવસ્તુ ઉપર ડેરા દીધા છે ! અગમ વસ્તુ બ્રહ્મ છે તે ઉપર મુકામ કર્યો છે અર્થાત્ તેમાં તદ્રૂપ થઇ ગયા છીએ ! પિયા ઇ૦—જેણે પ્રેમ રસનો પ્યાલો પીધો છે તેણે નાથને નેરા( પાસે )નિરખ્યા છે—અર્થાત્ પ્રેમવાળાને પરમાત્માની પ્રાપ્તિ થાયછે.

૨ વરીને ઇ૦-તેમની સાથે વરીને (લગ્ન કરીને) જે મારે માથે વેરો (કર—કર્તવ્યરૂપ) હતો તે ચુકવી દીધો. નરતે ઈ૦—નરતે (બહિર્વૃત્તિમાં ?) અને સરતે ( સુરતે—અંતરવૃત્તિમાં ) હરિ નજરે આવ્યા તેથી અજ્ઞાન રૂપી અસંખ્ય અંધારૂં મટી ગયું.

૩ ધરકુ—ધર ( દેહાદિક )ને લેઇને અધર ( આત્મા )માં ધરિયા આત્મા-દેહાદિકને સ્થિત કર્યાં. મૂળ ઈ૦—જીવનું મૂળરૂપ વિચારીને તેમાં મળિયા.

અનહદ રૂપ અખંડ અપારા, મન રે માન્યા તિહાં મેરા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, ફરી નહિ ફરીએ ફેરા. સંતો૦ ૪

## પદ ૫ મું.

સંતો પામી હું પ્રીતમ પ્યારા.

દિલમાં દરશ્યા દેવ નિરંજન, હતા જીવન જગસે ન્યારા. સંતો૦ ૧
એક સમય મુજ પાસે હરિ આવ્યા, અનહદ રૂપ અપારા;
પ્રીતિ હતી કાંઈ પૂર્વ જન્મની, નિરખ્યા નંદકુમારા. સંતો૦ ૨
કોમળ કાયાને વદન સકોમળ, કયા રે ! કહું કરતારા;
મારી સેજે મેં સુખ લીધું, તો પામું નહિ કાંઈ પારા. સંતો૦ ૩
ચલે ન ચૂકે કછુ આવે ન જાવે, નિર્ગુણ રૂપ નિરાકારા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, સમરૂં સરજનહારા. સંતો૦ ૪

---

૧ ગોપીને નંદકુમાર–કૃષ્ણની પ્રાપ્તિ થઈ તેને આત્માનુભવરૂપે વર્ણ્યું છે; સંતો ઇ૦—હે સંતો ! હું પ્યારા પ્રીતમ ( પ્રિયતમ )–સૌથી પ્રિય–પરમાત્માને પામી–તેનો મને સાક્ષાત્કાર થયો. દરશ્યા–દેખાયા–અનુભવ્યા. દેવ-નિરંજન–પરબ્રહ્મ. જીવન–કૃષ્ણ—પરબ્રહ્મ. જગસે ન્યારા–જગતથી જૂદા.

૨ એક સમય ઇ૦—અંતર્વૃત્તિ થતાં હરિના આનંદરૂપનું પ્રત્યક્ષ ભાન થયું એ ભાવ છે. પૂર્વ જન્મની પ્રીતિ હતી ઇ૦—પૂર્વે કરેલાં સત્કર્મોના ઉત્તમ સંસ્કાર પરિપક્વ થયાથી આત્માનું દર્શન થયું.

૩ કોમળ ઇ૦—તેના આનંદ સ્વરૂપનો અનુભવ ત્વચા, નેત્ર, ઈત્યાદિ ઈંદ્રિયોને પણ સુખ આપનાર છે ! કયારે ઇ૦—હે કરતાર ! ઇશ્વર ! તે આનંદ હું કયા રે ! ( શું ) કહું ! અર્થાત્ તે અવર્ણ્ય છે ! મારી ઇ૦—મારી પોતાની અંતઃકરણ રૂપી સેજ ( શય્યા )માં મેં સુખ લીધું ! અર્થાત્ જે હરિના દર્શનથી મને સુખ થયું તે અને હું એકજ છીએ ! પામું ઈ૦—તે સુખનો અથવા તે આત્માનો કાંઈ પાર હું પામું નહિ–તે અપાર છે.

૪ આત્માના વિભુપણાનું વર્ણન કરે છે: ચલે ઇ૦—આત્મા ચળતો નથી, ચૂકતો નથી, આવતો નથી, જતો નથી, પણ તે નિર્ગુણ અને નિરાકાર-રૂપ છે.

## પદ ૬ ઠું.

સંતો નિરગુણકી ગત ન્યારી.

સમશ્યા હે સદ્‌ગુરૂકી જે સમજે, તે થાય સુખકારી. સંતો૦ ૧
અડસઠ તીરથ કરી ઘરે આવે, ઓહી રે અનુકા યારી;
પ્રીત વિના પાલવ તજી બેસે, તોય મળે નહિ રે મુરારિ. સંતો૦ ૨
જોગી જતિને તપસી સંન્યાસી, રહ્યા છે ધ્યાનમાં ધારી;
ફળ મીઠાં કેને હાથ ન આવે, પછે રહ્યા છે હૈયેસેં હારી. સંતો૦ ૩
સાત પાતાળ એકવીસ બ્રહ્મા, રહ્યા સર્વે રામ ઉચ્ચારી;
સદ્‌ગુરૂના પ્રતાપ વિના ભાઇ, ભેદ સમજવો ભારી. સંતો૦ ૪
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, સૂઇ રીછે સંસારી;
જાગ્યા સોનર જગમે જીત્યા, એક પ્રેમ પિયુ ગતિ પ્યારી. સંતો૦ ૫

---

૧ સંતો ઈ૦—હે સંતો ! નિર્ગુણની ગતિ ન્યારી ( જૂદી ) છે–તે કલ્પનામાં આવે તેવી નથી ! સમશ્યા ઈ૦–એનું જ્ઞાન તે સદ્‌ગુરૂની સમશ્યા-રૂપ છે. એ સમસ્યા જે સમજે તે ( તેને ) તે સમશ્યા સુખકારી થાય છે–આત્મજ્ઞાન થવાથી આનંદ ઉપજે છે.

૨ ઓહી–તે. અનુકા (ઈનોંકા)–ઘરનાં માત, પિતા, પુત્ર, સ્ત્રી, દ્રવ્યાદિકનો. પ્રીત ઈ૦—પરમેશ્વરમાં પ્રીત ન છતાં સ્ત્રીનો પાલવ ( છેડો ) ઝાલ્યો હોય તે તજી બેસે–સંસાર છોડીને નીકળી જાય તોય મુરારિ–વિષ્ણુ ભગવાન–અર્થાત્ પરમાત્મા મળતા નથી.

૩ ફળ ઈ૦—તોપણ આત્માનાંભવરૂપ મીઠાં ફળ તે કોઈને હાથ આવતાં નથી ! હૈયેસે–હૈયાથી. ૪ ભેદ ઈ૦—સદ્‌ગુરૂના પ્રતાપ વિના એ ભેદ સમજવો ભારી–ભારે ( કઠણ ) છે. “आचार्यवान्पुरुषोवेद” એમ વેદમાં પણ કહ્યું છે.

૫ સૂઈ રીછે–સૂઇ રહે છે. જાગ્યા–આત્મજ્ઞાન પામ્યા. પ્રેમપિયુ ગતિ–પિયુ ઉપર પ્રેમરૂપ એક ગતિ જેને પ્યારી છે–અર્થાત્ જેને પ્રેમ માત્ર છે.

## પદ ૭ મું.

સંતો મૂળ રે ગ્રાહે તો ફૂળ પાયે.

તરણિ તત્વ પ્રેમ પ્રકાશ્યો, તો તેજમાં તેજ મીલી જાયે. સંતો૦ ૧
ઉંચાં ઉંચાં તરૂવર ગગનમે, ફૂળ હે પંખિયાં વેગળું રે;
કંઇ કંઈ પક્ષી વલુંધી ગિયાં, ફૂળ મીઠેરાં દૂરે. સંતો૦ ૨
મૂળ ગ્રહ્યું તવ કયા ભયા, ચઢનકી ગત નાહી;
પરખ્યા પણ સ્પરશ્યા નહીં, હોંસ રહી મન માંહી. સંતો૦ ૩
મૂળ ગ્રહ્યું મોટે મુનિવરે, જો સદ્‌ગુરૂ ચરન ચિત્ત લાયે;
ભીલડી ભાવે આપે ચાલી આયે, જો મોટમ માન ગમાયે. સંતો૦ ૪
ઇંદ્રિકું ઇંદ્રાસન આપ્યો, બ્રહ્માએ બ્રહ્મ રચાયું;
સંત સમરથે સાગર પીધો, લઇ રે ન્યાયે વસાયું. સંતો૦ ૫

---

૧ સંતો ઈ૦–હે સંતો ! જો મૂળ ( આ બ્રહ્માંડરૂપ કાર્ય જેમાંથી ઉત્પન્ન થયું છે તે કારણ )ને ગ્રાહે–તત્વવિચારથી જાણે તો ફૂળ ( આત્માનંદરૂપી) પાયે (પામે). તરણિ ઇ૦–તત્વ પ્રેમ ( ખરો પ્રેમ )રૂપી તરણિ ( સૂર્ય ) પ્રકાશ્યો તો તેજમાં ( આત્મરૂપી પ્રકાશમાં ) તેજ ( પ્રેમરૂપી તેજ ) મિલિ જાયે –મળી જાય ! અર્થાત્ ખરા પ્રેમથી આત્માનો અનુભવ થાય છે.

૨ તરૂવર–મોટાં વૃક્ષ. ફૂળ ઇ૦–હે પંખીઓ! તે વૃક્ષોનું ફૂળ તો વેગળું છો વલુંધી–હળી ગયાં. ૩ મૂળ ઇ૦–કદાચિત્ તે વૃક્ષનું મૂળ ગ્રહ્યું–આદિકારણને જાણ્યું તોપણ કયા ભયા ? ( શું થયું ) ? કેમકે તે ઉપર ચઢનકી ગત નાહી ( તે ઉપર ચઢવાની ગતિ છે નહિ )–આદિ કારણને જાણીને તેવડે આત્મજ્ઞાન કરી લેવાની ગતિ નથી. પરખ્યા ઇ૦–આત્મજ્ઞાન થયું તો ખરૂં પણ અનુભવ થયો નહિ.

૪ જો–જે. ભીલડી ઇ૦–શબરી ભીલડીનો ભાવ (પ્રેમ) હતો તો તેની પાસે ભગવાન આપે (પોતાની મેળે ) ચાલી આયે–ચાલીને આવ્યા, અને પોતાની મોટમ અને માન છોડી દીધું !

૫ લઇ રે ઇ૦––ન્યાયથી રચના કરી.

અમર વરસે ને સરોવર છલિયાં, નરપતિ નીર ભરી નાચે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, અમર પટો લખાયે. સંતો૦ ૬

## પદ ૮ મું

સંતો મુનિવરે મન સમઝાયા.
સમજી ચલ્યા શબ્દ સદ્‌ગુરૂકા તો, પરબ્રહ્મકુ પાયા. સંતો૦ ૧
પાંચકું મારી પચીશકું વારી, કામ ક્રોધ હઠાયા;
હદ બેહદ અનહદ ગતિ આવી, કર્મ વિનાની કાયા. સંતો૦ ૨
કર્મ ધર્મની ભ્રમણા ભાગી, એક લાલનસેં લેહે લાયા;
અવળા હુતા તે સવળા કીધા, લખિયા ફેર લખાયા. સંતો૦ ૩

---

૬ અમર–અમૃત ( જ્ઞાનરૂપી ). નરપતિ–જોગીરાજ ( મુક્ત મહાત્મા ). અમરપટો–જીવન્મુક્તિ. જેને આત્મજ્ઞાન થયું તેને જન્મ મરણનું મિથ્યાપણું નક્કી થાય છે, માટે તેને મરવાનું રહેતું નથી.

૨ પાંચકુ–પાંચ ઈંદ્રિયોને મારીને – વશ કરીને. પચીશ–તત્વોને અટકાવીને. હદ–માયાની ગતિ; કેમકે બ્રહ્મના એક દેશને વિષે ગાયા છે. બેહદ–જીવની ગતિ; કેમકે જીવ ચૈતન્ય સ્વરૂપ હોવાથી અપાર છે. અનહદ–પરમાત્માની ગતિ; કેમકે તે સર્વત્ર વ્યાપક અને સર્વજ્ઞ છે. કર્મ ૯૦–અને કાયા પણ કર્મ વિનાની થઈ–બ્રહ્મજ્ઞાન થવાથી કર્મ નાશ પામ્યાં.

૩ ભ્રમણા–બ્રહ્મજ્ઞાનીને કર્મ અને ધર્મને વિષે અભિમાન હોતું નથી માટે તેને તે બાધ કરતાં નથી, અને તેથીજ ભોજાએ તેને ભ્રમણારૂપ કહ્યાં છે. લાલનસેં—પરમેશ્વર સાથે. લેહે લાયા–જીવ જોડ્યો. અવળા ૯૦—વિધાતાના આંક જે અવળા હતા તે સવળા કીધા અને જે એક વખત લખ્યા હતા, તે ફેરવીને ફરી લખાવ્યા. અર્થાત્ અનેક જન્મનાં સંચિત કર્મવડે તેને અનેક દેહ લેવાજ પડવાના, વિધાતાના અવળા ( અનનુકૂળ ) આંક લખાયલા હતા પણ બ્રહ્મજ્ઞાનથી તે સર્વ સંચિત કર્મનો નાશ થવાથી જન્મ લેવા મટી ગયા તે સધળા આંક ફરી લખાવ્યા બરાબર થયું.

સુરતા સાંધિને ચલ્યા અકાસી, અનહદ નાદ બજાયા;
આદ્ય હતા સો અંતે ઉઠી ધાયા, જઇ રૂપમાં રૂપ સનાયા. સંતો૦ ૪
સૂક્ષ્મ વેદમાં સુરતા પોહોતી, બાવન બા'ર બુઝાયા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, જન્મ મરણમાં ના'યા. સંતો૦ ૫

## પદ ૯ મું.

સંતો કોય બૂઝે બાવન બા'રા.

જાકે હ્રદે ગુરૂગમ પ્રગટે, સો જન ખેલે ચોધારા. સંતો૦ ૧
પાંચ પચીશ પરબ્રહ્મસે ઉપજે, કોઇ શાણા સમજી જાવે;
સોય દીસે સોય રમે એકીલા, આપે નાવ ચલાવે. સંતો૦ ૨
નયનકમળસેં નિરખ્યા નટવર, ખોલ્યા કર્મ કપાટા;
દલમાં દરશ્યા દેવ નિરંજન, નકરા હુવા નરાટા. સંતો૦ ૩

---

૪ સુરતા ઇ૦—બ્રહ્મની સાથે સુરતા સાંધી–અંતર્દૃષ્ટિથી આત્માનું ધ્યાન ધર્યું, અને અકાસી ચાલ્યા–આકાશમાં ( બ્રહ્માંડાકાશમાં–શૂન્યમાં )માલ્યા, અનહદ–હદ વગરનો નાદ–જ્ઞાનરૂપી. આદ્ય ઇ૦—જે અમારૂં આદ્ય (બ્રહ્મ) સ્વરૂપ હતું તેમાં અંતે ઉઠીને ધાયા છેવટે જ્ઞાન થવાથી મૂળ સ્વરૂપમાં મળી ગયા.

૫ સૂક્ષ્મ વેદ—બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરનારો આત્મઅનુભવ જ્ઞાનરૂપી વેદ. તે વેદમાં સુરતા ( નજર—અંતર્દૃષ્ટિ ) પોહોચી. અને બાવન બા'ર ( બાવન વર્ણાત્મક શાસ્ત્રની ) બાહાર–અનુભવ માત્રથી બુઝાયા ( સમજ્યા ). ના'યા–ન આવ્યા—જન્મ મરણ મટી ગયું.

૧ બાવન બા'રા–બાવન અક્ષરોમાં જેનું વર્ણન થઈ શકતું નથી–જે વાણીથી પર છે એવા બ્રહ્મને કોઈ સંતો બૂઝે–ઓળખે છે. ગુરૂગમ–ગુરૂએ આપેલું જ્ઞાન. ચોધારા–ચાર ધારવાળા ખડ્ગથી ખેલે. અર્થાત્ ગમે તેમ આ-ચરી શકે.

૨ પાંચ-મહાભૂત. પચીસ–પ્રકૃતિ તત્વો. સોય–તેજ ( બ્રહ્મ ) સર્વમાં દેખાય છે અને તેજ એકલો રમે છે. નાવ–સંસારરૂપી.

૩ કર્મ કપાટા–કર્મરૂપી કમાડ-કર્મનાં બંધન છૂટી ગયાં–કર્મનો અંતરાય નાશ પામ્યો. દલમાં–દિલમાં. નકરા ઇ૦–કલંક રહિત. નરાટા–દેહી.

અકળકળા કેના કળ્યામાં નાવે, અનુભવી એને બૂઝે;
ૐ સોહં શબ્દને ઓળખે, તો ચૌદ લોક તેને સૂઝે. સંતો૦ ૪
ઝળકત જ્યોત્ય ને નૂર અપારા, માન જઈ રે મિલાયા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, રૂપમેં રૂપ મિલાયા. સંતો૦ ૫

## પદ ૧૦ મું.

સંતો અનહદ જ્ઞાન અપારા.
સમજ્યા સંત ચલણ ન ચૂકે, પિંડ બ્રહ્માંડને પારા. સં૦ ૧
રસાતળ તળાતળ મહાતળ મેલ્યાં, સાત પાતાળ જોયાં ત્યાગી;
સંતની સંગતે પિયુજીને પામી, બહુનામી ચર્ણે બુદ્ધિ જાગી. સં૦ ૨
મૃત્યુલોકમાં મનુષ્યાદેહ ધરીને, દશ દરવાજા જોયા રૂંધી;
ખટ ચક્રમાં સુરતી ચઢાવી, ત્યાં ઈશ્વર નીરખ્યા અક્રોધી. સં૦ ૩

---

૪ ઓમ્-બ્રહ્મનો વાચક અક્ષર. એનો વાચ્ય બ્રહ્મ છે તેને ઓળખે તથા સોઽહં-'તે હું છું' એ વાક્યનો તત્વાર્થ સમજે તો તેને ચૌદ લોક સૂઝે-તે સર્વજ્ઞ થાય.

૫ જ્યોત-આત્મારૂપી. નૂર-તેજ. આત્મા જ્ઞાનમય છે માટે તેને પ્રકાશ (તેજ)રૂપે વર્ણ્યો છે. રૂપમેં ઇ૦-બ્રહ્મના રૂપમાં જીવનું રૂપ મળી ગયું-એકત્વ પ્રાપ્ત થયું.

૧ અનહદ ઈ૦—હદ વગરના બ્રહ્મનું જ્ઞાન અપાર છે. સમજ્યા ઈ૦-જે સંત તે જ્ઞાન સમજ્યા છે તે પોતાનું ચલણ (આચરણ) ચૂકતા નથી કેમકે તે પિંડ અને બ્રહ્માંડની પાર ગયેલા હોય છે.

૨ પિયુજી-આત્મારૂપી. બહુનામી ઇ૦—બહુનામી (ઇશ્વરના ચરણે) (તેના ચરણના ધ્યાનમાં) બુદ્ધિરૂપી સ્ત્રી જાગી-સાવધાન થઇ છે.

૩ દશ દરવાજા ઈ૦—શરીરના દશ દ્વારરૂપી દરવાજા પ્રાણાયામાદિવડે રૂંધી જોયા. ખટ ઇ૦—આધાર વગેરે છ ચક્ર (દેહમાંનાં ૭ સ્થાન-ગુદ, લિંગ, નાભિ, હૃદય, તાળવાનું મૂળ અને લલાટ)માં સુરતી ચઢાવી-અંતર્દૃષ્ટિ કરી તે તે સ્થાનમાં ઇશ્વરના ધારણા કરી તો ત્યાં ઇશ્વરને અક્રોધી

ભૂરલોક ભૂવરલોક કયા કૈલાસા, ઇંદ્રિના લોકની નહીં આશા;
તપસીના લોકમાં તાપ ત્રિવિધિના, બ્રહ્માના લોકમાં ભય ભાસ્યા. સં૦ ૪
કર્મ ધર્મને રેણીને કરણી પૂરી, પુનર વૈકુંઠના વાસી;
શબ્દાતીતમાં જોઉ સંભાળી, ત્યાં અધર લોક તે ઉદાસી. સં૦ ૫
શૂન્ય વળોટીને ત્રણ ચૈતન્ય ચાલ્યું, આદ્ય નારાયણને આરાધી;
તે પર શૂન્યું ચાર જોયું સબળી, ત્યાં માયા ચોવીસ ધામ સુધી. સં૦ ૬
તેજ પંજરને જ્યોતિ સ્વરૂપ જોયું, કેવળીક બ્રહ્મ કીરતારી;
શબલિક બ્રહ્મમાં જોયું સંભાળી, ત્યાં ચૈતન્ય ચાલ્યું ને હું હારી. સં૦ ૭

---

( શાંત ) નિરખ્યા.

૪ રસાતળથી આરંભીને અક્ષરાતીતના ધામ સુધી ઉપર જતાં વચમાં જે જે સ્થાન આવે છે તે સર્વે દુઃખરૂપ છે એમ જણાવવાને તથા સમાધિ જાણનાર તેને પોતાના પિંડમાં જોઈ શકે છે એમ જણાવવાને તે તે સ્થાનનું વર્ણન કરે છેઃ ભૂર્લોક ઇ૦—સાત પાતાળ તજવા જેવાં છે તે પાછળ બીજી કડીમાં કહેલું છે. હવે ભૂર્લોક, ભુવર્લોક કે કૈલાસ પણ કયા ( શી ગણત્રી-માં ) છે? તપસીના લોક-તપોલોક. બ્રહ્માના લોક—સત્યલોક.

૫ પુનર-ફરીને. કર્મધર્માદિ કરજેનાં પૂરાં છે તે ફરીને વૈકુંઠના નિવાસી થાય છે.

૬ વિરાટ દેહ થઈ રહ્યા પછી ઉપર જતાં ત્રણ શૂન્યનાં ધામ આવે છે તેને વળોટીને ( ઓલંઘીને ) ચૈતન્ય ચાલ્યુ; તેની પેલી પાર આદિનારાયણનું ધામ છે તેને આરાધીને આગળ ચાલ્યું. તેની પેલીપાર ચાર શૂન્યનું ધામ છે. એવી રીતે વિરાટમાંહે ચૌદ લોક, વૈકુંઠ, કૈલાસ, ત્રણશૂન્ય, નારાયણનું ધામ અને ચાર શૂન્ય મળીને જે ચોવીશ ધામ થાયછે ત્યાં સુધી સબળી ( બળવાન ) માયા છે.

૭ હવે માયાના ચોવીશ દેશ મૂકીને આગળ જતાં તેજપંજર, તે પછી જ્યોતિસ્વરૂપ, તે પછી કેવળી બ્રહ્મનું ધામ છે-તે પછી શબલિકબ્ર હ્મનું ધામ છે તે સંભાળીને જોયું. એ સ્થાનમાં બુદ્ધિ કહે છે કે ચૈતન્ય ચાલ્યુ અને હું તો હારી-મારાથી ત્યાં જવાયું નહિ. અર્થાત્ શબળબ્રહ્મ એ બુદ્ધિને અગમ્ય છે.

સાત પાતાળ એકવીશ બ્રહ્માંડથી, ગયા ગૌલોકમાં ગુરૂ ચરણે;
ત્યાં શુક સનકાદિકને દાસ કબીરા, ક્ષર અક્ષરનીજ વાણીવરણે. સં૦ ૮
અઠાવીશ ધામથી સાડાસાતસેં, નરભે જમનાનું નીર નાહ્યા;
તે ઉપર ચાલ્યા સાડાચારસેં, ત્યાં આગે અમર ધામ આયા. સં૦ ૯
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, નિગમને અગમ નિગમ ગોતી;
અમર અતિતા ને અકથ અજીતા. નિજસ્વરૂપની એ જ્યોતિ. સં૦ ૧૦

## કીર્તન.

### પદ ૧ લું.

નવલક્ષ તારા ઉગે અપારા, ભાણ પ્રગટે કોટિ હજારા;
સદ્‌ગુરૂ વિના કેદી તિમિર ન ત્રાસે, મટે નહિ મનકા વિકારા. ૧
રહ્યા છો રસમાં મેલશે વશમાં, આગળ વસમા છે આરા રે;
સ્મરણ કરશે તે તરીને ઉતરશે, બૂડી મરશે નર નોધારા રે. ૨

---

૮ પાછળ કહેલા ચોવીશ લોક અને તેજ પંજર વગેરે ચાર મળીને અઠ્ઠાવીશની પાર ગોલોક છે તે વર્ણ્યું છે: સાત ઇ૦—સાત પાતાળ અને એકવીશ બ્રહ્માંડથી પાર પછી અમે ગોલોકમાં ગુરૂને ચરણે ગયા. ત્યાં શુક વગેરે ક્ષર ( નાશવંત જગત્ વગેરે ) અને અક્ષર ( અવિનાશી બ્રહ્મ ) સંબંધીજ વાણી વર્ણે છે—અર્થાત્ શુક, સનકાદિક અને કબીર વગેરેએ તેને મુક્તિનું સ્થાન માનેલું છે.

૯ એ ગોલોકનું સ્થાન પાછળનાં અઠ્ઠાવીશ ધામથી સાડાસાતસેં યોજન દૂર છે, અને ત્યાં જમનાનદી વહે છે. એ નિર્ભય યમુનામાં અમે નાહ્યા. અથવા નિર્ભયતારૂપ જમનાના નીરમાં નાહ્યા. તેની પેલી પાસ સાડાચારસેં યોજન એટલે દૂર આગળ અમરધામ આવ્યું. ૧૦ નિગમ ઇ૦—અગમ ( શાસ્ત્ર ) તથા નિગમ ( વેદ )ને ગોતી ( શોધીને ) નિગમને ( બ્રહ્મને ) જાણ્યા તે અમર વગેરે થયા.

૨ રસમાં–વિષયના રસમાં. મેલશે ઇ૦—પણ તે વિષયો તો તમને પોતાના વશમાં મેલશે–વશ કરી લેશે ! અને આગળ ( મૃત્યુ પછી ) તો વસમા આરા છે–તરીને કાંઠે બઝાય તેમ નથી. 'વશમાં' ને ઠામે 'વોહોમાં' એવો પણ પાઠ જણાય છે. એ રીતે જોતાં, તમે માયાના રસમાં રહ્યા છો પણ

દુનિયા દિવાની જેણે લિયા સુખ માની, સમજ્યા નહિ શુદ્ધ વિચારા રે;
લાગી માયા જીવે જન્મ ગુમાયા, ભેદ ન પાયા ને ભવ હાર્યા રે. ૩
ચરણ ગ્રા'શે તે સુખ સહાશે, મટી જાશે જમકર મારા રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, ભલા ઉતરશે ભવપારા રે. ૪

## પદ ૨ જું.

દુઃખ દરિયા પણ દુનિયા ન દેખે, મન રે જાણે માયા મેરી રે;
છે રે પિયારીને લેખે પોતાની, આપે લે છે એ તો ઉધારી રે. ૧
જોગી જતિ ને તપસી સંન્યાસી, ચૌદ લોક દુનિયા સારી રે;
સંગત કરતાં કેને સુખ નથી આવ્યું, ધરની જાણો એવી ધૂતારી રે. ૨

---

તે માયા તો તમને વોહોમાં (વેહેતા પ્રવાહમાં) મેલશે; તમે તરીને નીકળવા યત્ન કરશો તો તે પણ નહિ બને, કેમકે આગળ તો વસમા આરા છે. તરવાનો ઉપાય બતાવે છેઃ સ્મરણ ઈ૦—સ્પષ્ટ છે. નોધારા–આધાર વિનાના.

૩ લિયા ઈ૦—જેણે માયામાં સુખમાની લીધું છે તે. શુદ્ધ વિચારા–બ્રહ્મજ્ઞાનનો વિચાર. ગુમાયા–મિથ્યા ગુમાવ્યો. ભેદ ઈ૦—ભેદ (તત્વજ્ઞાનનો) ન પાયા (ન પામ્યા) અને ભવ હાર્યા–જન્મ હારી ગયા.

૪ ચરણ ઇ૦—જે પુરૂષ ગુરૂના ચરણ ગ્રા'શે–ગ્રહણ કરશે તો સુખ સહાશે–માણશે–મેળવશે. ભલા–સારી રીતે.

૧ દુઃખ દરિયા ઇ૦—માયા દુઃખના દરિયા જેવી છે પણ દુનીઆ તેને તેવી જાણતી નથી. પિયારી—પારકી. આપે–પોતાની મેળે. અર્થાત્ માયા ઉપર જીવનો દાવો નથી પણ અજ્ઞાનથી તેને પોતાની માની લે છે, તે પારકા ચોપડામાં હાથદસ્કતનું ખાતુ પાડીને ઉધારી લેવા બરોબર છે; કેમકે માયા વિષે મમત્વ કરવાથી તેમાં તે કરજદારની પેઠે બંધાય છે અને મમત્વ રાખીને કરેલું કર્મરૂપી કરજ ભોગરૂપે અદા કર્યા વિના તેમાંથી તે છૂટતો નથી.

૨ સારી–બધી. સંગત કરતાં—માયાની સોબત કરતાં. ધરની–પ્રથમથી–મૂળથીજ.

કંચન કોટ બન્યો તો લંકાનો, સેજ તળાઈ સુંદરી સારી રે;
રામ દુવાઈ દરબારે દેવાણી, ભેળી બાંધી ન ગયો ભારી રે. ૩
કારજ કરતા ને ભેળા હરિ ફરતા, એવી હતી જેને યારી રે;
પાંચે પાંડવને પ્રલ્હાદ હરિશ્ચંદ્ર, ચેતી રે ગયા છત્રધારી રે. ૪
નથી રહ્યાનું સંતો ધરણી આકાશ, કોણ ગજુ કાયા તેરી રે;
ભોજો ભગત કહે જાશે જીવના, ભજન કર્યા વિના ભવહારી રે. ૫

## પદ ૩ જું.

દેખો હરિશ્ચંદ્ર હાલ્યો બજારે, સત્યવાદી સત્યને સાટે રે;
રાજા થકો ઋષિઘરે વેચાણો, બાનાતણા બિર્દમાટે રે. ૧
ના સત્ય કહું તો મારો નાથજી લાજે, વચન દઇ વળિયા વાટે રે;
રાણી તારા રોહીદાસ વેચાણાં, ભલાની ભક્તિ શીશ સાટે રે. ૨
કુંવર રોહીદાસને સર્પે ડસિયો, વાત વંચાણી કાશીને ઘાટે રે;
કાઢી ખડ્ગને સતી ઉપર ચાલ્યો, મનથી ન બીહીતો મુવાને માટે રે. ૩
ધ્રુજે ધરણી ને કંપે કૈલાસા, વાલમ રૂપ ધર્યું વૈરાટે રે;
નીમધારી તો નીમ ન મેલે, સન્મુખ ચાલે ચર્ણુંને સાટે રે. ૪

---

૩ ભેળી ઈ૦—એટલું છતાં પણ રાવણ ભેળી ( પોતાની સાથે ) એક ભારી ( ભારોટી ) પણ બાંધી ન ગયો !

૫ રહ્યાનું-ધરણી અને આકાશને પણ રહ્યાનું ( અચળ રહેવાનું ) નથી તો તારી કાયાનુ શું ગજું છે કે અચળ રહી શકશે ? ભવ-જન્મ.

૧ હરિશ્ચંદ્ર એ નામના રાજાએ વિશ્વામિત્રને અઢીભાર સુવર્ણ આપવાની પ્રતિજ્ઞા કરી હતી તે વાત પ્રસિદ્ધ છે. સત્ય વિષે લખતાં ભોજો એ દૃષ્ટાંત આપે છે: હરિશ્ચંદ્ર ઇ૦-૨૫૯ છે.

૩ સતી ઉપર-સતીને મારવાને. ૪ ધ્રુજે-હરિશ્ચંદ્રના સત્યથી. વૈરાટ-વિરાટરૂપી ભગવાને વાલમ ( વિષ્ણુનું )રૂપ ધર્યું. ચરણુંને સાટે ઇ૦-ચરણનું વંદન કરવાને.

પાછાં પગલાં ન હોય પૂરાનાં, વહી નીકળ્યા વસમી વાટે રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, પૂજાણા જઇને પાટે રે. ૫

## પદ. ૪ થુ.

ખસમત ભૂલી ગયા સર્વે ખલકની, કર્મને ધર્મ કર્યાં પી લે પાને રે;
અડદા ને પડદા ખટી ગયા, સજની ગત્ય ને મુક્તિ વર તેવાને રે. ૧
ધર્મ ધીંગાણું સાચવતાં ટાણું, બહુ રે કાયર મનમાં બીન્યા રે;
કરી કુરબાન જેણે શીશ સમર્પ્યાં, સત્ય શૂરવીર છુપે નહિ છાના રે. ૨
ભ્રમણા ભાગી ને લે' જેને લાગી, કંપે નહિ કેસરભીના રે;
દુઃખ પિયાર કે જઇને દુવાણા, આત્મને પરાત્મ એમ ચિના રે. ૩

---

૫ જે પૂરો ( શૂરો પૂરો ) હોય તે પાછાં પગલાં ન ભરે. વસમી વાટે-સત્યની વસમી વાટે. પાટે-રાજ ગાદીએ-( હરિશ્ચંદ્રને સત્ય પાળવાથી અન્તે રાજ્ય સમૃદ્ધિ પાછી મળી છે ! )

૧ ખસમત-ખુશામત. પી લે પાને-જે કર્મ અને ધર્મને પાન ( પેય ) કરીને પી ગયા છે. અડદા ને પડદા-કર્મરૂપી પડદા ખટી ગયા-તૂટી ગયા ( ? ) સજની ઇ૦—હે સજની ! ગત્ય ( ગતિ-સદ્‌ગતિ ) અને મુક્તિ તેવા વરને પ્રાપ્ત થાય છે. અથવા વર ( ઉત્તમ ) મુક્તિ તેવાને મળે છે.

૨ ધર્મ ઈ૦—ધર્મરૂપી ધીંગાણું ( લડાઈ ) છે, તેનું ટાણું ( વખત) સાચવતાં બહુ કાયર ( વિષયલોભી ) પુરૂષો મનમાં બીન્યા છે—વિષય લાલસા તજીને ધર્મ સાધતાં તેમને પોતાનું વર્તમાન સુખ જતું રહેવાનો ભય લાગે છે. કરી ઈ૦—પણ જેમણે ધર્મને અર્થે પોતાનાં શીશ કુરબાન કરીને સમર્પ્યાં છે તેવા સાચા શૂરવીર છાના છૂપાતા નથી. અર્થાત્ ધર્મને અર્થે ગમે તેવા વૈભવનો જે ત્યાગ કરે એવા વૈરાગ્યવાળા હોય છે તે ઢાંક્યા રહેતા નથી.

૩ ભ્રમણા ઈ૦—જેની ભ્રમણા ( સંસારમાં ફરી ફરીને જન્મવા મરવારૂપ અથવા ખોટા જગતને ખરૂં માનવારૂપ ભ્રમણા ) ભાગી ગઇ છે અને જેને મોક્ષ પામવારૂપ કે ઇશ્વર પ્રત્યે લેહ લાગી છે એવા કેસરથી ભીના ( કેશરીઆં કરીને નીકળેલા-સંસારને તૃણવત્ ત્યાગી દેઇને નીકળેલા ) પુરૂષો કંપે નહિ-વિષય સુખ જતું રહેવાના ભયથી કંપતા નથી ! દુઃખ ઇ૦—

મહાદશા જેને માંહિથી પ્રકટી, તેણે શત્રુ ને મિત્ર એક કીના રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, અવિચળ આસન જઇ લીના રે. ૪

## પદ. ૫ મું.

અંતરમાંથી જેણે ઓળખ્યા અવિનાશી, જાણી રહ્યા જીવનિયું જાત્યું રે;
સુખ રે સંસારનાં સર્વે સમાણાં, ભૂલી ગયા સર્વ ભાત્યું રે. ૧
નામ હરિ લીધું ને દાણજ દીધું, લાખ ચોરાશી ચૂકવ્યું ખાતું રે;
ધરી જન્મ જાગી જન જોયું, મર્ણતણીઉં મટી ગયું ઘાતું રે. ૨

---

તેઓ પિયારકે ( પારકા ) દુઃખમાં જઇને દુવાણા ( દુભાણા ) છે. સાધુ પુરૂષો પારકે દુઃખે દુઃખીઆ થાય છે; તેમણે આત્મા અને પરાત્મા એક છે એમ જાણ્યું છે. ચિન્યા-જાણ્યા.

૪ મહાદશા-બ્રહ્મરૂપતા-જીવન્મુક્તપણું. માંહીથી-અંતરમાંથી પ્રકટી છે-જેને પોતાના અંતરથી જ્ઞાન પ્રાપ્ત થયું છે તેણે શત્રુ અને મિત્રને એક ( એકરૂપ )કીના ( કર્યા ) છે—તેને શત્રુ મિત્ર સમાન છે. અવિચળ આસન-ન ચળે એવી પદવી-આત્યંતિક મોક્ષ.

૧ જીવનિયું—જીવની. જાત્યું—જાતો. જે પુરૂષો અનેક જીવોને જોઇને એમ જાણે કે એકજ સોનાના જેમ અનેક પ્રકારના ઘાટ થાય છે તેમ એકજ આત્માની આ અનેક જૂદી જૂદી જાતો છે, પણ વસ્તુગત્યા તે એકજ આત્મ વસ્તુ છે. સમાણાં—શમી ગયાં—સંસારના સુખની આશા શમી ગઇ. ભાત્યું—ભાતો—પ્રકાર. ' અનેક છે ' એવું ભાન નાશ પામ્યું.

૨ દાણ ઈ૦—જેમ દાણ આપવું એ વેપારીની ફરજ ગણાય છે અને તે ચૂકાવી આપ્યા પછી છૂટકો થાય છે તેમ સંસારમાં પણ હરિ નામનું સ્મરણ કરવું એ મનુષ્યની ફરજ છે અને તે કર્યા પછી તે દેવામાંથી છૂટકો થાય છે. હરિ નામ લેવાથી કયા દેવામાંથી છૂટકો થાય છે તે વિષે કહે છેઃ લાખ ઈ૦—તેણે ચોરાશી લાખ યોનિમાં ભટકવારૂપ ખાતું ચૂકવી આપ્યું. મતલબ કે હરિનામ લેવાથી જન્મમરણ મટી જાય છે. મર્ણતણીઉં—મર્ણની. ઘાતું—ઘાતો.

ગુણ ને અવગુણ આવે નહિ વાકુ, ઠીક સમજ્યા થઇ રહ્યું સ્વાંત્યું રે;
ઉત્તમને અધમમાં બ્રહ્મ તુંને ભાળ્યો, ભાગી ગયું મનનીઉં બ્રાંત્યું રે. ૩
સેજે સમાણું મન, સુખ થયું સજની, વિના વિચારે કરતું વાતું રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, બાંધી બેસાર્યું જુગમાં જાતું રે. ૪

## પદ ૬ ઠું.

રામ દિવાન ક્યું છપે છાના, જેને હુવા પાદશાઇ પરવાના રે;
રાજા રાજ કરે જુગ જીતી, ન્યા'ની પાંતિયે નર નાના રે. ૧

---

૩ ગુણ ઇ૦—બ્રહ્મજ્ઞાની પુરૂષને બીજાના ગુણ દોષ દૃષ્ટિએ પડતા નથી; તેઓ જે એમ સમજ્યા છે તે ઠીક સમજ્યા છે. અને તેથી તેમના મનની સ્વાંત્યું ( શાંતિઓ ) થઈ રહી છે. વાકુ—તેને. ઉત્તમ ઇ૦—તુંને ( તેં ) ઉત્તમ અને અધમ એ સર્વેમાં એકજ બ્રહ્મ ભાળ્યો છે. મનનીઉં—મનની. બ્રાંત્યું—બ્રાંતિઓ.

૪ સેજે ઇ૦-મન સેજે (સહેજ—એની મેળે ) સમાણું—સમાઈ ગયું—મનના સંકલ્પ એની મેળે વિરામ પામ્યા. હવે તું વાતું ( વાતો ) કરે તે વિના વિચારે-વિચાર વિના કર. અર્થાત્ સંસારનો વ્યવહાર તું ભલે કર. પણ તેને અંતરમાં ઊંડો ઠરવા દેઈશ નહિ. અથવા વગર વિચારે-લાભાલાભ જોયા વિના જે મન વાતો કરતું હતું—અનેક પ્રકારના સંકલ્પ કરતું હતું તે એની મેળે સમાઇ ગયું અને હે બુદ્ધિરૂપ સજની ! તેથી સુખ થયું. જુગમાં જાતું—જગત્માં જન્મમરણને અર્થે ભટકતું બાંધી બેસાર્યું ( રોકયું-અટકાવ્યું ).

૧ રામ ઇ૦- જે રામ ( રાજાનો ) દિવાન છે તે છાનો રહીને ક્યું છપે? ( કેમ ઢાંકયો રહે ? ) જેને ઇ૦-જે દિવાનને પાદશાહી પરવાના હુવા—પરવાનો મળ્યો છે. મતલબ કે જે હરિનો ભક્ત છે અને જેના ઉપર હરિની કૃપા થઈ છે તે કાંઇ ઢાંકયો રહેતો નથી ! જેમ રાજા ન્યાયની પાંતીએ ( રીતે ) નાના ( અનેક પ્રકારના ) નરને જીતીને જુગ ( જગત્માં ) રાજ કરે છે તેમ, હરિભક્ત પણ સંકલ્પ વિકલ્પાત્મક મનરૂપી જગતને ન્યાયની રીતે ( શાસ્ત્રોક્ત રીતે ) જીતીને ( વશ કરીને ) રાજ કરેછે-બ્રહ્મસુખ ભોગવે છે.

નર પડવું ને નો'તી સામર્થી, જો કરે તો જાય બિર્દ બાના રે;
મારે ગદા તો ચૌદ ભુવન ભાંગે, તો કૌરવ ક્યું કરે ગુમાના રે. ૨
સાગર ન ચળે ને વાસુકી ન હલે, જો રે હલે તો કરે ખેલખાના રે,
ભક્ત આણ્ય એમ માની રહ્યા સજની, આણે નહિ મન અભિમાના રે. ૩
મર્મ મુક્તિનો સે'જે સમજ્યા, ભીતર નથી દિલ ભરમાના રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, ઠીક દિલ ઠેરાના રે. ૪

## પદ ૭ મું.

મર્મ સમજતાં મનવા મોહ્યા, અમર અભેપદ દાન દીધાં રે;
વિશ્વાસિયાને ઘેરે હુવાં વધામણાં, સો સમશ્યામાં સંત કહી સીધા રે. ૧
નવખંડ નરતે ચડાવ્યાં સરતે, સાત દ્વીપ લગી શૂરા નિઃશંકા રે;
આસન ફૂટયાં ને છૂટારે સવેસા, દેવના લોક લગી ડંકા રે. ૨

---

૨ નર ઈ૦—નર એવા પાંડવોને શું સામર્થી ( સામર્થ્ય ) નહોતી ? પણ જો સત્યને છોડીને સામર્થ્ય કરે તો હરિના બાનાનું બિર્દ જાય ! તે કેવા સમર્થ હતા ? માટે ઇ૦—સ્પષ્ટ છે.

૩ ખેલખાના-ખા ને ખરાબી–ખેદાનમેદાન? આણ—મર્યાદા. ૪ ભીતર ઈ૦–અંતરમાં દિલ ( મનનું ) ભરમાવું નથી—મનમાં ચળતા નથી. ઠીકોઠીક ઈ૦–મનમાં ઠીકેઠીક ઠેરાના ( ઠહરાના–સ્થિર ઠરેલા ) છે.

૧ મર્મ ઈ૦–ગુરૂએ કહેલો આત્મજ્ઞાનનો મર્મસમજતાં મનવા (મન) મોહ્યા (મોહ પામી ગયું); કેમકે ગુરૂએ તેને અમરપદ અને અભેપદનું દાન આપ્યું છે. ( મુક્તિ પામીને મનુષ્ય અમર અને નિર્ભય થાયછે). વિશ્વાસિયા ઈ૦–જે પુરૂષ ગુરૂ વચન ઉપર વિશ્વાસ રાખે છે તેને ઘેર વધામણાં હુવાં–તેનો જન્મમરણનો ફેરો ટળવારૂપ વધામણી તેને મળી! અને એ વધામણીની વાત સંત સમશામાં ( થોડા અક્ષર અને ઘણા ગૂઢ અર્થવાળી ભાષામાં) કહી સીધા–સિદ્ધ થઈ ગયા અથવા મોક્ષ પદવીમાં ગયા.

૨ નવખંડ ઇ૦– બાહારના નવખંડ સરતે ચઢાવીને પછી નરતે ચઢાવ્યા.

પ્રગટ્યાં પાણી લેહેર સમાણી, પ્રીત બંધાણી જુગમાં જાણી રે;
શબ્દ લાગ્યા ને અંતર ભાગ્યા, આતમ જાગ્યા આનંદ આણી રે. ૩
ત્રૂટી ત્રાટીને ઉતર્યા ઘાંટી, માટીમાં માટી ને વરતી વેળા રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, કાપ્યાં કર્મને બ્રહ્મશું ભેળ્યા રે. ૪

## પદ ૮ મું.

આંટી ઘૂંટી સર્વે છૂટી, કર્મ ધર્મકા નહિ કરતા રે;
સ્વપ્નાના સુખથી આશે અળગા, ધ્યાન હરિકેરૂં ધરતા રે. ૧
ચોઈ દિશેથી સુરતી ચલાવી, તરવેણીમાં જઈ તરતા રે;
રોમે રોમે મેરા પિયુજીને સ્પર્શ્યા, પંચ મરત્યેંથી પરવારતા રે. ૨

---

૩ પ્રકટ્યાં ઇ૦—બ્રહ્મરૂપી પાણી પ્રકટ થયાં અને સંસારરૂપી માયાની લેહેર તેમાં સમાઇ ગઇ. પ્રીત ઇ૦—પરમાત્મા સાથે પ્રીત બંધાઇ અને તે જગતમાં પ્રસિદ્ધ થઈ અર્થાત્ મુક્ત પુરૂષનાં ચિન્હ ઢાંકયાં રહેતાં નથી! શબ્દ ઇ૦—ગુરૂ ઉપદેશના શબ્દ લાગ્યા—હૃદયમાં ચોટયા અને જીવ બ્રહ્મનો અંતર—ભેદ ભાગી ગયો! આતમ ઈ૦—આત્મજ્ઞાન થવાથી જીવ જાગ્યો.

૪ ત્રૂટી ઈ૦—અજ્ઞાનરૂપી ત્રાટી (તટ્ટી) તૂટી ગઇ અને જન્મમરણ અથવા મોહરૂપી ઘાંટી ઉતર્યા—પસાર કરી. અથવા ત્રૂટી ત્રાડીને—છૂટીને માટીમાં માટી મળી ગઇ અને વેળા વરતી—સમય ઓળખ્યો. અર્થાત્ મનુષ્યજન્મ એજ મોક્ષ પામવાનું બારૂં છે એમ જાણ્યું.

૧ પરમપદ પામવાનો ક્રમ માર્ગ કહે છે; આંટી ઇ૦—સંસારની આંટી ઘૂંટી સર્વે છૂટી ગઈ અને જીવ નિઃસંગી થયો એટલે તે કર્મ અને ધર્મનો કર્ત્તા નથી—કર્ત્તાપણાનું અભિમાન ગયું! સ્વપ્નાના ઇ૦—સંસારના સ્વપ્ના સરખા સુખમાં આશા કરવાથી પણ અળગા થઇ ગયા, મતલબ કે મુમુક્ષુ પુરૂષે પ્રથમ શ્રવણાદિક કરીને મન નિર્મળ અને સૂક્ષ્મ કરવું, પછી કર્ત્તાપણાનું અભિમાન તજવું, પછી વૈરાગ્ય પ્રાપ્ત કરવો, પછી ધ્યાન કરવું.

૨ ચોઇ ઇ૦—ચારે પાસથી સુરતી (અંતર્વૃત્તિ) ચલાવી અને ત્રિવેણી (ભૃકુટિસ્થાન)માં જઇને તરવા લાગ્યો. અર્થાત્ મનની વૃત્તિઓ પ્રત્યાહાર કરીને—ચારે પાસથી ખેંચી આણીને ભૃકુટિસ્થાનમાં બિંદુરૂપનું

પ્રેમ પ્રીત ને નરહરિ નરખ્યા, તારાવયા તનકા તોતા રે
આણી અગર પર સુરતી ચઢાવી, જીવન જુગતશુ જોતા રે. ૩
જેમ છે તેમ સમજી કરીને, જાય અચલસે ગુંતા રે;
રસ્તામાં એક રાહ ચલાવ્યો, જઈ ખરા ખેલસેં ખૂંતા રે.
તખ્ત ચઢીને દેખ્યા તમાશા, અમર હોઇ તો નહિ મરતા રે;
અમૃતધાર ત્યાં કને ઉલ્લસે, ફૂલરૂપ થઈ ફરતા રે. ૫
ગંગા જમના ને સરસ્વતી નાહ્યા, સુષમણાં ઘર જઇ સૂતા રે;
ભોજલ ભ્રમ ભીતરથો ભાગ્યો, પ્રેમના પદને જઈ પો'ત્યા રે. ૬

---

ધ્યાન કર્યું ( ઈડા, પિંગળા અને સુષુમ્ણા નાડીઓને ગંગા, યમુના અને સરસ્વતી કહે છે, એ ત્રણેનો યોગ ભ્રૂકુટિમાં થાય છે માટે તે સ્થાનને ત્રિવેણી કહે છે). તે ધ્યાનથી અતિ આનંદ થાય છે તે પરમાત્માનો સ્પર્શ સમજવો. પંચ ઈ૦—પાંચ વિષય મરવાથી પરવારી ગયા.

૩ પ્રેમ ઇ૦—પ્રેમ અને પ્રીતથી નરહરિને જોયા અથવા પ્રેમ અને પ્રીતિરૂપી નરહરિ (પરમાત્મા )ને જોયા. અને એમ થવાથી તનકા ( શરીરના ) તોતાને ( પોપટને–જીવને ) તારવ્યો. આણી ઇ૦–સુરતીને આણીને અગર ( અગ્ર ) ઉપર ચઢાવી–એકાગ્ર કરી. અથવા અણીના અગ્ર પર અને ત્યાં જુગત શુ ( યોગશાસ્ત્રોક્ત જુક્તિથી ) જીવનને જોતા.

૪ અચલ ઈ૦–અચલ(બ્રહ્મ)ની સાથે ગુંથાઇ ગયા. એક રાહ–એક બ્રહ્મ માર્ગ. અથવા બ્રહ્માંડ ઉપર જવાનો માર્ગ. ખૂંતા ઈ૦–ખરા ખેલમાં ( માયાના જૂઠા ખેલમાં નહિ–બ્રહ્મ દર્શનમાં ) ખૂંતા–સ્થિર થયા.

૫ તખ્ત—શૂન્યશિખરરૂપી–બ્રહ્મરંધ્રને વિષે. તમાશા–મનના સંકલ્પરૂપ સૃષ્ટિ, અથવા બ્રહ્માનંદરૂપ. અમર–જીવન્મુક્ત. અમૃતધાર—તાલુ પ્રદેશમાંથી જીવ્હામૂળમાં રસ પડે છે તેને યોગીઓ અમૃતધારા કહે છે. ફૂલરૂપ–અર્થાત્ માયારૂપી ભારથી રહિત.

૬ ગંગા, જમના, સરસ્વતી–ઇડા, પિંગળા, સુષુમ્ણાનાડીઓ. ડાબા નાકમાં જ્યારે પ્રાણ વેહેતો હોય ત્યારે તેને ઇડા કે ગંગા કહે છે, જમણામાં વેહેતો હોય ત્યારે તેને પિંગળા કે યમુના કહે છે અને બંન્નેમાં સમાન હોય એ-

## પદ ૯ મું.

ભરમે નહિ ભટકું ચઢે નહિ ચટકું, અવસર નહિ અટકું રામ કે'તાં રે;
ચરણ નહિ ચૂકું ને મનથી નહીં મૂકું, દયા નહિ છોડું હવે દાન દેતાં રે. ૧
ઘેરી માયા ઘટમાં પડી રહી પટમાં, છૂટી ગઇ ચિત્તમાં નહિ આવે રે;
ધ્યાનજ ધરતાં વાલમને વરતાં, ફરીને ફેરો નર નહિ ખાવે રે. ૨
ભાગી ભરમને કાપ્યાં કર્મને, છૂટી ગયો શ્રમને સો જાલ્યું રે;
વસ્તુ વિચારી હુવા બ્રહ્મચારી, આત્મ ઉગારીને બીજ બાળ્યું રે. ૩
લાગી લગની મટી ગઇ અગ્નિ, જાણી જુગની એ આશે રે;
નાથકું નરખ્યા ત્યાં સબ ઘટ સરખા, પિયુજીકું પરખ્યા જઇ પાસે રે. ૪
સંશય છૂટયા ને મોહ મદ ખૂટયા, ફૂટયા પરપોટા ને જઈ પૂગ્યા રે;
ચઢયા રે શિખર પર ને હુવારે સવેરા, ભાગી ગઇ રજની ને ભાણ ઊગ્યા રે. ૫

---

ટલે મધ્યમાં વેહેતો હોય ત્યારે તેને સુષુમ્ણા કે સરસ્વતી કહે છે. એ સુષુમ્ણાના પ્રવાહ વખતે યોગીઓ પ્રાણાયામાદિ યોગ સાધે છે, અને તેજ વખતે વૃત્તિ એકાગ્ર થઈ બ્રહ્મમય થાય છે. માટે ભોજો કહે છે કે, સુષુમ્ણામાં ઘર જઈ સૂતા રે–સુષુમ્ણાનાડી વખતે મનની વૃત્તિઓ શાંત થવાથી આત્મસ્વરૂપમાં લીન થયા, એ ભાવ છે. ભીતરથો–અંતરમાંથી.

૧ ભોજો જીવન્મુક્તની સ્થિતિ વર્ણવે છે: ભરમે ૯૦—૨૫૯ છે. ૨ ઘટમાં--પિંડમાં. જેમ ઘડામાં કોઇ વસ્તુ નાખી હોય તે બાહાર નીકળી શકે નહિ તેમ માયાને હવે ઘડામાં પૂરી છે. પટમાં–વસ્ત્રમાં. અથવા તે માયા લૂગડામાં પડી રહી–મને વળગી આવી નથી.

૩ ભરમને–માયાની ભ્રમણાને ભાગીને. શ્રમ–જન્મમરણની તથા કર્મ ભોગવવાની મેહેનત. સો જાળ્યું–માયાની સો (સેંકડો) જાળ્યું (જાળો) છૂટી ગઇ ! અથવા અંતઃકરણ સોજાળ્યું–સ્વચ્છ, કર્યું. વસ્તુ–બ્રહ્મરૂપ. બીજ –કર્મરૂપી બીજ.

૪ અગ્નિ–જન્મમરણરૂપ. ૫ પરપોટા–વાસનારૂપી. જઇ પૂગ્યા–આત્મધામમાં. શિખર–બ્રહ્મરંધ્ર અથવા નિર્વિકલ્પ સમાધિ. સવેરા—પ્રાત:કાળ અથવા સાવધાન.રજની–અજ્ઞાનરૂપી અંધારા વાળી દશા. ભાણ–આત્મજ્ઞાનરૂપી.

ષટ ચક્ર ને આસન અંતરા, નાભિકમળથી નેહ લાગ્યો રે;
દ્વાદશ દીપક દર્શ્યો દિલમાં, ભવસાગરનો ભય ભાગ્યો રે. ૬
પિયા પિયાલા ને હુવા રે ખિયાલા, નર જો ન્યારા નરખ્યા વેણે રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, વાતું કરે છે એ તો જઈ વેણે રે. ૭

## પદ ૧૦ મું.

સ્વપ્નાના સુખની આશો અળસાવ્યા, કોટિ જન્મનાં કર્મ કાપી રે;
ક્યા કહું સખી વાત સદ્‌ગુરૂની, અગમતણી મુને ગમ આપી રે. ૧
હવે હસ્તામળ શ્યામ સુકોમળ નામ, નિશ્ચળ નિરખ્યા નેરા રે;
પ્રેમસુધારસ પ્રેમશુ પીધા, તુંને માલ સોંપી તેરા રે. ૨
જળકી કાયા જળકી માયા, મૂળ વિચારી મન મળિયા રે;
આદ્યે હતા તે અંતે રે નિવડિયા, અંબુ મધ્યે જેમ લૂણ ગળિયા રે. ૩

---

૬ ષટ ચક્ર–આધારાદિ છ ચક્ર ( પાછળ ટીકામાં કહ્યાં છે તે ). આસન–પદ્મ, સ્વસ્તિક, વગેરે યોગશાસ્ત્રમાં કહેલાં છે. દ્વાદશ દીપક–કમળની પાંખડીરૂપ.

૭ પિયાલા ( પ્યાલો )–પ્રેમનો પ્યાલો. ખિયાલા–આનંદ. આનંદ થવાનું કારણ કહે છે: નર ઇ૦—જો ન્યારા નરને નેણે નરખ્યા તો. વેણે–વચનવડે. વાતું–વાતો. ગુરૂના ઉપદેશ વચનમાત્રથી તે બ્રહ્મ સાથે વાતો કરવા લાગે છે—અર્થાત્ જીવન્મુક્ત થઇ જાય છે.

૧ આશે ઇ૦–સ્વપ્નાના સુખની આશાથી આળશી ગયા —એ આશા ત્યાગ કરાવી.

૨ હસ્તામળ–પ્રત્યક્ષ. નેરા—પાસે. તુને—તને–બુદ્ધિને. બુદ્ધિને કહે છે કે માયાવિલાસ એ તારો માલ તને પાછો સોંપ્યો! અર્થાત્ હવે બુદ્ધિના વિ-લાસરૂપ જગતમાં હું નથી.

૩ જળકી–પાણી તત્વની. મૂળ–અવ્યક્ત બ્રહ્મ. આદ્યે ઇ૦—જીવ મૂળમાં બ્રહ્મરૂપ હતો–મધ્યમાં જગતરૂપ થયો હતો અને અંતે પાછો બ્રહ્મજ્ઞાન મળવાથી બ્રહ્મરૂપ થયો. અંબુ ઇ૦–જેમ અંબુ(પાણીમાં) લૂણ ( મીઠું ) ગળી જાયછે તેમ જીવ બ્રહ્મની સાથે એકરૂપ થઈ ગયો.

બીજ રહ્યું બટમાં બટ રહ્યા બીજમાં, જ્યાંકા ત્યાં જઇ લાગ્યા રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, અનહદ નાદ અંતર વાગ્યા રે. ૪

## પદ ૧૧ મું.

પદ નિરવાણ મળ્યા જઇ મનવા, સુરતી સ્વરૂપમાં જઇ લાગી રે;
નામ નિરાળા હોઇ રહ્યા સજની, અગમ અગોચર લે' લાગી રે. ૧
સાત પિયાલા એકવીશ બ્રહ્માંડથી, પરાને પાર એ તો જઇ પુગ્યા રે;
નિત્ય પ્રતિ નૂર એને નયણે વરસે, અંતરમાં અનુભવ ઉગ્યા રે. ૨
આશ નિરાશ એકે નહિ ઉરમાં, હુંપદ રહ્યા સેંજે હારી રે;
હદ બેહદ છોડી અનહદ જઇ વાગ્યા, દેખવા માત્ર દેહ ધારી રે. ૩

---

૪ બીજ ઈ૦—જેમ વડમાં બીજ છે અને બીજમાં વડ રહેલો છે તેમ બ્રહ્મમાં જગત્ છે અને જગત્માં બ્રહ્મ છે. એ વિષે શંકરાચાર્ય પણ કહે છે કે " दन्तिनिदारुविकारेदारुतिरोभवतिसोपितत्रैव । जगतितथापरमात्माप-रमात्मन्यपिजगत्तिरोद्धते ॥"—"જેમ લાકડાના હાથીને લાકડારૂપે જોતાં હાથી તેમાં અંતર્ધાન થાય છે .અને તેને હાથીરૂપે જોતાં લાકડું તેમાં અંતર્ધાન થાય છે, તેમ જગત્ને જગત્રૂપે જોતાં પરમાત્મા તેમાં અંતર્ધાન થઇને રહે છે અને પરમાત્મારૂપે જોતાં જગત્ તેમાં અતર્ધાન થઇને રહેલું છે." જ્યાંકા ત્યાં-જ્યાંના ત્યાં-મૂળ રૂપમાં. અનહદ નાદ-અંતર્ધ્વનિ.

૧ નિર્વાણ-મોક્ષ. સુરતી-અંતર્વૃત્તિ. સ્વરૂપમાં-આત્મરૂપમાં. નામ નિરાળા-નામરૂપ એવા જે પદાર્થ માત્રના વિનશ્વર અંશ છે તેથી જૂદા-અસ્તિ ભાતિ અને પ્રિયરૂપે. અથવા જૂદા-નામવાળા (બ્રહ્મનામવાળા).

૨ પરા ઈ૦-પરાવાણીની પાર અર્થાત્ કોઈપ્રકારની વાણીમાં વર્ણવ્યામાં ન આવે એવા બ્રહ્મરૂપમાં. નિત્ય ઈ૦-તેના નેત્રમાંથી નિત્ય નૂર (તેજ) વરસે છે.

૩ હદ બેહદ ઈ૦-વિરાટની અંદરના પ્રદેશને હદ, અને તેની બાહારના પ્રદેશને બેહદ કહેછે. એ બેથી પાર અનહદ જે બ્રહ્મ ત્યાં જઇને વાગ્યા-ત્યાં જાહેર થયા. દેખવામાત્ર-પરમાણુજન્ય નહિ.

ધામ ધણીને અમરપદ ઉગ્યા, અકળ અજીત મૂર્તિ કા'વે રે;
ચૈતન્ય બ્રહ્મ ભીતરથી ભાળ્યો, અક્ષરાતીત આનંદ આવે રે. ૪
નરતે ને સરતે ખેલ નિહાળો, અણલિંગી લેખાં કેસા રે;
બ્રહ્મા મહેશને ઇંદ્ર ન જાણે, અગમ તમાસા એસા દેખ્યા રે. ૫
અજબ ખેલ અદ્દભૂત અનોપમ, વરણન જભાયેં વાતું લાવે રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, શુદ્ધ વિચારે અનુભવ આવે રે. ૬

## પદ ૧૨ મું.

શૂન્યશિખર પર નામ નિરંતર, નિરખીને જોઉં ત્યાં ન્યારા રે;
કહા જાણું મુને કછુવે ન સૂઝે, પોહોચેગા કોઈ પારા રે. ૧
દિલદરિયા સંતો મેટ સમરિયા, કરી ક્રિયાને કોઈ પદ પામે રે;
નર તે નેરા ને ચડયા સવેરા, ત્રિકમ તેરા લિખી લે નામે રે. ૨

---

૪ ધામ ઈ૦—બ્રહ્મધામના ધણી જે અક્ષરાતીત બ્રહ્મ તેના અમર પ-દમાં જઇને ઊગ્યા—ત્યાં પ્રકટ થયા.

૫ નરતે ઇ૦—તમે નરતે (અંતર્વૃત્તિથી) અને સરતે (સુરતાથી—બહિર્વૃત્તિથી) સંસારનો ખેલ જુઓ; પણ જે અણલિંગી—લિંગ (ચિન્હ) રહિત છે તેનાં લેખાં કેસા (કેવી રીતે) થાય? અર્થાત્ બ્રહ્મ પુરૂષ, સ્ત્રી કે નપુંસક નથી, તેની વાત શી રીતે કહેવાય! અગમ ઇ૦—એવો અગમ તમાસો જોયો—બ્રહ્માનંદમાં મગ્ન થયા.

૬ વરણુ ૬૦—એ અદભૂત ખેલનું વર્ણન જભાયે (જીભ્હાએ—જીભે) વાતો લાવેછે—એનું વર્ણન જીભે કરીએ તો તે વાતો કરવા જેવું છે; પણ ભોજો ભગત કહેછે કે ગુરૂના પ્રતાપથી શુદ્ધવિચાર કરવાથી તેનો અનુભવ આવેછે-વ-ર્ણન કરવાથી એ વાત ધ્યાનમાં આવે એવી નથી.

૧ શૂન્યશિખર—બ્રહ્મરંધ્ર અથવા શૂન્યની પેલી પારનો પ્રદેશ. નામ નિરંતર—અખંડ નામ-બ્રહ્મ. ન્યારા—જૂદા. બ્રહ્મને નિરખીને જોઉં-સૂક્ષ્મ વિચારથી જોઉં ત્યારે મનથી જેવી કલ્પના કરી હોય તેથી જાદા દેખાય છે.

૨ દિલદરિયા દિલરૂપી દરિયો. મટીને સમર્યા. ક્રિયા—સમાધિ ક્રિયા.

રે'ણી ને કરણી કછું પુણ્ય નહિ પોહોચે, રામતણી રીતે રહેવું રે;
બુદ્ધિ બૂડે ને લક્ષ ન લાધે, શ્યામ સ્વરૂપા આખર એવું રે. ૩
અકળ કળા એવી અલખ ધણીની, શુદ્ધ વિચારી શું સિધ્યું રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, લક્ષ્યવાળે એ પદ લીધું રે. ૪

## પદ ૧૩ મું.

શ્યામ સમરણી નામ નીસરણી, મટી ગઈ નર વરણા વરણી રે;
સર્વ સ્વતંતર નામ નિરંતર, ભાસ્યા બ્રહ્મ ને ભય હરણી રે. ૧
રીતે ને ભાતે કછુ નહિ મળે વાતે, શુદ્ધ વિચારીને વહી જાતા રે;
દલ નહિ દ્વાંત્યુ ને શબળશુ વાત્યુ, ભાગી ગયું ભ્રાંત્યું ને રંગ રાતા રે. ૨
વાલાંને વેરે કછુ નહિ હે મેરે, સમશ્યા ભેદ સમજી લીધું રે;
થાપ્યા ઉથાપી કંઇ કર્મને કાપી, અસ્થિર હતું મન સ્થિર કીધું રે. ૩

---

નરતે ઇ૦—અંતર્વૃત્તિથી પાસે છે, અને સવેળા ચેતીને ચઢયા.

૩ રેણી—આચાર. પોહોચે ઇ૦—બ્રહ્મને પોહોચાડનારૂં સાધન રેણી કરણી કે પુણ્ય નથી.

૪ અલખ—અલક્ષ્ય ( લક્ષ્યમાં ન આવે એવા ). શુધ્ધ ઈ૦—તેં શુદ્ધિ વિચારી પણ તેથી શું સિદ્ધ થયું ? લક્ષ્યવાળે-બ્રહ્મમાં એકાગ્રવૃત્તિ રાખનારે.

૧ સમરણી-માળા. નીસરણી-બ્રહ્મધામમાં ચઢવાની. મટી ઇ૦—શ્યામ સમરણી અને નામ નીસરણી તારા હાથમાં આવી એટલે હે નર ! વરણા વરણી મટી ગઈ !-જૂદી જૂદી જાતોનું અભિમાન તારામાંથી જતું રહ્યું. સર્વ ઇ૦—એ નિરંતર નામ-અખંડ નામ સર્વથા સ્વતંત્ર છે અને એ નામરૂપી બ્રહ્મ ભાસ્યા દેખાયા છે તથા તે સંસારરૂપી ભયની હરણી ( હરણ કરનારી ) છે.

૨ શુદ્ધ ( શુદ્ધિ )-ખરીવાત. દળ ઇ૦—તે જીવન્મુક્તના દિલમાં દ્વાંત્યુ ( દ્વૈત ભાવ ) નથી અને તે શબળ-માયા બ્રહ્મની સાથે વાતો કરે છે. તેમની ભ્રાંતિઓ ભાગી ગઈ છે અને તેમના રાતા પીળા રંગ પણ જતા રહ્યા છે.

૩ વાલાં ઇ૦—મેરે ( મારે ) વાલાં નથી અને વેરે ( વેર પણ ) નથી;

શૂરનર સાચા કોય પાળીને વાચા, ઉતરશે અવસર આરો રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, સમરી લિયો સરજનહારો રે. ૪

## પદ ૧૪ મું.

ભક્તિ ભક્તિ સહુ કોઇ કહેછે, ભેદ ભક્તિનો જન કોક ભાળે રે;
શબ્દ વિચારી કોય સન્મુખ ચાલે, મહાવચન મનથી પાળે રે. ૧
સ્વાતિનું બિંદુ જેમ શીપ ઝીલત હે, મહાજુક્તાઇનું મોતી કાવે રે;
સેવક શબ્દ પાળે સદ્‌ગુરૂના તો, અસંખ્ય જુગ અમર થાવે રે. ૨
પતિવ્રતા જેમ પ્રીછે પિયુને, અખંડબ્રહ્મ એમાં ભાળે રે;
એક મને ને એક વૃત્તિએ, એક દશામાં મન ગાળે રે. ૩
દિયા દાન જેણે તુળસીપત્રસે, મન ન જાણે મેરી માયા રે;

---

મેં તો ગુરૂ પાસેથી સમસ્યામાં ભેદ ( તત્વ ) સમજી લીધું છે. થાપ્યા ઈ૦—મનમાં માયાના પદાર્થો થાપ્યા હતા ( સત્યરૂપે સ્થાપિત કર્યા હતા ) તેને ઉથાપિને તથા કંઇક કર્મને કાપીને જે મન અસ્થિર હતું તેને સ્થિર કર્યું.

૪ શૂર ઈ૦—જે કોઇ સાચા શૂર નર હશે તે પોતાની વાચા પાળીને ( હું બ્રહ્મ છું એમ કહીને પછી તેનો સાક્ષાત્કાર કરીને ) મનુષ્ય દેહની પ્રાપ્તિરૂપી અવસર મળ્યે આરો ઉતરશે-ભવસાગરને તરી જશે.

૧ શબ્દ વિચારી-ગુરૂ કે શાસ્ત્રના વચનનું મનન કરીને સન્મુખ-મોક્ષના માર્ગની તરફ. મહાવચન-अहम्ब्रह्मास्मि, ( હું બ્રહ્મ છું ) વગેરે વેદનાં મહાવાક્યને સાંભળીને મનથી પાળે-અનુભવ કરે.

૨ મહાજુક્તિાઇનું-અર્થાત્ અતિ ઉત્તમ. સેવક ઈ૦-જેમ સ્વાતિનું બિંદુ શીપ ઝીલી લેછે તેમાંથી મોઘું મોતી થાય છે તે પ્રમાણે ગુરૂના શબ્દરૂપી સ્વાતિબિંદુને સેવકરૂપી શીપ ઝીલી લે તો તે પણ અસંખ્ય જુગ સુધી અમર થાયછે-( મોતી-મોક્ષ પામેલો ) થાય છે.

૩ કેવી ભાવના રાખવાથી બ્રહ્મરૂપ થવાય છે તેનું દૃષ્ટાંત કહે છેઃ પતિવ્રતા ઈ૦-સ્પષ્ટ છે.

સોંપ્યાં હોય શીશ સદ્‌ગુરૂજીને શરણે, કયું સાચવશે કૂડી કાયા રે ૪
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, હરિ ભજતાં કદી નહિ હારે રે;
તન ધન જોબન જાય સઘળું, તોય સેવક ધર્મને સંભાળે રે. ૫

## રાગ કાફી.

### પદ ૧ લું.

સદ્‌ગુરૂને સેવો રે, સંતો એક સાચ કરી,
આ અવસર જાશે રે, પછે પસ્તાશો ફરી. ટેક
આ નર દેહી દેવતા ઇચ્છત હે, સો નર દેહી તેરે આઇ,
એક ક્ષણું તેમાં નાથ ન ભજ્યા, બીજી કુડી કરી કમાઇ;
હાથે બાજી હાર્યો રે, હે મન હુંપદ ધરી. સ૦ ૧
દોરી દ્રૌપદીજીને લાવ્યો દુઃશાસન, કામની કેશે ગ્રાહી,
આ અવનિને ઉંધે પડ નાખે, તે પણ બેઠા ત્યાં છપાઇ;
પ્રેમ કરી ઉઠે રે, વચનમાં રહ્યા'તા વરી. સ૦ ૨
ધર્મરાજાને કહે દુર્યોધન, હું ઉગરૂં તે કહોની ઉપાઇ,
અમર થયાની લઇને વાત વતાવી દે, દેખો બડુંકી બડાઇ;
જેને શત્રુ મિત્ર ન હોતા રે, ઠીક મન રહ્યાં ત્યાં ઠરી. સ૦ ૩
બળિ હરિશ્ચંદ્ર ને મોરૂધ્વજ વે'રાયા, કરણે અર્પી કાયા;
ભોજો ભગત કહે તો જુગ જીત્યા, અમર અભેપદ પાયા. સ૦ ૪

---

૪ તુલસીપત્રસે–તુલસીપત્રની સાથે. શરણે ઇ૦–જેણે ગુરૂજીને શરણે શીશ સોંપ્યું હોય તે આ કૂડી કાયાને કયું ( કેમ ) સાચવશે?

૧ સાચ–એક વાતને સાચી કરી લેઇને–એક વાતનો દૃઢ નિશ્ચય કરીને.

૨ તે પણ—ભીમ, અર્જુન, વગેરે. વચનમાં વરી રહ્યા હતા–પોતાના વચનને સત્ય કરવાનો નિયમ ધરી બેઠા હતા.

૩ લઇને—ઝટ લેઇને. વતાવી દે—બતાવી દે—કહી દે. દેખો ઇ૦—ભોજો કહે છે કે મોટાઓની મોટાઇ જુઓ, કે જેને શત્રુ મિત્ર નહોતા એવા યુધિષ્ઠિરે તે પણ બતાવી દીધું.

## પદ ૨ જું.

કરો કૃપા કૃપાળુ રે, મારૂં મન મૂઢ મતિ,
રહો હૃદયે અમારે રે, કૃષ્ણ કમળાના પતિ. ટેક.

અનંત જન્મની આશ અમારે, માંડજ કીધી હવે મે'ર,
પરહરેલ પનોતી કીધી, હરિ પધાર્યા અમ ઘેર;
પૂર્વની પ્રીતે રે, જીવ ટળી થયા જતિ. કરો૦ ૧

કરો કૃપા પરાને પાર પરબ્રહ્મ છે, પોતે નેતિ નેતિ વેદ ગાય,
તે પ્રગટિયા પ્રભુ અંગ અમારે, એ તો કૃપાગુરૂની કહેવાય;
ભરૂંસો મુને ભારે રે, ગાઉં ગુણ ગોકુળપતિ. કરો૦ ૨

ગરૂડ છાંડીને પ્રભુ પાળા પળિયા, ગોવિંદા ગજની વા'ર,
ની'મામાંથી નાથ ઉગાર્યાં, તમે બિલાડીકેરાં બાળ;
ભોજો ભક્ત બોલ્યા રે પ્રીત પેલા ભવની હતી. કરો૦ ૩

---

૧ માંડજ–અમથી અમથી–સેહેજ. પરહરેલ ઇ૦—હે હરિ મારી બુદ્ધિને તમે પરહરેલ–તજી દીધેલી હતી ( અનેક પશુ પક્ષ્યાદિ જન્મમાં ફેંકી દીધી હતી ) તેને ( મનુષ્ય જન્મમાં આણીને ) તમે પનોતી કરી. અને હે હરિ તમે અમારે ઘેર પધાર્યા–આ દેહમાં જીવરૂપે છો એમ અમને જ્ઞાન થયું ! પૂર્વની ઇ૦—જીવનું મૂળ સ્વરૂપ બ્રહ્મ છે તે સ્વરૂપની પ્રીતિવડે. જતિ –જતિરૂપ–માયા રહિત બ્રહ્મ.

૨ પરાને પાર–પરા વાણીથી પાર–પરા વાણીથી જાણવામાં ન આવે એવા. નેતિ નેતિ–વર્ણ્યામાં આવે છે તે બ્રહ્મ નથી એ પ્રમાણે. અંગ અમારે –અમારા અંગમાં. પ્રકટયા–અમારા જાણવામાં નહોતા તે જાણવામાં આવ્યા.

૩ ગજની વા'ર ઇ૦—હાથીને મગરે ઝાલ્યો હતો તેની વાહાર–મદદ કરવાને. ની'મા ઈ૦—કુંભારે વાસણ પકવવાનો નીહીમા કરી મૂકયો હતો તેમાંના એક વાસણમાં બીલાડી વીઆઇ હતી, પછી કુંભારે નીહીગા સળગાવ્યો અને વાસણ પાકયાં, ત્યારે તેને કાઢી લેતાં બિલાડીનાં બચ્ચાં જીવતાં નીકળ્યાં ! ( ભક્તમાળ ).

## પદ ૩ જું.

હતી મારે હૈડે રે, હરજીની હામ ઘણી,
ભાગી હવે ભ્રમણા રે, તૃષ્ણા તન તણી. ટેક.

કોમળ કાયા કમળ–દળ લોચન, અકળ અજીતરૂપ,
નેણે નરખ્યા નાથને રે, ચિંતવ્યું જેવું સ્વરૂપ;
પામી પરબ્રહ્મને રે, ધનધન ધામ ધણી. હતી મારે૦ ૧

સંતુની સંગતે પિયુજીને પામી, સમજી સદ્‌ગુરૂકી શાન,
મનના મનોરથ આહુરા પૂર્યા, વા'લે દીધું ભક્તિનું દાન;
અક્ષય ધન આવ્યું રે, મોહન મુક્તામણિ. હતી મારે૦ ૨

લાજ મર્યાદમાં હું રે, લેવાણી, તેં મારી છોડાવી શર્મ,
ગુણ ને અવગુણ અંગના ઓળખાવ્યા, વા'લે મુને સમજાવી મર્મ;
ચર્ણે સદ્‌ગુરૂને રે, રહે શું હવે હું પદ હણી. હતી મારે૦ ૩

ભ્રમણા ભાગી વા'લે ભેદ વતાવ્યો, બીજી લાલચ નહિ રે લગાર,
પ્રેમ સુધારસ પ્રેમેશું પીધો, વા'લે ઉતાર્યો ભવપાર;
સુખડાંની શી કહું રે. મુખથકી વાત ભણી. હતી મારે૦ ૪

પતિતપાવન! કહું છું રે તમને, અધમતણા રે ઉદ્ધાર,
ભોજો ભક્ત કહે ગુરૂપ્રતાપે, હવે વહેલો કરજો વા'ર;
રામચર્ણે રાખો રે, હું તો નિરંતર! દાસી તમતણી. હતી મારે૦ ૫

---

૧ ભોજો પોતાની બુદ્ધિને સ્ત્રીરૂપ ગણીને તેની પાસે તેના પતિરૂપ ભગવાનના ગુણનું કથન કરાવે છે: હતી મા૦—સ્પષ્ટ છે.

૨ સંતુ—સંતો. પિયુજી—હરિ. ૩ લાજમર્યાદા—લૌકિક લાજ મર્યાદા. રહે શું-રહીશું.

૪ ભ્રમણા—જન્મમરણરૂપી. ભેદ-'તું પોતેજ બ્રહ્મ છે' એવો ગુપ્ત ભેદ.

## કીર્તન.

### પદ ૧ લું.

હે મૂઢમતિ! હરિ ગુરૂ સંતને સેવ્યા વિના, નહિ કોય કાળે ગતિ;
મારે આપ મથી, ભવ તરવાનો, ઉપાય બીજો કોઇ નથી. ટેક.
કંઇ કલ્પ થયા અવતાર લેતો, પશુ પક્ષી થઇને વનમાં રે'તો,
ત્યાં શીત પવનનું દુઃખ સે'તો. હે૦ ૧
જીવ જંતુમાં ઘણા દેહ ધર્યા, વડ વાનર થઇને વનફૂલ ચર્યા;
અન્ન વસ્ત્ર વિનાનો વારંવાર ફર્યો. હે૦ ૨
તું વન વેલી ને વૃક્ષ થયો, ચર્ણ ઉંચે ને ઉંધે મુખ રહ્યો;
માથે ટાઢ તડકો ને તન તાપ સહ્યો. હે૦ ૩
નરદેહ ધરી હરિનામ લેવા, સૂવા સેજ તળાઇ ખાવા મેવા;
ભોજલ કહે લિયો સંત સેવા. હે૦ ૪

### પદ ૨ જું.

સંત સેવ્યા વિના, સાધન કોટિ કરે, પણ કોયને ફળે નહિ;
ગુરૂના વચન વિના, મન બુદ્ધિ વડીએ, પ્રભુજી મળે નહિ. ટેક
દર્ભ આસન કરે મર! દેહ દમે, વળી વિરક્ત થઇને વનમાંજ ભમે;
અન્નપાણી તજીને કંદમૂળ જમે. સંત૦ ૧
મરની! જપ તપ તીર્થ ધ્યાન ધરે, મર! આઠે પોહોર ઉદાસી ફરે;
મુખથકી મુનિકેરૂં વ્રત કરે. સંત૦ ૨

---

૧ મારે ઇ૦—તું આપને (પોતાને) મથી મારેછે—અર્થાત્ તું સંસારની ખટપટમાં વળગી રહીને પોતાનું અહિત પોતાની મેળે કરેછે.

૨ વડ—વડો. ૩ ચર્ણ ઇ૦—(વાગોળ થઇને).

૧ મન ઇ૦—ગુરૂના વચન (ઉપદેશરૂપી વચન) વિના વડી (મોટી મન બુદ્ધિ)થી પ્રભુજી મળે નહિ. ગુરૂ વિના પોતાની બુદ્ધિથી જ્ઞાન આવે નહિ. મર—છોની! વિરક્ત—સંગ રહિત—ત્યાગી.

૨ ઉદાસી—એકલો. મુખ ઇ૦—અર્થાત્ મૌન રાખે—બોલે નહિ.

પંચાગ્નિ પરજળે માંહી તન તપે, વળી રિદ્ધિ સિદ્ધિના મંત્ર જપે;
ગુરૂગમ વિના કર્મ કેમ કપે? સંત૦ ૩
જો જ્ઞાન વૈરાગ્યમાં મન ગળે, તો જન્મ મરણનું બીજ બળે;
ભોજલ કહે ફેરો સફળ ફળે. સંત૦ ૪

## પદ ૩ જું.

ચેતની રે! સમજ તો બહુ સારૂં રે; ટેક.

હે મન મૂરખ! સગાં કુટુમ્બને, સંસારનું, તને લાગ્યું છે લારૂં રે;
ચેતની! અભિમાની અહંકારમાં, કહે છે 'હું' ને 'મારૂં' રે. હે મન૦ ૧
ખપી જાશ ક્ષણુ એકમાં, આ તો મળ્યું છે ઉધારૂં રે;
કાળ ગળશે જ્યારે કારમો, સગું કોઇ નહિ થાય તારૂં રે. હે મન૦ ૨
જ્યારે જમરા ઝાલશે, સરવે લાગશે ખારૂં રે;
મોઢું બાંધીને મારશે, પછે કરેશ પોકારૂં રે. હે મન૦ ૩
પારકી માયાનો ધણી થયો, વાંસે આવશે વારૂં રે;
જડી લેશે રે જંજીરામાં, પછે ખાશો પેજારૂં રે. હે મન૦ ૪
આ ભવમાં ઉગર્યાતણું, બીજું નથી કોય બારૂં રે;
ભોજલ કહે ભજી લે સંતને, ટળે અસંખ્ય અંધારૂં રે. હે મન૦ ૫

## પદ ૪ થું.

સદ્‌ગુરૂ કે' સમો જાઇ રે, જોની વિચારી. ટેક

માતપિતા પરિવારને, જાણશો સુખદાઇ રે;
કાઢી લેશે કડીકાનની [ ત્યારે ] લાગશે દુઃખદાઇ રે. જોની. ૧

---

૩ કપે–કપાય. ૪ ફેરો–મનુષ્ય જન્મરૂપી ફેરો.

૨ ખપી જાશ–મરી જઇશ. ઉધારૂં–ઉધારે–ઉછીનું. આ દેહ ઉછીનો આપ્યો છે તે તેનો માલિક પાછો લેઈ લેશે.

૪ વાંસે ઇ૦–વારૂ શું તે માયા તારી વાંસે આવશે? અર્થાત્ નહિજ આવે. જંજીરમાં– લોઢાની સાંકળમાં. પેજારૂં–ખાસડાં.

અંત સમયે થાશે એકઠા, મળશે લોગ લુગાઇ રે;
મેલીને વળશે રે મશાણમાં, ભેગી આવશે કમાઇ રે. જોની૦ ૨

કરે છે કર્મ તે કહેતો નથી, રાખે છે તું છપાઇ રે;
પણ જાવું પડશે જેની આગળે, એ જાણે છે રાઇ રાઇ રે. જોની૦ ૩
સંતને કામે નથી ચાલતો, કરે છે કાં ઘમંડાઇ રે;
અવળી રૂવાળા જે દી આવશે, તારી કાઢશે ડડાઇ રે. જોની૦ ૪
ધનને કારણ હીંડીશ દોડતો, કરે છે ધાઇ ધૂતાઈ રે;
પડ્યું રહેશે મૂઆ પાપિયા ! કાં લઇ જાશે લાલબાઇ રે. જાની૦ ૫
કર સમરણ સીતારામનું, દે સાધુને ચુગાઇ રે;
ભોજલ કહે તો ભય મટે, લે અભેપદ પાઇ રે. જાની૦ ૬

## પદ ૫ મું.

જાગ્ય અભાગી જીવડા, ઘેનમાં કેમ તું ઘેરાણો રે. ટેક—
માની લે કહ્યું મુઆ ! મૂરખા ! દલમાં, દયા કાંક આણો રે;
અવસર આવો નહિ મળે, સાચવજે ટાણો રે. જાગ્ય૦ ૧
ભ્રમણામાં તું ભૂલી ગયો, આતમ નવ ઓળખાણો રે;
જદુપતિ હરિને જાણ્યા નહિ, આવરણમાં અવરાણો રે. જાગ્ય૦ ૨

---

૨ લોગ લુગાઈ—લોકો અને સ્ત્રીઓ. વળશે—પાછા વળશે. કમાઈ-દેહ ધરીને કરેલાં સારાં માઠાં કૃત્યની વાસનારૂપ કમાઇ.

૩ રાઇ રાઈ—લગાર લગાર જેટલાં. ૪ઘમંડાઇ—ગુમાન અવળી ઇ૦—જ્યારે અવળી રૂ( રીત ) વાળા આવશે ત્યારે તારી ડડાઇ—ટેડાઇ કાઢશે—તને સીધો દોર કરી નાખશે.

૫ ધૂતાઇ—ધૂતારાપણું. લાલબાઇ—અગ્નિ. અગ્નિમાં બળી જશે ! ૬ ચુગાઈ—ચુગન—ખોરાક. અભેપદ—મુક્તિ. પાઈ લે—પ્રાપ્ત કરી લે.

૧ ઘેનમાં—મોહરૂપી ઘેનમાં. ટાણો—સમય. ૨ ભ્રમણા—સંસારની ભ્રમણા—ખોટાને ખરૂં માનવારૂપ ભ્રાંતિ. જદુપતિ—કૃષ્ણ ભગવાન. આવરણ—માયાનું વેષ્ટન. અવરાણો—વીંટાયો.

મારૂં મારૂં કરી મેળવ્યું, લોભમાં લલચાણો રે;
સદ્ગુરૂ સંતને સેવ્યા નહિ, તૃષ્ણામાં તણાણો રે. જાગ્ય૦ ૩
ધર્મમાં નથી રહેતો ઢુંકડો, ભાઈતો કર્મો કે'વાણો રે;
પ્રભુને ભજ્યા વિના પાપિયા, પેટ પડ્યો મોટો પા'ણો રે. જાગ્ય૦ ૪
કાળ માયાકેરા મુખમાં, આવીને તું ઓરાણો રે;
ભોજો ભગત રામ બોલિયા, દૂતને હાથ જીવ દોરાણો રે. જાગ્ય૦ ૫

## પદ ૬ ઠું.

ધનની શોભા તો ધર્મ છે. ધરમે ધન પાવે; ટેક.
થાપણ તો ઠેકાણે મેલીએ, જે દેવાળે ન જાવે;
દાન તો પાત્રને દીજીએ, અંતકાળે કામ આવે. ધનની૦ ૧
કાલર્યવાવો તમે કાં કરો, ખેતર બીજ ખાવે રે;
અભ્યાગતને આપતાં, થોડે ઘણું થાવે રે. ધનની૦ ૨
ઉદર ભરવાને આપણું, જ્યાં ત્યાંથી લાવે રે;
લઇને દઇ નથી જાણતા, કપટ ભેખ કા'વે રે. ધનની૦ ૩
આપ કશી ને પરને પોખિયે, તો ભૂધર મન ભાવે રે;

---

૧ ધનવડે ધર્મ થાય છે અને ધર્મવડે ધન મળે છે, એમ ધન અને ધર્મ પરસ્પર અવલંબીને રહ્યાં છે, માટે ધનવડે ધર્મ કરવાનો ઉપદેશ કરતાં ભોજો કહે છે: ધનની ઇ૦—સ્પષ્ટ છે. દાનધર્મ કરતાં વાવરેલું ધન કોઇ પ્રકારે નાશ પામતું નથી તે વિષે કહે છે: થાપણ ઇ૦—સ્પષ્ટ છે.

૨ કાલર્ય-ખેતરના બીજનો બગાડ કરે એવા રોપા. "कालरको खेतकहा कपटीको हेतकहा," ઇ૦—પ્રસિદ્ધ છે.

૩ લઇને ઇ૦—જે બીજાનું દાન લે છે ખરા પણ દેઈ જાણતા નથી તે કપટરૂપ ભેખધારી કહેવાય છે.

કળિયુગમાં હવે કોક છે, તે દીઠામાં નાવે રે. ધનની૦ ૪
આંખુંવાળાને ઓળખો, વિહંગમ વાટ બતાવે રે;
ભોજલ કહે ભવદુઃખ ભાગશે, જો ગોવિંદગુણ ગાવે રે. ધનની૦ ૫

## કીર્તન.

### પદ ૧ લું.

વેધુ જાણે એની વાતમાં રે,
બોલ્યા છળિયેલ શું રે જાણે. ટેક.

જે ઘટ લાગી રહે તન ત્યાગી,
વાગી હે ભલકી રામની રે, તે એ દૃષ્ટિ જો રે આણે; વેધુ૦ ૧
પ્રેમ પ્રીતકી રીત હે ન્યારી,
શારી લીએ રે એ તો ચિત્તને રે, શબ્દુંને રે બાણે; વેધુ૦ ૨
સહુ સાથે તોડી જેણે હરિ સાથે જોડી,
છોડી હે લાજ સંસારની રે, બીક કેની જો રે નાણે; વેધુ૦ ૩
પ્રેમી ને પુરૂષોત્તમ પાસે,
ભોજલ સુહાગણ સુંદરી તે મોહનજીને માણે; વેધુ૦ ૪

---

૪ આપ કશાને–પોતાને શ્રમિત કરીને કોક ઈ૦–હવે એવા દાનધર્મી કળિયુગમાં કોકજ છે–ક્વચિત્જ છે. ૫ આંખુંવાળો–જ્ઞાની.

૧ વેધુ–જે અનુભવથી અંતરમાં વીંધાયલા હોય તે. છળિયેલ–કપટી જે ઈ૦–જેના ઘટમાં પ્રેમના ભાલાની અણી લાગી છે તે પુરૂષો પોતાનું તન ત્યાગીને રહે છે.—શરીરનો પણ દરકાર કરતા નથી; જેને રામની ભલકી (બરછી) વાગી છે તે પુરૂષો એ દૃષ્ટિ (અંતર્દૃષ્ટિ) આણે છે.

૨ શબ્દુંને બાણે–શબ્દોરૂપી બાણથી. ૩ તોડી–(પ્રીતિ). નાંણે–ન આણે. ૪ પ્રેમી ઈ૦–જે પુરૂષ પ્રેમી છે તેને પુરૂષોત્તમ પાસે છે. ભોજલ કહે છે કે બુદ્ધિરૂપી સુહાગણ સુંદરી મોહનજીને માણે છે–આત્માનંદનો અનુભવ કરે છે. જેથી જીજ્ઞાસુના મનની વૃત્તિઓ વૈરાગ્યયુક્ત થાય અને તેના મન-

## પદ ૨ જાં.

અકળ ગતિ રે મહંતની, તે કેના કળ્યામાં નાવે. ટેક.
ગુરૂગમ આવી તેની ગતિ છે ન્યારી,
સમજી રહ્યા છે સંસારમાં એક અનન્ય જો રે ભાવે; અકળ૦ ૧
જીવન મુક્ત થઈ ફરે જગમાં,
આનંદ ઘન સદા ઉરમાં લે' લગ્ન જો રે લાવે; અકળ૦ ૨
પોતે પોતાના સ્વરૂપને પામ્યો,
આપે સમાણો જ્યારે આપમાં તે પોતે પોતાને જો રે ગાવે; અકળ૦ ૩
લીન ભયો જેમ લુણ પાણીમાં,
ભોજલ સદ્‌ગુરૂ ભેટતાં ફરી ફેરો નહિ જો રે ખાવે; અકળ૦ ૪

---

માંથી કામાદિ વાસનાઓ ટળી જાય તેવો ઉપદેશ કરતાં ઘણાક ભક્તો શૃંગારનાં અથવા સ્ત્રી પુરૂષના પ્રેમનાં કે વિહારનાં દૃષ્ટાંત શામાટે આપે છે ? એવી શંકાના સમાધાન અર્થે કહીએ છીએ કે, બ્રહ્માનંદનો ભાસ જીજ્ઞાસુના મનમાં આણુવાને એના કરતાં બીજું કોઇ ઉત્તમ દૃષ્ટાંત નથી, માટે મહાત્માપુરૂષોએ જ્યાં ત્યાં સ્ત્રી પુરૂષના પ્રેમના કથનદ્વારા બ્રહ્માનંદનું દિગ્દર્શન કરાવ્યું છે.

૧ અકળ- ન કળાય એવી. મહંત-મોટા પુરૂષો- ગુરૂગમ ઈ૦— જેને ગુરૂથી ગમ ( જ્ઞાન ) પ્રાપ્ત થઈ છે તેની ગતિ ન્યારી ( જૂદી ) છે તે ( સંસારને મિથ્યા ) સમજીને સંસારમાં હરિ પ્રતિ એક અનન્ય ભાવે રહ્યા-છે-હરિ વિના બીજું કાંઈ નથી એમ સમજીને રહ્યા છે.

૨ આનંદ ઇ૦—તેઓ સદા ઉરમાં ( મનમાં ) આનંદઘન ( ઘનરૂપે સજડ ભરેલા આનંદ )ની લેહેનું. લગ્ન લાવે છે—મન જોડે છે.

૩ પોતાના સ્વરૂપને-આત્મસ્વરૂપને. આપે ઈ૦—આપ ( આત્મા ) હતો તે આપ ( આત્મામાં ) સમાઇ ગયો.

૪ લીન ઇ૦—જેમ લૂણુ ( લવણુ-મીઠું ) પાણીમાં લીન થાય છે-મળી જાય છે તેમ. ફેરો નહિ ખાવે-જન્મ નહિ ધારણુ કરે.

## પદ ૩ જું.

સુખમાં રે, સદ્‌ગુરૂને સમરી લે સુખમાં. ટેક.
નિશ્ચે રે જાણો ઇયાં નથી જો રિયાનું;
ખરે ( ને ) ખાંતે ખપી જાવું [ છે ] ખાખમાં રે. સદ્‌ગુરૂ૦ ૧
સેજ તળાઇના શણગાર તજીને;
સૂવું પડશે એક દહાડો જોની રાખમાં રે. સદ્‌ગુરૂ૦ ૨
મનુષ્યા દેહ હીરો તારા હાથમાં આવ્યો;
શીદને દાઝો છો તમે દુઃખમાં રે. સદ્‌ગુરૂ૦ ૩
ભોજો ભગત કહે ભજન કરી લે;
મેહેર મને રાખો તમે મુખમાં રે. સદ્‌ગુરૂ૦ ૪

## પદ. ૪ થું.

રસનાએ રટી લે રામને રે. ટેક.
જપ તપ તીરથ જોગ વ્રત સાધન;
જો સેવી લે સદ્‌ગુરૂ શ્યામને રે. રસના૦ ૧

---

૧ સુખમાં ઇ૦—જ્યાં સુધી તું સુખમાં હોય ત્યાં લગીમાં નિશ્ચે ઇ૦—ઈયાં ( આ લોકમાં ) રિયાનું ( રહેવાનું ) નથી એ નિશ્ચય જાણો. અને ખરી ખાંતથી ખાખમાં ખપી જાવું છે, માટે તું સુખમાં હોય ત્યારેજ સદ્‌ગુરૂને સમરી લે. અર્થાત્ પછી કાંઇ બનશે નહિ. જેમ, " कृष्णत्वदीयपदपंकजपंजरान्तेऽद्यैवमेविशतुमानसराजहंसः । प्राणप्रयाणसमयेकफवातपित्तैः कंठावरोधनविधौस्मरणंकुतस्ते ॥" "હે કૃષ્ણ તારા ચરણકમળરૂપી પાંજરામાં મારૂં મન રૂપી રાજહંસ આજજ પેસો; કેમકે મરતી વખતે જ્યારે વાત, પિત્ત અને કફથી ગળું રૂંધાઇ જશે ત્યારે તારૂં સ્મરણ ક્યાંથી થવાનું છે!"

૪ મેહેર ઇ૦—મનમાં તમે મેહેર દયા રાખો અને મુખમાં ( હરિનું નામ રાખો ).

૧ જપ ઇ૦—જો સદ્‌ગુરૂરૂપી શ્યામને સેવી લે તો જપ, તપ, વગેરે બધાં સફળ છે એમ જાણવું.

જરા મરણ તેરે જમ દંડ નાવે;
જોતાં ગ્રહી લે નિજ એક નામને રે. રસના૦ ૨
ભજન પ્રતાપે ભવબંધ કાપે;
ભજી લે નારાયણ થઇ નિષ્કામને રે. રસના૦ ૩
ભોજો ભગત કહે સદ્‌ગુરૂજીને સંગે;
આગે કેઇ પોહોચ્યા છે પરમ ધામને રે. રસના૦ ૪

## પદ ૫ મું.

નહિ જો આવે ફરી નહિ જો આવે;
આવી પ્રભુ ભજ્યાની પળ નહિ આવે. ટેક.
કુટુમ્બ કબીલો બધાં સુખનાં સગાં છે;
કઠણ વેળામાં કોય કામ ના'વે. આવી૦ ૧
રત્ન અમૂલ્ય તુંને માંડ મળ્યું છે;
રાખો ભક્તિને હાથ રાંક દાવે. આવી૦ ૨
આદ્ય ધર્મ બંદા ! ગુરૂ અભ્યાગત;
ધીંગાં સગાંને જઇને કોણ ધાવે. આવી૦ ૩

---

૨ જરા ઇ૦–જો તું એક નિજ ( પોતાના ) નામને ગ્રહીલે–'સોહં' પદનો જપ કરે તો જરા, મરણ અને જમદંડ તેરે ( તારી ) પાસે આવે નહિ.

૩ ભવબંધ–સંસારરૂપી બંધન. ભજી લે ઇ૦–નિષ્કામ ( સંસારી સુખની ઇચ્છા વિનાનો ) થઇને નારાયણને ભજી લે.

૪ આગે–પૂર્વે. કેઇ–કંઇક–ઘણાક. પરમધામને–મોક્ષસ્થિતિને.

૨ રાખો ઈ૦—માટે રાંકદાવે ( દીનપણે ) વર્તીને ભક્તિને હા[થ] રાખો. ૩ આદ્ય ઈ૦—હે બંદા ! આદ્ય ધર્મ એ છે કે ગુરૂ અને અભ્યાગ[ત]ને પૂજવા; ( જો એમ છે તો ) ધીંગાં ( બળવાન–ધનવાન ) સગાંને જ[ઇને] કોણ ધાય–સગાંને મળવાને કોણ દોડે ?

ભોજો ભગત કહે ગુરૂપરતાપે;
અમૂલ્ય વાતું લઇને વતાવે. આવી૦ ૪

## પદ ૬ ઠું.

ભાગો ભ્રાંત્યું મટી જાય રાત્યું;
મન મોટાં કરીને ભાગો ભ્રાંત્યું. ટેક.
કુંવર વધીને બધા સંતને જમાડયા;
ત્યારે ખરે ખરિયું પુરેલ ખ્યાત્યું. મન૦ ૧
એક મના થઇને તમે અલખ આરાધો;
સાધુને ચરણે વરસેલ સ્વાંત્યું. મન૦ ૨
આજ કાલ કરતાં બંદા! આવી જાશે વાઇદા;
દલની ટાળો કોય દ્વાંત્યું. મન૦ ૩
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે;
જાણી લિયો જીવની જાત્યું. મન૦ ૪

---

૪ સગાં કરતાં ગુરૂ વધારે ઉપકાર કરે છે: અમૂલ્ય ઈ૦—ગુરૂ અમૂલ્ય વાતું (વાતો) હાથમાં લઇને વતાવે (બતાવે) છે–અમૂલ્ય જ્ઞાન આપે છે.

૧ ભાગો ઈ૦–તમે ભ્રાંત્યું (મારૂં નથી તેને મારૂં માનવારૂપ ભ્રાંતિઓ) ભાગો કે જેથી અજ્ઞાનરૂપી રાત્યું (રાત્રીઓ) મટી જાય. કુંવર ઈ૦–સગાળશા શેઠે પોતાના કુંવરને વધીને (મારીને) બધા સંતને જમાડયા ત્યારે તેની ખરેખરી ખ્યાતિઓ પૂરાઇ છે–અર્થાત્ થઇ છે.

૨ એક મના–એકાગ્ર મનવાળા. અલખ (અલક્ષ્ય)–બ્રહ્મ સાધુને ઈ૦–સ્વાંત્યું (સ્વાતિ નક્ષત્રના જળબિંદુઓ) સાધુઓને ચરણે વરસેલા છે–અર્થાત્ સાધુને ચરણે નમવાથી મુક્ત થવાય છે. (સ્વાતિબિંદુઓથી મુક્તા–મોતી બને છે, પણ તે બિંદુઓ સાધુઓને ચરણે પડેલા છે માટે ત્યાં આગળ માથું મૂકી જે પુરૂષો રહ્યા હશે તેઓના મુખમાં એ સ્વાતિબિંદુઓ પડશે અને મુક્તા થશે.)

૩ વાઇદો–મરણનો. દલની (દિલની)–મનની. દ્વાંત્યું–કિલ્મિષ–દ્વેષ

૪ જાત્યું–જાત–મૂળસ્વરૂપ.

## પદ ૭ મું.

નથી કે'વું રે કેને નથી કે'વું,
સારૂં નરતું કેને નથી કે'વું. ટેક.
ગુણ ને અવગુણ બંદા! આવે ને જાવે;
એક દહાડો સુખ ને દુ:ખ શરીરે સે'વું. નથી૦ ૧
કળિના લોક ભાઇ કોઇ નહિ માને;
શુદ્ધ વિચારી સમજીને રે'વું. નથી૦ ૨
મોહને મમતા બંદા! મેલી દે મનની;
કેટલા દિન રાજમાં રે'વું. નથી૦ ૩
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે;
ભાગ્ય વડામાં સંતને મળવું. નથી૦ ૪

## પદ ૮ મું.

નર દેહ ધરીને [ જન ] જોયું જાગી;
જોયું જાગીને લગની લાગી. ટેક.
મો'લુંમે કલોલમાં બંદા સૂઇ રહ્યા;
હવે તો ભેદ જડયો ને ભ્રમણા ભાગી. નર૦ ૧

---

૧ સુખ દુખાદિ દ્વંદ્વ તજવાનો ઉપદેશ કરે છે: નથી ઇ૦—સ્પષ્ટ છે. ગુણ ઈ૦—ગુણ અને અવગુણ એ બન્ને આવે છે અને જાય છે-અર્થાત્ નાશવંત છે માટે તે ઉપર ચિત્ત લગાડવું નહિ. એક ઇ૦--એક દહાડો સુખ મળે કે એક દહાડો દુ:ખ પડે તો તે સઘળું સમાન ગણીને શરીરે સહેવું.

૨ એ વાત તું બીજાને કહેવા જઇશ તો તે માનશે નહિ માટે તારે મનમાં સમજીને રહેવું, એમ કહેતાં કહે છે: કળિના ઇ૦--સ્પષ્ટ છે.

૩ રાજમાં—આ મૃત્યુલોકરૂપી રાજ્યમાં. ૪ ભાગ્ય ઇ૦--વડા ભાગ્યમાં સંતને મળવું થાય-ભાગ્ય મોટું હોય તો સંતનો મેળાપ થાય.

૧ લગની લાગી— ( બ્રહ્મ સાથે ). મો'લુંમે ઇ૦—દેહરૂપી મોહોલમાં બંદા કલોલમાં ( આનંદમાં ) સૂઇ રહ્યા છે. ( બ્રહ્મજ્ઞાન થવાથી ).

લગા કલેજે બંદા સ્નેહ સાહેબસેં;
ત્રિગુણી માયાને લઇને તરત ત્યાગી. નર૦ ૨
રૂપ ને રંગ બંદા ભૂલી ગયા;
ભાત્યું અગમ અગોચર લે' લાગી. નર૦ ૩
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે;
વા'લા વિજોગી થયા વૈરાગી. નર૦ ૪

## પદ ૯ મું.

કોય કીસીકા નહિ આ જુગમાં;
સીતા રામ સીતા રામ કે'ની રે. ટેક-
ઘેલી દુનિયા ગોથાં ખાવે;
સ્વપ્નામાં કાંઇ છે નહિ રે. કોય૦ ૧
સંત શબ્દમાં શ્યામ વિરાજે;
દુનિયા તો દેખે નહિ રે. કોય૦ ૨

---

૨ લગા ઇ૦—હે બંદા! મારા કલેજામાં (દિલમાં) સાહેબ (પરમેશ્વર)ની સાથે સ્નેહ લગા (લાગ્યો) અને તેથી મેં ત્રિગુણ (સત્વ રજસ્ અને તમસ્ ગુણાત્મક) માયાને લેઈને તરત તજી દીધી.

૩ પદાર્થોનાં નામ, રૂપ મિથ્યા છે અને અસ્તિ, ભાતિ અને પ્રિય, એ સત્ય છે તે બતાવતાં કહે છે કે, રૂપ ઇ૦—રૂપ અને રંગને તો હું બંદો ભૂલી ગયો છું. પણ અગમ અને અગોચર ભાતો ઉપર મને લેહે લાગી છે. અર્થાત્ જે અસત્ છે તેને તજીને અગમ અગોચર એવા સત્માં મારૂં ચિત્ત સ્થિર થયું છે.

૪ સત્રૂપનું યથાર્થ જ્ઞાન થવાથી અસત્ માયાને વિષે વૈરાગ્ય ઉપજે છે, તે બતાવતાં કહે છેઃ વા'લા ઇ૦—વાહાલા( નજિકનાં સંબંધી ) અને વિજોગી ( દૂરનાં સંબંધી ) એ સર્વને વિષે અમે વૈરાગી ( ઉદાસીન )થયા.

૧ કીસીકા-કોઇનું. સ્વપ્નામાં-જગતરૂપી સ્વપ્નામાં. ૨ સંત શબ્દમાં -સંતમાં અથવા સંતે કહેલા બોધવચનમાં. દેખે નહિ-સમજી ન શકે.

સાસ ઉસાસે સમરણ કરી લે;
[તો] ભવસાગરનો ભે નહિ રે. કોય૦ ૩
કાચી કાયા કુડી માયા;
હે, [પણ] સમરણ કરે નહિ રે. કોય૦ ૪
એક પલકમાં પાર ઉતારે;
સદ્ગુરૂ ચરણે રહેની રે. કોય૦ ૫
કર બંદગી સાચા સદ્ગુરૂની;
હરખે હરિગુણ ગાની રે. કોય૦ ૬
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે;
દાસને દરશન દેની રે. કોય૦ ૭

## પદ ૧૦ મું.

હરિજન હાથ ઝાટકી કહે છે;
સંત શબ્દ પોકારી. ટેક.
જો ભૂલ્યાં તો ભવસાગરમાં;
ખોત ફરેગા ફેરી. હરિજન૦ ૧
અવધિ કરો આ જુગમે આવ્યો;
શું સૂતા સંસારી.
અલ્પ સુખમાં અંધ થયો છે,
કાહા ગતિ હોયગી તારી. હરિજન૦ ૨
સંત સાહેબની કરી લે બંદગી;
અબી દીએ ઉદ્ધારી.

---

૩ સાસ ઉસાસે–શ્વાસોચ્છ્વાસની સાથે. ૪ હે ઈ૦–કાયા કાચી છે અને માયા કુડી છે પણ કોઈ હરિનું સમરણ કરતું નથી.

૨ અવધિ ક૦–જીવિતની મર્યાદારૂપ અવધિ અથવા ' જન્મ ધરીને હરિને ભજીશ ' એવી સરત કરીને આ જુગમેં ( જગતમાં ) તું આવ્યો છે;

ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે,
ચરણકમળ બલિહારી. હરિજન૦ ૩

## પદ ૧૧ મું.

આવો સદ્‌ગુરૂ મંદિર અમારે, તન મન ધન કરૂં ત્યારી;
માન અભિમાન મનથી મારૂં, રહ્યું હવે સહુ હારી. આવો૦ ૧
સહુને વા'લું તમને આલું, લાલચ નહિ લગારી;
કિયા દિયું ને કિયા દિલાઉં, માંહી નથી કછું મારી. આવો૦ ૨
અસંખ્ય જુગની આશા અમારે, મે'ર કરો મોરારિ;
ત્રાહિમામ્ ત્રિકમ તમ આગે, વાલમ જાઉં હું વારી. આવો૦ ૩
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, વાલમ જુઓ વિચારી;
ચરણે આવ્યો હવે લિયો સંભાળી, બહુનામી બિરદ ભારી. આવો૦ ૪

## પદ ૧૨ મું.

મેહેર કરો મુજ ઉપર આવી, દેહ ધરી ગયો ભૂલી;
આગે તો તમે અનેક ઉધાર્યા, બહુનામી બાંહ્ય ઝાલી. મે૦ ૧

---

તેમ છતાં હે સંસારી ! હવે શું સૂતો છે—કેમ મોહરૂપી નિદ્રામાં પડ્યો છે? અલ્પ સુખ—( વિષયનું ). કહા—શી. હોયગી–થશે.

૩ સંત સાહેબની–સંતની અને સાહેબની ( પરમેશ્વરની ). અબી–, હમણાં.

૧ ત્યારી–તૈયારી, તન, મન અને ધનથી તમારી સેવા કરવાની તૈયારી કરૂંછું.

૨ સહુને ઈ૦–જે સહુને વાહાલું હોય તે હું તમને આલું. કિયા ઈ૦— હું તમને કિયા ( કયા–શું ) દિયું ( આપું ) અને કિયા ( કયા–શું ) દિલાઉં ( અપાવું ) ? કેમકે તેમાં મારી ( વસ્તુ ) કાંઈ નથી.

૩ અસંખ્ય ઈ૦–અનેક કાળથી મુક્તિ પામવાની આશા છે, ત્રાહિમામ્—મારૂં રક્ષણ કરો.

૧ દેહ ઈ૦—દેહ ધરીને હું ભૂલી ગયો–હરિભજનરૂપી ઋણ ફેડી શકાયું નહિ. આગે–આગળ–પૂર્વે. બાંહ્ય ઝાલી–હાથ ઝાલીને–મદદ કરીને.

ભક્તિ કરી કેણે ભેદ ન જાણ્યો, રહ્યા ભરમમેં ભૂલી;
ડયા કરે જીવ કર્મ સંજોગી, મણિ ખોઇ મોઘામૂલી. મે૦ ૨
હે તેરી કછું નહિ હે મેરી, વાલમ ન કરૂં વા'લી;
એક પલકમાં સર્વે સોંપું, માલ ખજાના ખાલી. મે૦ ૩
ગુરૂપ્રતાપે જ્ઞાન વિચારી, કરાઇ ન કરૂં ઠાલી;
ભોજો ભગત કહે ખાવિંદ! ખબર લિયો, ચર્ણે આવ્યો હવે ચાલી. મે૦ ૪

## કીર્તન.

### પદ ૧ લું.

સખિ પરણ્યા પિયુજીની વાત, કહે કેમ કહેવાશે રે;
એવા કોય કોય સંત સુજાણ, કે સમજીને જાશે રે. ૧
સખિ જળ રે વછોયાં મીન, મરીને જાશે રે;
એવાં પ્રીતે કીધાં પરવશ, કહે કેમ રહેવાશે રે. ૨
બાઇ મારે પૂર્વજન્મની પ્રીત, મોહનને મળવા રે;
હવે મેં તો સોળ સજ્યા શણગાર, વાલમને વરવા રે. ૩
મારે લાખ વાતુંની એક વાત, મનથી નહિ મૂકું રે;
હવે મુને શું કરશે રે સંસાર, ચરણ નહિ ચૂકું રે. ૪

---

૩ હે કં૦-આ દેહ આદિ સર્વ માયા તારી છે, કાંઈ મારી નથી. ખાલી -ખાલી કરીને.

૪ ખાવિંદ-ધણી! ચર્ણે ૦-હવે હું ચાલીને તમારે ચરણે (ચરણ-શરણે) આવ્યો છું.

૧ બુદ્ધિરૂપી સ્ત્રી આત્મારૂપી પુરૂષને પરણેલા પુરૂષનું રૂપ આપી કહે છે કે, હે સખિ! પરણેલા પિયુજીની વાત કેમ કરીને કહેવાશે તે કહે?- તેનો સ્નેહ શી રીતે વર્ણાશે? ત્યારે તે સમજાશે? એવા ૦—કોઇક સુજાણ સંત તેને સમજી જશે!

૨ ન વર્ણાય એમ છતાં પણ દૃષ્ટાંતથી કાંઇક દિગ્દર્શન કરે છે: સખિ જળ ૦-સ્પષ્ટ છે. વછોયાં-જુદાં પડેલાં.

એવી આદ્ય અંતની ઓળખાણ, ચરણ લઇશ ધારી રે;
ભેટ્યા ભક્ત ભોજલને ભગવાન, વાલમ જાવું વારી રે. ૫

## પદ ૨ જું.

મારે પરમેશ્વરશુ પ્રીત, હૃદેમાં રાખું રે;
એવી અગમ અગોચર વાત, કેને નવ દાખું રે. ૧
સખિ મેરૂ ચળે, શશિ ભાણ, આથમણે ઉગે રે;
મારે આદ્ય અંતની ઓળખાણ, જુગોજુગ પૂગે રે. ૨
મરની ! સૂકી જાયે સમુદ્ર સાત, દુનિયા સર્વે ડોલે રે;
મેં તો વચને કીધેલ છે વાત, કરારેલ કોલે રે. ૩
હરિ ભક્તની એવી રીત, સત્યવાદી સામે રે;
ભોજો ભક્ત કહે છે ભવમાંહી, પગલાં નો'ય પાછાં રે. ૪

## પદ ૩ જું.

સખી સાચી સદ્ગુરૂજીની પ્રીત, ભાળી મેં તો ભેદ રે;
એવી આદ્ય અંતની વાત, બતાવેલ વેદે રે. ૧
પ્રીતિ પ્રીતિ કહે સૌ કોય, લાગી નથી કેને રે;
નીકર સુખ સંપત્તિને લાજ, છૂટી જાય તેને રે. ૨
જેને પ્રગટ્યો મહે વૈરાગ, બીજું નથી ગમતું રે;
જેને નિર્ભય બંધાણો નેહ, શીદ હીંડે ભમતું રે. ૩
સખિ નિત્ય નિત્ય નવલો રંગ, આઠે પો'ર આનંદમાં રે;
ગુરૂજ્ઞાનમાં રહે ગરકાવ, મગન હોય મનમાં રે. ૪
જેને કડવો થયો સંસાર, હૃદેમાં વેધાણાં રે;
ભોજો ભગત કહે છે ભવમાંહી, સાચવશે ટાણાં રે. ૫

---

૫ આદ્ય અંતની- પેહલેથી તે છેવટ સુધીની—અનાદિ કાળની.

૩ કરારેલ—કરાર કરેલા—કોલ આપી કરાર કરેલો. ૪ સત્યવાદી ઇ૦—સત્યવાદી પુરૂષો સામે મોઢે ચાલે છે અને પાછાં પગલાં ભરતા નથી—કાયર થઈને ફરીને વિષય સુખમાં લોભાઈને ભક્તિ પડી મૂકતા નથી.

૧ ભેદે—રહસ્ય સહિત. આદ્ય અંતની—આદીથી અંત સુધીની સમગ્ર.

## પદ ૪ થું.

જેને લગા કલેજે ઘાય, ઘાયલ કેમ જીવેરે;
જેણે મોત દીઠું મનમાંહી, નિસ્પૃહી થઇ રે'વે રે. ૧
જેને છૂટયાં સંસારિયાનાં સુખ, ભજન તેને ભાવે રે;
તેની દેહીને નહિ વ્યાપે દુ:ખ, ફરી ફેરો ના'વે રે. ૨
સંતો શૂરા ચઢે સંગ્રામ, કાયર શું જાણે રે;
એ તો નિશ્ચે જપે નિજનામ, વાલમને વખાણે રે. ૩
જેને હુઓ ગુરૂનો પ્રતાપ, ગોવિંદ ગુણ ગાશે રે;
ભોજલ રામ કહે છે ભવમાહી, અમર એ તો થાશે રે. ૪

## સંદેશો ૧ લો.

ઉધ્ધવજી અમને રે છબીલો સાંભરે. ટેક.
એક દિન આવ્યા'તા પિયુજી અમારી પાસ જો,
આંખડલીને ચાલે રે ચિત્ત મારૂં ચાળવ્યું;
કરીને ગયા કાંઇ અમને ઘણું ઉદાસ જો. ઉદ્ધવજી. ૧
અમારા અવગુણ તો અમે જાણીએ,
શામાટે હરિ તજીઆ ગોકુળ ગામ જો;
જોબનમાં જાણ્યું રે રમશું રંગમાં,
શું હૈડે અમારે રહી હરિ મળવાની હામ જો. ઉદ્ધવજી૦ ૨
ઝરમરને મે'માં રે અમે તો આવતાં,
મોહનજી કાંઈ જોવા તમારૂં મુખ જો;

---

૧ ઘાય-પ્રેમનો ઘા. કેમ જીવે રે-અર્થાત્ જીવન્મુક્ત થાય. મોત-સંસારના વિનાશીપણારૂપી. ૨ ફેરો-જન્મમરણનો. ૩ શૂરા-તીવ્ર વૈરાગ્યવાળા.

અધુરી પ્રીતે રે અવગુણ ઉપન્યો,
કેશવજી ત્યાં કાંઈ દીધાં અમને દુઃખ જો. ઉદ્ધવજી૦ ૩
સ્નેહને કરતાં રે સહુને આવડે,
પ્રીતલડી તો કાંઈ રીતે ને ભાતે હોય જો;
બાળકની બુદ્ધિએ રે અટકળ ના પડી,
ઉંચા ને કાંઈ નીચી સંગત્યું નો'ય જો. ઉદ્ધવજી ૪
કુબજાને સંગે રે કાનુડો જઇ રહ્યા,
નિશ્ચે કરીને કાંઇ તોડ્યો અમારો નેહ જો;
છોકરડે સરખે રે અમને છેતર્યાં,
છળ કરીને કાંઇ છળિયે દીધો છેહ જો. ઉદ્ધવજી૦ ૫
દેશ ને વટો રે અમને દઈ ગયા,
કેમ કરીને અમે ભેટશું ભગવાન જો;
અંતરમાં દાઝ્યું રે અમો નથી ઓલતી,
ચિતડું હરીને કાંઈ છળિયે કીધી સાન જો. ઉદ્ધવજી૦ ૬
પ્રીતલડી પાળું તો દિલ દાઝે ઘણું,
મૂકી દિયું તો કાંઇ માને નહિ મારૂં મન જો;
પેર પેરની લાગી રહી કેમ કરી પ્રીછવું,
ભાગ્ય પ્રમાણે કાંઈ ભૂલવિયા ભુવન જો. ઉદ્ધવજી૦ ૭
પગ તળિયે ઘાલ્યું રે અંગ મારૂં આવટે,
શામળિયા તમે કે દી થાશો સાહાય જો;
વાટડી જોતાં રે કંઇ જુગ વહી ગયા,
મેળવણી તો કાંઈ મનની રહી મન માંય જો. ઉદ્ધવજી૦ ૮

---

૩ મે'માં–વરસાદમાં. કેશવજી–કેશવજીએ. અટકળ ના પડી–અટકળ કરી શકાઇ નહિ. ઉંચાને ૯૦–કૃષ્ણ ઉંચા ( ઉત્તમ ) છે તેને કુબજા સરખી નીચી સંગત હોય નહિ એમ અમે અટકળ કરી હતી તે ખોટી પડી !

૫ નેહ–મોહબત. છળિયે–છળ કરનારે. ૬ અમો–અમારી. ઓલતી —ઓલાતી. ૭ પેરપેરની–( દાઝ ).

મંદિર ને માળિયાં અમે નથી માણતાં,
તમ વિનાનું કાંઈ તલખે અમારૂં તન જો;
હરતાં ને ફરતાં રે હરિ મુને સાંભરે,
રાત દિવસ કાંઇ ભાવે નહિ ભોજન જો. ઉદ્ધવજી૦ ૯
સેજલડિયે સુતાં રે સુખ નથી આવતું,
વિચરિયે તો કાંઇ વા'લા વિનાનું વન જો;
ભક્તને ભોજલનાં સ્વામી નીરખિયે,
તે દહાડે કાંઈ માને અમારૂં મન જો. ઉદ્ધવજી૦ ૧૦

## સંદેશો ૨ જો.

ઉદ્ધવજી અમને રે છળિયે છેતર્યાં,
દગો કરીને કાંઇ દિલથી રાખ્યાં દૂર જો;
પોતાનો જાણીને પ્રીતિ અમે પાળતાં,
હરખ વિનાનાં કાંઇ હૈડે ન મળે હીર જો. ઉદ્ધવજી૦ ૧
આવીને ખૂટી રે ઉદ્ધવ આજથી,
એવી અમારે કાંઇ એશું બંધાણી આશ જો;
ઘડી એક ને ઘરમાં રે દી નથી ગોઠતું,
પ્રાણ તજીને અમે જાશું પ્રભુજીની પાસ જો. ઉદ્ધવ૦ ૨
આશા તે અમારે રે મેરૂ જેવડી,
અમ ઘરે આવો કાંઈ અબળાના ઉદ્ધાર જો;
મરજાદા મેલીને બીજાશુ નહિ બોલિયે,
વિશ્વાસિયાની પ્રભુ વે'લી કરજો વા'ર જો. ઉદ્ધવજી૦ ૩
વા'લાંને આડિયું વાડ્યું નવ કીજીએ,
ભલાં ભૂડાં તોય પોતાનાં કહેવાય જો;
વસમી ને વેળાનાં રે આગળ અમે ઉભતાં,
તે અમને કાંઈ જીવન તજીને કેમ જાય જો. ઉદ્ધવજી૦ ૪

---

૯ તલખે–તલપાપડ થાય. ૧૦ વિચરીએ–જઇએ.

૧ હીર–સ્નેહ. ૨ આવીને ઇ૦–અમારી આશા ખૂટી ગઈ. ૩ઉદ્ધાર–ઉદ્ધારમાટે અથવા ઉદ્ધારરૂપ. વિશ્વાસિયાની–વિશ્વાસે રહેનારની.

૪ આડિયું વાડ્યું–આડી વાડો–અંતરાય.

હિંડોળે હરિ વિના રે અમે કેમ હીંચીએ,
પ્રીતડિયે તો કાંઇ પરાં કીધાં આજ જો;
સંસારનાં સુખડાં રે કડવો લીમડો,
સુખ ઘણું પણ રાજાને ન ભાવે રાજ જો. હિ૦ ૫
રહી નવ શકિયે રે યાંહાં એક રાતડી,
જીવન વિનાનો કાંઇ જનમારો કેમ જાય જો;
હૃદાના રોષ જ્યારે હૃદામાં રાખિયે,
વલવલતાં કાંઇ અમને વાહાણું વાય જો. હિ૦ ૬
મારગડે મેલ્યાં રે વનની વાટમાં,
ઘણી ઘણી કાંઇ ઘરમાં કીધી ઘાત જો;
જોબનિયાં ને જૂઠું રે જાઇ, નહિ ઝાલવું,
વિજોગિયાંની અમે કેને જઇ કરિયે વાત જો. હિ૦ ૭
આગુની ઓળખાણે રે અમે અહીં અવતર્યાં,
એણે ધર્યો કાંઇ આહીરકુળ અવતાર જો;
ભગત ને ભોજો રે એણી પેરે બોલીયા,
ત્રિકમ અમને તમ ચરણે લઇ તારજો. હિ ૦૮

## પદ. ૩ જું.

શીખામણ માનો રે સદ્ગુરૂ સંતની,
વિલંબ મ કરજો વરતાં વિશ્વાધાર જો;
સુખે ને સમરજો સીતારામને,
જોબનિયાને કાંઈ જાતાં નહિ લાગે વાર જો. શીખા૰ ૧
જરાનું લશ્કર રે જ્યારે ગઢ ભેળશે,

---

૫ પરાં–દૂર. ૭ જોબનિયાં ઈ૦–અમારૂં જોબન જૂઠું (અમથું) જાઈ (જાય છે–વહી જાય છે) અને તેને ઝાલવું (અટકાવવું) બનતું નથી–ફરીને પાછું ન આવે એમ વહી જાય છે. ૮ આગુની–પૂર્વ જન્મની.

કાયા નગરમાં હોશે હાહાકાર જો;
દશે ને દરવાણી થાશે વેગળાં,
વસ્તુ લુંટાશે તેની કોઇ નહિ કરે વા'ર જો. શીખા૦ ૨
મસ્તકપુર કંપશે રે દેખીને મોતને,
કાનપુરીમાં સંભળાશે નહિ કાંઈ જો;
આયુષ્યના ઊડી સર્વે જાશે દેવતા,
નાક ચૂશે ને ઘણું મુઝાશો મન માંહી જો. શીખા૦ ૩
દંતપુરીનો કિલ્લો દેશે ઢાળીને,
મુખલાવાદમાં માઠો ખપશે માલ જો;
ઉરમાં તો અન્ન પચશે નહિ,
ગંધિલપુરીના બૂરા હોશે હાલ જો. શીખા૦ ૪
શઠ ન સમજ્યો રે સદ્ગુરૂ સાનમાં,
ત્રણે અવસ્થામાં જાણ્યા નહિ ત્રિભુવનનાથ જો;
ભક્તને ભોજલ રે એણી પેર બોલિયા,
અંતે ભોંયે ચારે પડિયા હાથ જો. શીખા૦ ૫

## કીર્તન.

### પદ ૧ લું

ગર્ભમાં ગુણ ગોવિંદના ગાતો, નિત્ય તું લેતો નામ,
ઉદરમાંથી આવિયો હવે, કરે છે કૂડાં કામ;

---

૨ વેગળાં–વેગળાં (ભંગાણ) પાડશે. દરવાણી–દરવાન (દશ દ્વારના દ્વારપાળ).

૩ મસ્તકપુર–માથું. કાનપુરી—કાનરૂપી નગરી. ૪ મુખલાવાદ—મુખરૂપી નગર. માઠો ખ૦—મુખમાં સારી રીતે ખવાશે નહિ. ગંધિલપુરી–ગંધ-લેનારૂં ઇંદ્રિય—નાક.

૫ ત્રણે અવસ્થા—બાળ, યુવા, વૃદ્ધ. અંતે ભ૦–છેવટે ચારે હાથ ભોંયે પડયા !—કાંઈ ઇલાજ રહ્યો નહિ !

આતમઘાતી આપનું બોલ્યું રે, રતન લઈ રાખમાં રોળ્યું રે. ૧
આવ્યો'તો ત્યારે શી રિદ્ધિ લાવ્યો, જાશ પાછો વળી જોઈ,
હું ને મારૂં કરી હારી ગયો, તેં કરી કમાણી ખોઈ;
ફોકટ જીવ શું રહ્યો ફૂલી રે, ગયો દુગધામાં ડૂલી રે. ૨
મારૂં ને તારૂં મેલી દિયો, મ કરો તાણમતાણ,
કુટુમ્બ ભેળું થઇ કૂટશે, તારી દેહી જાશે સ્મશાન;
માટી ભેળી માટી મળશે રે, કર્યાં ભોગવવાં પડશે રે. ૩
નામ ધર્યું તે નિશ્ચે ટળશે, નથી રહેવાનું કાંઇ,
ભોજો ભગત કહે ભલો થઇ, જીવ સમજની મનમાંહી;
ગુરૂજીને ચરણે જાવે રે, ઝપાટો જમનો ના'વે રે. ૪

## પદ ૨ જું.

મન કહ્યું નથી માનતું ને, જોર કરે રે જંજાળ,
પળમાં કાયા પડી જાશે, ગળી જાશે કાળ;
સંતો સંસારના લોકો રે માથે મોટો જમનો જોખો રે. ૧
દિલમાં ઝાઝી દુગ્ધા ને, કપટ ઝાઝું કૂડ,
માલ ખજાના મળ્યા નહિ આવે, અંતે થઇ જાશે ધૂડ;
કાયા માયા કરમાઈ જાશે રે, પછે પસ્તાવો થાશે રે. ૨
મન જાણે છે મારી માયા, કરનારો છે કોય,
સર્વે પ્રપંચ પડ્યા મેલીને, વિચારીને જોય;
દુર્મતિ! દુઃખડાં દેશે રે, આપ્યું છે એ આંચકી લેશે રે. ૩

---

૧ આતમઘાતી–આત્માનો ઘાત કરનારો. ૨ જાશ–જઈશ.

૧ જંજાળ ઈ૦—સંસારની જાળ જોર કરે છે—સંસારમાંથી નીકળવા દેતી નથી. સંતો ઇ૦–હે સંતો! સંસારના લોકોને માથે જમનો મોટો જોખો (જોખમ) છે.

૨ મળ્યા–ભેગા. ૩ દુર્મતિ ઇ૦–હે દુષ્ટ બુદ્ધિવાળા! તારાં કર્મ તને દુઃ

સંત સેવી લે સાચે મને, સર્વે સુધરશે કામ,
ભોજો ભગત કહે ભાવે કરીને, ભજી લે સીતારામ;
આવાગમન ઓઇ મીટાવે રે, પ્રાણી પરમપદને પાવે રે. ૪

## પદ ૩ જું.

અભિમાને જીવ ચાલતા, ઉંચકી તેને ગળી ગયો કાળ,
પૃથ્વી ઉપર પડી ગયા, કંઇ મોટા મોટા મહીપાળ;
રહ્યા'તા જગ મા'લી રે, એની ગઇ ઠાઠડી ઠાલી રે. ૧
રાજા હતા તે રંક થયા, રંકનો ન રહ્યો ઢંક,
લાગે લેછે પણ જાણતા નથી, ટાળી દેશે તરવંક;
માનવીઓ માનને મેલો રે, આગળ દી ધરજ છે પેલો રે. ૨
રાજા રાણા કાંઇ રે લેવાણા, શાહ છત્રપતિ સોત,
ચક્રવે રાજ સંસારમાં કરતા, તેને આવી ગયું મોત;
માનવિઓ મન વિચારો રે, હાથે કરી ભવ કાં હારો રે. ૩
મહીપતિ કંઇ મેલીને ગયા, ધર્યા રહ્યા ધન માલ,
જમ ઝપેટીને લઇ ગયા, પછે હુવા બૂરાના હાલ;
ફરી નહિ આવે સંસારી રે, માથે મોટી ડાંગ છે ભારી રે. ૪
કૌરૂવ રાવણ કંસ સરીખા, કેતા ગયા લક્ષ ક્રોડ,
ક્ષણમાત્રમાં સર્વે ખપ્યા, સેજ તળાઇ છોડ;
નથી રહેવું નિશ્ચે જાણો રે, ભાઇઓ મન ભૂલ મ આણો રે. ૫

---

ખ દેશે, અને હરિએ તને જે આપ્યું છે તે તારી પાસેથી આંચકી (ખેંચી) લેશે. ૪ ઓઇ–તે (હરિ).

૧ જગ–જગતમાં. ૨ ઢંક–ઢંગ. લાગે—લાગ તપાસીને–દાવ આવે છે ત્યારે. તરવંક—ત્રિવંક—વાંકાપણું–ટેડાઈ. આગળ દી૦–આગળ પેલો (મોતનો) દી છે એમ (મનમાં) ધરજ–સમજ.

૪ બૂરાના હાલ—(બુરા માણસના જેવી દશા) થઇ. ડાંગ–મોતરૂપી. ૫ કેતા—કેટલા. મ (મા)–નહિ.

લેખું લેશે તિલ રાઈ રતિનું, નથી પોપાંનું રાજ,
ભોજો ભગત કહે ભજન કરતો, મેહેર્યું કરે મહારાજ,
ચોરાશીનું ચૂકવે ખાતું રે, મટી જાય મરણની ઘાતું રે. ૬

## પદ ૪ થું.

પ્રલ્હાદ ઉપર પિતા કોપ્યો, નિશ્ચે કરૂં તારો નાશ,
થંભ ધગાવ્યો લોહતણો, તોય ન મેલ્યો વિશ્વાસ;
ભલા કેમ ભક્તિ મૂકે રે, આવ્યો અવસર ન ચૂકે રે. ૧
મોરૂધ્વજને યાં મહારાજ આવ્યા, જાચવાને જગદીશ,
સુત ને નારી તાણવા લાગ્યાં, કરવત મેલ્યાં શીશ;
દૃખો સતવાદી શૂરા રે, પામ્યા પરબ્રહ્મને પૂરા રે. ૨
વિશ્વામિત્રે વચન માગ્યું, જાણે મૂકાવું સાચ,
હરિશ્ચંદ્ર વેચવાને હાલિયો, રાણી તારા ને રોહીદાસ;
છત્રપતિ દુઃખડાં સહ્યા રે, વના જઇ નીચના વહ્યા રે. ૩
પાંચે પાંડવ મહાભડ જોધા, સરવે જાણે સંત,
સતીતણાં ચીર તાણિયાં, તોય ન બોલ્યા બળવંત;
સોયે કૈરવ સામટા કોપ્યા રે, વડા વચન ન લોપ્યા રે. ૪
કોઢી થઇને આવિયા રે, કરણ પાસે કરતાર,
કરણ કાયા સમર્પતે, વિઠલ ન લાગી વાર;
અભ્યાગત રમાયા રે, કૂડી લેખી કાયાને માયા રે. ૫
સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી, નરપતિ ભોમિને આલ,

---

૬ મેહેર્યું—દયાઓ. ચોરાશીનું—ચોરાશીલાખ જન્મમરણનું. ઘાતું—ઘાતો.

૩ વના ઇ૦—નીચ (ચાંડાળ રૂપ)ને ઘેર વિનય કર્યો (તાબેદારી ઉઠાવીને). ૪ મહાભડ—મોટા વીર. ૫ કોઢી—કોઢીયા બ્રાહ્મણને વેષે રમાયા—આનંદ પમાડયા.

વામનમાં વ્યોમ ગયો, બળિ ચંપાણો પાતાળ;
ચર્ણ લઇને શીશ ને નામ્યો રે, પ્રભુ બા'ર કોડ સેં પામ્યો રે. ૬
હંસકેતુ રાજા હઠે ભરાણો, લેવા સુધન્વાની લાજ,
તેલકઢામાં તરત નાખ્યો, તોય મેહેલ્યા નહિ મહારાજ;
સાચે મને શ્યામ સંભાર્યો રે, તાતા તેલમાંથી તાર્યો રે. ૭
સમનને ઘરે સંત આવ્યા, ઘરમાં નહોતું અન્ન,
સમન ચોરીએ સંચર્યા, જેણે ત્યાગ ન કીધું તન;
સંત સારૂ શીશ ન કાપ્યું રે, આણી અણહુતું આપ્યું રે. ૮
સંધ્યાવતી ને સતી નારી, સત્યવાદી શગાળ,
સેલાઇએ શીશ કાપિયું, જોયો ઉજાગર બાળ;
એવી કરી સંતુની સેવા રે, ખાવિંદ આવ્યા ખબરૂં લેવા રે. ૯
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, એવી મોટાંની ટેક,
સત્યવાદી સત્ય છોડે નહીં, મર અવગુણ હોય અનેક;
એવાને નરભે નાતું રે, જેની રહ્યું જગમાં વાતું રે. ૧૦

## પદ ૫ મું.

અટક બંધીને આળસ નાવે, માથે આવે મર ! મોત,
બારે મેઘ સત્ય વચને ચાલે, સૂરજ ચંદ્રમા સોત;
નીમ ધારી નીમ ન મૂકે રે, પૂરા કદી પળ ન ચૂકે રે. ૧

---

૬ નરપતિ ઇ૦-હે નરપતિ ! તું ભૂમિ આલ ( આપ ). વામનમાં -વામન સ્વરૂપમાં. વ્યોમ-આકાશ. નામ્યો-નમાવ્યો-ચરણ શીશ ઉપર મૂકયો. પ્રભુ ઇ૦-તોપણ પ્રભુ કોડસેં ( હોંસથી ) એના બા'ર-બારણાને પામ્યો-છડીદાર થઈને રહ્યો.

૮ સમન—એ નામનો ભકત. આણુહુતું-અણછતું. ૯ સેલાઈએ-સગાળશાના દીકરાએ. ખબરયું-ખબરો. ખાવિંદ-ધણી-ઈશ્વર. ૧૦ નરભે નાતું-નિર્ભય સંબંધ. રહ્યું-રહી. વાતું-વાતો.

૧ અટક બંધી-નિયમ પાળીને વર્તનાર. પૂરા ઈ૦-જે પૂરા નિયમધારી

વચને સંતો ધરણી આકાશા, વચને દશ દિક્પાળ,
શેષને માથે ધરા થંભી, તોય વાંકો ન કર્યો વાળ;
પૂરા પુરૂષની રીતિ રે, ગયા જુગ કેટલા વીતી રે. ૨
મેરૂ ધરૂ સત્ય વચને ઉભા, વચને અગ્નિ ને વાર,
સાતે સમુદ્ર સત્ય વચને ઠેરાણા, મેલે નહિ માઝા લગાર;
છલકે નહિ સત્યે બંધાણા રે, કૃપાવંત એ કે'વાણા રે. ૩
ઓગણપચાશ વાયુ સત્ય વચને ચાલે, જુઓ મોટાની વાત,
ભોજો ભગત કહે વચન વિના, કેને કાળ લેવા ન જાત;
કંઈના દિયે નાદ ઉતારી રે, રહ્યા છે આજ્ઞાકારી રે. ૪

## પદ ૬ ઠું.

કાચબો કહે છે કાચબીને, તું રાખની ધારણ ધીર,
આપણને ઉગારશે વા'લો, જુગતેશુ જદુવીર;
ચિંતા મેલી શરણે આવો રે, મરવા તુંને નહિ દિયે માવો રે. ૧
વારતી'તી તે સમે તેં શાવાસ્તે, મારૂં કંત ન માન્યું કે'ણ,
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં ઢાળો નેણ;
પ્રભુ તારો ન આવિયો પ્રાણી ! રે, માથે આવી મોત નિશાની રે. ૨

---

હોય છે તે કદી પળ ચૂકતા નથી—કાર્ય કરવાનો સમય એમને એમ જવા દેતા નથી.

૩ ધરૂ—ધ્રુવ. વાર—પાણી. ઠેરાણા—સ્થિર થયા. ૪ વચન વિના-ધણી-ની આજ્ઞા વિના. નાદ—ગર્વ. રહ્યા છે-થઇ રહ્યા છે.

૧ હરિભક્ત કાચબો પોતાની સ્ત્રીને લેઈને જળમાંથી નીકળીને પારધિને-સંત જાણી તેને નમવા ગયો. પારધિએ તેને પકડી લેઇ જંગલમાં જઈ હાંડીમાં પાણી રેડી નીચે અગ્નિ કરી હાંડીમાં નાંખ્યો. તે વખતે હરિએ તેની સહાય કરી હતી. એ પ્રસંગ કાચબા કાચબીના સંવાદરૂપે વર્ણવતાં ભોજલ લખે છે કે, કાચબો જીવ—સ્વરૂપ છે. ૨ કંત-કંથ-ધણી.

અબળાને ઇતબાર ન આવે, કોટિ કરોને ઉપાય,
કહ્યું ન માને કોઇનું રે, એ તો ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસ વો'ણી રે, પ્રથમ તો મત્યની પોણી રે. ૩
કાચબી કહે છે કયાં છે તારો, રાખણહારો રામ,
હરિ નથી કેના હાથમાં રે, તમે શું બોલો છો સ્વામ;
મરવા ટાણે મતિ સૂઝાણી રે, ત્રૂટ્યા પછી ઝાલવું તાણી રે. ૪
ત્રિકમજી ત્રય લોકમાં મારે, તારો છે ઇતબાર,
અટક પડી હરિ આવજો, મારી આતમના ઉધ્ધાર;
છોગાળા વાત છે છેલી રે, થાજો બુડથલના બેલી રે. ૫
કાચબી કહે છે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ,
ચોયદિશેથી સળગી ગયું, તેમાં ઓરીને વિચોવીચ;
જેનો વિશ્વાસ છે તારે રે, તેનો ઇતબાર નહિ મારે રે. ૬
બળતી હો તો બેસની મારી, પીઠ પર રાખું પ્રાણ,
નિંદા કરોછો નાથની રે, એ તો મારોછો મુને બાણ;
વા'લો મારો આવશે વા'રું રે, ઓર્યામાં ઉગારવા સારૂં રે. ૭
કાચબી કહે કરતાર ન આવ્યો, આપણો આવ્યો અંત,
પ્રાણ ગયા પછી પો'ચશે રે, તમે તે શું બાંધો મર ! તંત;
આમાંથી જો ઉગરિયે રે, તો બા'રો કદી પગ ન ભરિયે રે. ૮
વિઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર,
લીહ લોપાશે લોકમાં રે, બીજી વાંસે કેની વા'ર;

---

૩ વો'ણી–વિહીન–વિનાની. પોણી–પોણી બુદ્ધિની. અથવા પાનીએ મતિવાળી. ૫ અટક પડી–મેં તારી અટક રાખી છે. મારી આતમના ઉદ્ધાર —મારા આત્માનો ઉદ્ધાર કરનાર ! બુડથલ–મૂર્ખ.

૬ ઓરીને–નાખીને. ૭ ઓર્યામાં—હાંડીમાં ઓર્યા છે ત્યાં. ૮ પ્રાણ ઈ૦–પ્રાણ ગયા પછી તમારો ભગવાન આવી પોહોચશે. તમે તેશું ( તેની સાથે ) મર ! ( ભલે ! ) તંત બાંધો—વાદ કરો ! બા'રો—બાહાર.

હરિ મારી હાંસી થાશે રે, પ્રભુ પરતીતિ જાશે રે. ૯
કેશવજીને કરૂણા આવી, મોકલ્યા મેઘ મલ્હાર,
આધરણમાંથી ઉગારિયો, આવી કાચબાને કર્તાર;
ભોજલ ભરોંસો આવશે જેને રે, ત્રિકમજી તારશે તેને રે. ૧૦

## પદ ૭ મું.—હોરી.

નાથ મોરી અરજ સુણો અવિનાશી,
હું તો જનમ જનમ તોરી દાસી. ટેક.
સતી સભામાં શ્યામ સંભારે, ત્રિકમ તોરે રંગ રાચી;
પ્રકટ થાઓ પાતળિયા વા'લા, હરજી થાશે બહુ હાંસી. નાથ૦ ૧
આ સમય તો અર્જુન જેવા, તે પણ રહ્યા છે તપાસી;
ભીમસેન બેઠા ભૂમિ ખોતરતા, પીઠ ફેરી ગયા પાછી. નાથ૦ ૨
પાંડવ તો પૃથ્વીને હાર્યા, હસ્તિનાપુરકે વાસી;
અબળા નારી એમ પોકારી, જીવન તમને હું જાચી. નાથ૦ ૩
ભીડ પડી હવે આવો ભૂધરજી, વનિતા કહે વ્રજવાસી;
ભોજો ભગત કહે ભક્તવત્સલ, પ્રેમતણા છો પિયાસી. નાથ૦ ૪

## પદ ૮ મું.–હોરી.

પત રાખો પાંચાળી પોકારી, ના મોહી જાનત હે નોધારી. ટેક.
દુર્યોધને દુઃખ પડાયે, કલપત રાજકુમારી;
કેશ પકડકે લાયે સભામેં, જેસે નિર્બળ કોઇ નારી. નાથ૦ ૧

---

૯ સાર લેજો–ખબર રાખજો. લીહ ૦—લોકમાં તારી લીહ ( પ્રવાહ–ભક્તવત્સલતારૂપ પ્રવાહ ) લોપાશે. ૧૦ આધરણ—ઉનું પાણી—આધણ.

૧ મોરી–મારી. તોરી–તારી. સતી ૦–હે શ્યામ ! સભામાં સતી ( દ્રૌપદી ) તમને સંભારે છે, કેમકે હે ત્રિકમ ! એ સતી તોરે ( તારે ) રંગે રાચી રહી છે ! ૪ વ્રજવાસી–હે વ્રજવાસી (કૃષ્ણ) ! પિયાસી–પ્યાસા–તરસ્યા.

૧ પાંચાલી–દ્રૌપદી. નોધારી–નિરાધાર. દુઃખ પડાગે –દુઃશાસનને મોક

ભીષ્મને દ્રોણ કરણ સબ બેઠે, કૌરવ અંધકચેરી;
સબકી મતિ હરી એસા મિલે, કેણે ન વાત વિચારી. નાથ૦ ૨
ઉઠે ભૂપ રૂપ પર આચે, અંબર લેત ઉતારી;
ખેંચત ચીર વીર સબે દેખત, તવ સતી શ્યામ સંભારી. નાથ૦ ૩
અર્જુન ભીમ નકુળ ને સહદેવ, રહ્યા છે હિંમત હારી;
વિશ્વનાથ વિલંબ ન કીજે, અબ મોય લિયોની ઉગારી. નાથ૦ ૪
વનિતાનાં વચન વજ્ર સમ લાગે, ગરૂડે ચઢ્યા ગિરધારી;
ધાયે નાથ અનાથકી વહારે, ભોજલ ભવદુઃખ ટારી. નાથ૦ ૫

## કીર્તન.

### પદ ૧ લું.

જગતમાં જીવના હે થોરા, બગારો કો ન સાથે પ્યારા,
સમજીને થાઓ ચોરાશી બા'રા, ચેતીલિયો અવસર કાં ચૂકો;
સાધુને સેવો મારૂં રે તારૂં મૂકો, ચેતીલિયો અવસર કાં ચકો. ૧
આવો સમો ફરી નહિ આવે, પ્રભુજીનું ભજન કરો ભાવે;
જેના જશ વેદ પુરાન ગાવે, ચેતી૦ ૨
આમાં તો રે કોઇએ નથી તેરા, ફિરેગા બહુ રે તું તો ફેરા;
જાહેર હોયગા જંગલમાં ડેરા, ચેતી૦ ૩
જૂઠી છે જગતની બાજી, પ્રભુજીનું ભજન કરો પાજી!
જોની માથે મોત રહ્યું ગાજી. ચેતી૦ ૪

---

લીને. કલપત—કલ્પાંત કરે છે. પકડકે–પકડીને. જેસે—જેમ.

૨ સબ–સહુ. અંધકચેરી—આંધળા ધૃતરાષ્ટ્રની કચેરીમાં. સબકી ઈ૦–સહુની મતિ હરી (હરણ થયેલી છે) એસા (એવા) મિલે (મળ્યા) છે.

૩ અંબર—વસ્ત્ર શ્યામ સંભારી–શ્યામને સંભાર્યા. ૪ મોય—મને. ૫ ધાયે–દોડ્યા. ભવદુઃખ ટારી–સંસારના દુઃખને ટાળનારા.

૧ જીવના–જીવવું. થોરા–થોડું. કોન સાથે કોની સાથે–બા'રા–બાહાર. ૨ પુરાન––પુરાણ. ૩ આમાં––આ સંસારમાં. જંગલમેં ડેરા—સ્મશાનમાં વાસ.

હંસા રાજા એકલડા હાલે, સંગે તો રે કોઇ નહિ ચાલે;
કામી કામી કુટુમ્બ પોખ્યું કાલે, ચેતી૦ ૫
કાયા માયા કારમી જાશે, પછે તુંને ઓરતો થાશે;
તુંને તારાં બાળીને ના'સે, ચેતી૦ ૬
પછે તું ચે વિચારીશ વળતાં, કાંક હવે કાઢી લેજો બળતાં;
બાકી નહીં રહે બુકી લેજો દળતાં, ચેતી૦ ૭
કહીને આવ્યા કોલ પડ્યા જૂઠા, હારી ગયો હૈયાના ફૂટયા;
રોતલ તને રામજી કાં રૂઠ્યા, ચેતી૦ ૮
રૂપ દેખી રાચી રહ્યો અંધા, માયા તો રે મોહકેરા ફંદા;
જેમ બાજીગરે બાજી રચી બંદા, ચેતી૦ ૯
કાયા તો કોટ બન્યા ખાસા, પડી જાશે પાયા હે કાચા;
રાખે વશ ઇંદ્રી અને વાચા, ચેતી૦ ૧૦
ભોજલ કહે છે ભજન કરો પ્રાણી, આવો રૂડો ઉત્તમ દેહ જાણી;
જોની એમ વેદ કે' છે વાણી. ચેતી૦ ૧૧

પદ ૨ જું.

એક તું સમરી લેની રે સદ્‌ગુરૂને,
આવો અવસર વહ્યો જાય રે લોલ;
કાળ નહિ છોડે રે કોઇને,
ગળે કીટથકી બ્રહ્માય રે લોલ. સમરી૦ ૧

---

૫ હંસા રાજા—જીવરૂપી રાજા. કામી કામી—કમાઇ કમાઇને. કાલે—વખતે, અથવા કાળના વખતમાં.

૬ ઓરતો—અભિલાષ. ૮ કહીને આવ્યો—ગર્ભવાસમાં હરિ ભજવાની પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો. રોતલ—રોતો. ૯ ફંદા—ફાંદો. ૧૦ કાયા કો૦—કાયારૂપી કોટ તો ખાસો બન્યો છે.

૧ ગળે કી૦-કાળ કીટથી તે બ્રહ્માસુધી સર્વને ગળે છે તે કોઇને છોડશે નહિ.

જેણે માફી કરાવ્યું'તું મોત,
એવી શિર પર દીધી'તી છાપ રે લોલ;
હિરણ્યાક્ષ જેવા હાલી ગયા,
તેનો જરને નહિ કાંઇ જબાપ રે લોલ. સમરી૦ ૨
અગસ્ત્ય જેવા ઉજાગરા,
સાત સાગરની કરી એક ઘૂંટ રે લોલ;
તે ક્યાં રહ્યા તું તપાસની,
હરિને ભજી લે હૈયા ફૂટ રે લોલ. સમરી ૩
બાણાસુર જેવા બળાત્કારી,
જેને હતા હાથ હજાર રે લોલ;
એવા યોદ્ધા તો ઉઠી ગયા,
તેને મરતાં ન લાગી વાર રે લોલ. સમરી૦ ૪
દધિમાં રિદ્ધિ રહી રાજા નંદની,
માન્ધાતાની મહી નવ થઇ રે લોલ;
ત્યારે પામર કોણ ગુંજાશમાં,
પૃથ્વીપતિ તે ગયા વહી રે લોલ. સમરી૦ ૫
દશકંધરના દરબારના જેના,
ઉંચા હતા આવાસ રે લોલ;

---

૨ જેણે ઇ૦–હિરણ્યાક્ષ જેવાએ તપ કરીને મોત ન આવે તેવો ઉપાય કર્યો હતો, તે પણ હાલી ગયા ( ચાલી ગયા ) અને તેનો કાંઇ જર કે જવાબ મળ્યો નહિ, એ અર્થ છે.

૩ ઉજાગરા–પ્રકાશમાન. ૪ બળાત્કારી–હઠથી યુદ્ધ કરનાર. ૫ નંદરાજાએ અનેક ધન એકઠું કરીને સમુદ્રમાં સંચ્યું હતું તે ત્યાં ને ત્યાં રહ્યું તે વિષે કહે છે: દધિ ઇ૦–સ્પષ્ટ છે. માંધાતા–એ નામનો રાજા જે પૃથ્વીને પરણ્યો હતો, તેની પણ મહી ( પૃથ્વી ) થઇ નહિ–તેની સાથે પણ ન ગઇ ! ગુંજાશ –વિશાત.

દેખીને કંપતા સર્વે દેવતા,
તેનો કરી દીધો કાળે નાશ રે લોલ. સમરી૦ ૬
ઉઠીને ઠેકું દેતા આભને,
ફરતી નવખંડમાં જેની ઝાળ રે લોલ;
જેની ફુંકે પર્વત ફાટતા,
એવાને લઇ ગયો કાળ રે લોલ. સમરી૦ ૭
ઉપન્યું તે જાશે ઓલવાઇને,
તેમાં કરી લિયો સાચી કમાઇ રે લોલ;
ભોજો ભગત કહે ભજીલિયો રામને રે,
એક રહેશે ભલાની ભલાઈ રે લોલ. સમરી૦ ૮

## પદ ૩ જું.

શબ્દ પાળો સદ્‌ગુરૂના તમે, સેવક ધર્મ સંભાળો રે લોલ;
પ્રેમને પ્રભુજી છે ઢુંકડા તેમ, ગુરૂવચને મન ગાળો રે લોલ. શબ્દ૦ ૧
શબ્દ વિચારી જે કોય ચેતિયા રે, એ તો ચેત્યા નર સચિયાર રે લોલ;
શીશ વાઢી ચર્ણે ધર્યા જેના, મનવા ભયા એક તાર રે લોલ. શબ્દ૦ ૨
ભાઈ શૂરા તે સન્મુખ ચાલશે, જેણે સોંપ્યાં તન મન ને ધન રે લોલ;
તનમાં ત્રેવડયું એ શું કરે જેનાં, મરવાનાં થયાં મન રે લોલ. શબ્દ૦ ૩

---

૬ દશકંધર-રાવણ. અવાસ (આવાસ)—મેહેલ. ૭ ઠેકું દેતા-થેકડા મારતા. ૮ ઓલવાઇ-બળીને શાંત થઈને. કમાઈ-હરિભજનરૂપી.

૧ ગુરૂવચને ઇ૦-ગુરૂના વચનથી મનને ગાળો-પિગાળો. ૨ શબ્દ વિચારિ-ગુરૂના શબ્દ વિચારીને. સચિયાર-સાચા. શીશ ઇ૦-જેના મનવા(મન) એક તાર (હરિ સાથે એક તાન) થયા તેને મરણનો ડર નથી.

૩ સોંપ્યાં-(ગુરૂજીને). તનમાં ઇ૦-જેનાં મરવાનાં મન થયાં છે-જે મરણથી ડરતા નથી તે પોતાના તનમાં શી ત્રેવડયો કરે-શરીરની શી સાચવણી કરે ?

પાંડવ ગદા જો સાચવે, એ તો ભાગે ચૌદ ભુવન રે લોલ;
દુર્યોધન મહોલુંમાં મહાલતો, એ તો પાંડવે વેઠયાં'તાં વન રે લોલ. શબ્દ૦ ૪
છતે હુતે સહુ કોઇ વાવરે, એ તો અણહુતુ ના'પે કોય રે લોલ;
અણહુતું આપે ઓલ્યાં ઓળગુ, જેને મા'રૂં ને તારૂં નો'ય રે લોલ. શબ્દ૦ ૫
ભોજો ભગત એમ બોલિયા, જેણે સાહેબ દેખ્યા એક રે લોલ;
સત્યવાદી સત્ય કેમ છાંડશે, મરની ! અવગુણ હોય અનેક રે લોલ. શબ્દ૦ ૬

## તિથિઓ.

પડવે પળ વીતી નાવે પાસી, આ કાયાકી કોટડિ હે કાશી;
તેહ અર્જ કરૂં છું અવિનાશી, તમે જાણો છો જુઓની વિચારી રે.
અમ ઘેર હરિ વે'લા આવજો, તમને કહું છું કરૂણાનિધિ જો;
ઉદ્ધવજી એટલું કા'વજો. તમે૦ ૧
બીજે બહુનામીતણો, મારા અંગમાં ઉમંગ અતિ ઘણો;
એવી વિઠ્ઠલ વિનતિ શ્રવણે સુણો. તમે૦ ૩
ત્રીજે તુજને સંભારૂં, એક રાત દિવસ રટન તારૂં;
તું મોહન હરિ ગયો મન મારૂં. તમે૦ ૩
ચોથે સતી દ્રૌપદી સારૂં, તમે વેગે થયા'તા વનિતાના વારૂં;
એવું નિશ્ચય અવિચળ નામ તારૂં. તમે૦ ૪

---

૪ પાંડવ ૦-પાંડવ પોતાની ગદાને સાચવે છે તે તું જો. ન સાચવે તો શું થાય ? એ તો ૦-સ્પષ્ટ છે. દુર્યોધન ૦-પણ દુર્યોધન જે મોહોલોમાં માહાલતો હતો અને પાંડવે વન વેઠયાં હતાં, તે માત્ર સત્યનાજ કારણથી.

૫ છતે હુતે ૦-જો પાસે હોય તો તો સહુ કોઇ વાવરે, પણ અણહુતું -ન હોય તે કોઈ ના'પે-ન આપે. ઓળગું-ઓળગો કરનાર-ભક્તજન.

૧ પાસી-પાછી. કાશી-કાશીપુરી. ૪ તમે ૦-તમે (કૃષ્ણ) વેગે-વેગથી વનિતાના વારૂ-દ્રૌપદીના સારી રીતે ( મદદગાર ) થયા હતા.

પાંચમે પ્રભુશુ પ્રીતિ પાળો, કાંઇ અધર છે આ ઉચાળો;
એક ગુરૂજીને વચને મન ગાળો. તમે૦ ૫
છઠે ચરાચર ચૈતન્ય તારૂં, પણ પ્રગટ વિના નવ લાગે પ્યારૂં;
ફળ ચાખ્યા વિના કેમ લાગે સારૂં. તમે૦ ૬
સાત દિવસ શિર પર લીનો, એવો ગુરૂકો વચન તમે સત્ય કીનો;
કાંઈ અસુર મારીને અભેદાન દીનો. તમે૦ ૭
આઠમે ઇંદ્રિના હુતા દાવા, માથે મેઘ માંડયો વરસાવા;
તે દી છબીલા આવ્યો'તો તું ચાણું સા'વા. તમે૦ ૮
નોમે નાગ નાથ્યો કાળી, ત્યારે વનમાં ગાયું કેણે વાળી;
તે દી ગોવિંદા કરતો ભેળી ગોવાળી. તમે૦ ૯
દશમે દેવ દધિના દાણી, એવી શારંગધર ચિંતા આણી;
મુને મળો પૂર્વની પ્રીતિ જાણી. તમે૦ ૧૦
અગિયાર વર્ષ દિન બાવન ધરી, એવી ગોકુળમાં તમે લીલા કરી;
ખટ માસની રજની ખેલ્યા હરિ. તમે૦ ૧૧
બારશે મારી બુદ્ધિ જાગી, એક લાલનસે લગની લાગી;
હવે વા'લા વિજોગે થયાં વૈરાગી. તમે૦ ૧૨
તેરશની ગતિ તમ પાસે, પીધો સખીપણે કોઈ નિજદાસે;
લીધો શિવ સનકાદિક મુનિ વ્યાસે. તમે૦ ૧૩

---

૫ ઉચાળો ઇ૦–ઉચાળો–વાસ દેહરૂપી ઘરખટલો અધર છે—અધર તાળ છે. ૬ ચરાચર–જંગમ અને સ્થાવરમાં.

૭ લીનો–લીધો ( ગોવર્ધનપર્વત ). ગુરૂકો નંદાદિકનો. ૯ ગાયું–ગાયો. ૧૦ શારંગધર–શારંગ નામના ધનુષ્યને ધરનાર.

૧૧ અગિયાર ઇ૦–અગિયાર વર્ષ અને બાવન દિવસ. ૧૨ લાલનસે–લાલથી. લગની–પ્રીતિ.

૧૩ તેરશની ઈ૦–તે રસ ( પ્રેમરૂપી રસ ) ની ગતિ તમ પાસે છે. ( તિથિ વાચક તેરશ શબ્દ એમાં શ્લિષ્ટ છે).

ચોદશે મારૂં મન સાચું, એક જીવન ધન તુજને જાચું;
હવે પ્રભુ પગલું નહિ ભરૂં પાછું. તમે૦ ૧૪
પુનમે પૂરણ સુખ પામી, અમ ઘેર આવ્યા અંતરજામી;
એમ મળ્યા ભક્ત ભોજાને સ્વામી. તમે૦ ૧૫

## ભજન.

### પદ ૧ લું.

ધડકશો મા ધણી રાખશે, લક્ષ્મીનો વર લાજ રે;
વિશ્વાસ આવ્યો'તો વાણિયાને, તે દી જળમાંથી તારેલ ઝાઝ રે. ૧
એક સમયે તો આવી બની'તી, ને ઉગર્યો ચંદરાજ રે;
સતીતણાં ચીર તાણિયાં, તે દી શામળે પુરેલ સાચ રે. ૨
પળમાં તે પાંડવ ઉગારિયા, તેને વાલમે ન કીધી વેળ રે;
સુધન્વા સમર્યો રે સાચવ્યો, તે દી ટાઢાં કીધાં તેલ રે. ૩
અસુરને માથે ઉતર્યો રે, જે દી કોપ્યો'તો કો યમરાય રે;
અશ્વે ચઢીને હરિ આવિયા રે, તે દી જેમલના જુદ્ધમાંય રે. ૪
માનવી કેમ કરી મારશે રે, જેને માથે ધણી છે મોરાર રે;
ભવાનની રે પત રાખી ભલી, જે દી ત્રિકમ જોઇ તરવાર રે. ૫
ભોજો ભગત કહે ગુરૂમતાપે, તમે દઢ રાખો વિશ્વાસ રે;
અવગુણ એકે નથી આણતો રે, એ તો જાણી પોતાનો દાસ રે. ૬

---

૧ વિશ્વાસ ઇ૦–સાધુ નામના વણિકને જ્યારે વિશ્વાસ આવ્યો ત્યારે હરિએ તેનું બૂડતું ઝાઝ તારેલ–તાર્યું હતું.

૨ ચંદ્રરાજ–ચંદ્રહાસ. ૪ અસુર ઇ૦–જે દિવસે કોઇક યમરાય જેવો ( હિરણ્યકશિપુ ) કોપ્યો હતો ત્યારે હરિ અસુરને માથે–અસુર ( પ્રલ્હાદ )ને માથે ( રક્ષણ કરવાને ) ઉતર્યો ( નૃસિંહરૂપ ).

૫ ભવાન ઇ૦–હત્યા ન કરવી પડે માટે રાજાના સરદાર ભવાન ભક્ત લાકડાની તરવાર રાખતા હતા. તે વાતની રાજાને ખબર પડવાથી રાજાએ તેને મારી નાખવાનો ઠરાવ કર્યો, પરંતુ ઇશ્વર કૃપાથી લાકડાની તરવાર તપાસતાં સભા વચ્ચે ખરા પાણીવાળી થઇ ગઇ હતી.

## પદ ૨ જું.

હાં રે સંતો સદ્ગુરૂજીને ચરણે જઇએ રે,
જઈને તન ધન અરપણ કરિયે રે;
હે સંતો મનસા મો'ર ને શીશ શ્રીફળ,
એ તો ધડથી ઉતારીને ધરિયે રે. સદ્ગુરૂ૰ ૧
સંતો રે'ણી કરણીનાં ગુરૂજી કાંકણ બાંધે,
એ તો મુક્તિની માળા આપે;
એ સંતો જન્મ મરણનો જોખો નહિ તેને,
એ તો અમર કરીને થાપે. સ૰ ૨
સંતો પરમ ગુરૂજીએ ઘટપાટજ માંડ્યો,
એ તો અલખ ધણીને આરાધે;
હે સંતો પ્રેમ જોત્યું ત્યાં પરગટ કરિયું,
વિષે વાયુથકી નવ બાધે. સ૰ ૩
હે સંતો નારાયણ સત્ય ચિત્તના ચોખા,
ને સુમતિ સોપારી રે લઇને નાથની નમણું કીજે;

---

૧ હે સંતો ઇ૰–હે ભકતો મનસારૂપી મો'ર (સોનાની) અને શીશરૂપી શ્રીફળ (નારિયેળ) એ તો ધડ–શરીરથી ઉતારીને હરિની આગળ ધરીએ તાત્પર્ય કે મનસારૂપી મોહોર અને શીશરૂપ શ્રીફળ સમર્પણ કરી હરિની સેવા કરવી.

૨ સંતો ઇ૰–રેણી કરણીનાં ગુરૂ કાંકણુ (કાંકણુદોરા) બાંધે અને પછી મુક્તિનીમાળા ફેરવવા આપે છે. અર્થાત્ સારી રેણી કરણી રાખવી એ સદ્ગુરૂ કંઠી બાંધશે અને મુક્તિનીમાળા ફેરવવા આપશે. જોખો–જોખમ.

૩ ઘટપાટ–ન ડગે એવું આસન. પ્રેમ જોત્યું–પ્રેમરૂપી દીવો. વિષે ઇ૰–જે પ્રેમની જ્યોત્યું (જ્યોતિઓ) પ્રકટ કરી છે તે વિષે–વિષયરૂપ વાયુથી નવ બાધે–નાશ થાય એવી નથી.

હે સંતો કામના રહિત ને સ્થિર મન થઈને,
આપણ પ્રીતેશુ પંઝો લીજે. સ૦ ૪
હે સંતો કૃષ્ણનામનો કળશ થપાવો,
ત્યાં કૃષ્ણ નામની કોલી;
હે સંતો ભક્ત ભાવમારે ગુરૂજીએ આપ્યો,
એ તો જ્ઞાન ઘૃતમાં ચોલી. સ૦ ૫
હે સંતો પડદા ટાળીને સાધુને સેવો,
તમે દિલની દુગધાને ગાળો;
હે સંતો ચર્ણ ધોઇ ચરણામૃત લઇને,
તમે એક બ્રહ્મને ભાળો. સ૦ ૬
હે સંતો એહે વૈરાગેજે જન જાગ્યા,
તેણે કામ ક્રોધને વામ્યા;
હે સંતો ભોજો ભગત કહે બ્રહ્મને ભજતાં,
એ તો અઠલ અભેપદ પામ્યા. સ૦ ૭

## પદ ૩ જું.

હે સંતો સદ્‌ગુરૂ ચરણનું માહાત્મ્ય મોટું,
તેને કોક વિરલા જાણે;
હે સંતો હરિ ગુરૂ સંતની સેવા કરતાં,
એ તો મુક્તિ પદારથ માણે. સ૦ ૧

---

૪ સત્ય ચિત્તના–શુભ ચિત્તરૂપી ચોખા–ભાત. સુમતિ ઇ૦–સારી બુદ્ધિરૂપી સોપારી લઇને નાથને નમણું–નમન કીજે–કરીએ. પંઝો–હાથો–કૃપા.

૫ કોલી–કેલી–કેળ? ૭ એહે–એ. અટલ–ન ટળે એવું. આ પદમાં શરીરના અવયવો તથા મનોવિકારોને પુષ્પ ફળરૂપે વર્ણી શ્રીહરિની પૂજાનો વિધિ દર્શાવેલો છે.

હાં રે જેની ધારણ ધરતી ને મતિ સમુદ્ર સરખી,
કે દી છલકી ચાલ્યો નવ જાવે;
હે સંતો નવસેં નવાણું નિધારૂપી નદિયું,
એ તો સરવે માહી સમાવે. સ૦ ૨
જેને એવી રે દશા તો અંતરમાં આવે,
તે જીવનમુકતા જોગી;
હે સો આશા રહિત અચલ અનુરાગી,
એક બ્રહ્મરસના ભોગી. સ૦ ૩
હાં રે સંતો શૂરા સતીની રેણી રાખો,
તેનું મન ન ડરે મરણે;
હે સંતો દહાકાર જગતમાં દીસે,
એક સુરતી સાહિબને ચરણે. સ૦ ૪
હાંરે જેને પ્રેમ પયોધિ અંતરમાં ઉમંગિયો,
માંહી નિરંજન નામની લે'રી;
હે સંતો શબ્દ સતંતર ઘટમાં ઘુંરે,
એનો આનંદ આઠે પે'રી. સ૦ ૫
જેને જ્ઞાન વૈરાગને ભક્તિ આવે રે,
એ તો પરમપદને પાવે;

---

૨ ધારણ ૦—ધારણા ધરતી જેવી ગંભીર અને મતિ સમુદ્ર જેવી વિસ્તીર્ણ છે એવો ગુરૂ. નવસેં નવાણું ૦—જ્યારે સદ્‌ગુરૂને સમુદ્ર જેવા વિસ્તીર્ણ મતિવાળા કહ્યા ત્યારે તેમાં નવસેંનવાણું નદીઓનો સમાગમ બતાવવો જોઇએ તે બતાવતાં કહે છે કે, ગુરૂની નિધ્રા—નજરરૂપી નવસેંનવાણું નદીઓ છે તે સર્વ મતિસમુદ્રમાં મળી માંહીની માંહી સમાઈ રહે છે. અર્થાત્ છલકાઇ જતી નથી. અચલ—દૃઢ. અનુરાગી—પ્રીતિવાળા.

૪ હાંરે ૦—હે સંતો જો શૂરા અને સતીની રેણે—રીતભાત (સંત) રાખે તો તેનું મન મરણથી કદાપિ ડરે નહિ.

૫ પયોધિ—સમુદ્ર. ઉમંગિયો—ઉમટયો કે ઉમંગવાળો થયો. સતંતર—

હે સંતો ભોજો ભક્ત કહે ભક્તિકેરા રે,
એ તો વેદ વિમળ જશ ગાવે રે. સ૦ ૬

## પદ ૪ જું.

ચેતો કળિયુગના માનવી પોરો આવ્યો છે પૂર રે;
કર્યાં કૃત્ય આગળ આવશે, લેખું ધણીની હજુર રે. ચેતો૦ ૧
માનવી જાણે માયા આપણી, એ છે પાપનો પાયો રે;
અંતે જાતાં એ તો છેતરે, ભૂલવે ડરશો મા ભાયો રે. ચેતો૦ ૨
અમર નથી કોઇ આંહાંકને, મનમાં જુઓને વિચારી રે;
સિધ્ધને સાધક કાંઇ ચાલી ગયા, કોણ બુનિયાત તારી રે. ચેતો૦ ૩
કૌરવના વંશમાં કોઇ નથી, રાજા રાવણ ગયો ઉડી રે;
હાથે કરીને ભવ હારિયા, માંહોથી ન ભરી મૂઠી રે. ચેતો૦ ૪
હરિશ્ચંદ્ર વેચાણો રખી ઘરે, ભર્તૃહરિ ભયા ફકીરા રે;
પૂરણ દશા જેને પ્રગટી, શરણે પોહોત્યા સનૂરા રે. ચેતો૦ ૫
ગુરૂને પ્રતાપે તમે ચેતજો, કાયા ઘડી છે કાચી રે;
ભોજો ભગત એમ બોલિયા, આ પળ નાવે પાછી રે. ચેતો૦ ૬

---

સંતત-એકતારરૂપ. ધુરે-ગડગડે. આઠે પે'રી-આઠે પોહોર-આખો દિવસ. ૬ વિમળ-નિર્મળ.

૧ પોરો-સમય. પૂર-ભરપૂર-પૂરેપૂરો ( મનુષ્યાવતારરૂપી ) આવ્યો છે. ડરશો મા-છેતરાશો નહિ કે એના ડરથી ડરી જશો મા. ભાયો-ભાઈઓ.

૩ આંહાંકને-અહિયાં. કોણ ઈ૦-તો તારી કોણ બુનિયાત ( કુલીનતા ) છે કે તું બચી શકે !

૫ રખી ઇ૦-હરિશ્ચંદ્ર પ્રથમ બ્રાહ્મણનો વેચાણ થયો હતો. ભયા-થયા. ફકીરા-ફકીર. સનૂરા-સારા નૂર ( તેજ )વાળા.

## પદ ૫ મું.

જગત ભૂલી રે જંજાળમાં, ચારે ખાણે રખડશે રે. ટેક.

અંડજ ઉદ્‌ભિજ્જ ને સ્વેદજ તેમાં, મલેછ થઇને પડશે રે;
વગર વિચાર્યું કારજ જે કરે, તે લક્ષચોરાશી ફેરા ફરે. જગત૦ ૧
તેની ભલવાઇ ભાગી ગયો ભરથરી, મેલી ગામ ગરાસા રે,
સુખને સ્વાદ સર્વે છોડિયા, સેવ્યા સદ્‌ગુરૂ સાચા રે;
મહાદશા પ્રગટી મહેશની, જેને કૃપા થઈ જુગદીશની રે. જગત૦ ૨
સાન હિમાળે ગોપીચંદ ગળ્યા, ગૌડ બંગાળાનો રાજા રે,
શિર બે લખનો ચમર ઢળે, વાજે છત્રીસ વાજાં રે;
શુદ્ધ વિચારે સેવ્યા જતિ, જેને હુઈ ગોરખની પ્રાપ્તિ રે. જગત૦ ૩
ચેત્યો સુલતાનશા બાદશાહ, બલખબુખારે કો સુબા રે,
દાસીનાં વચન શિર ધરી, મેલ્યાં રાજ્યપાટ ઉભાં રે;
કરી ચાલ્યા નિવેડો નીર ખીર જી, જાકું સદ્‌ગુરૂ મીલ્યા કબીરજી. જ૦ ૪

---

૧ અંડજ ઇ૦—પાપકર્મ કરવાવડે પ્રાણી મ્લેચ્છ જાતિમાં ઉપજીને પછી અંડજ વગેરે જાતિઓમાં પડશે.

૨ તેની ઇ૦—ભર્તૃહરિ રાજા ગામ ગ્રાસ મૂકીને ભાગી ગયો—ત્યાગી થયો તે તેની ભલવાઇ—ભલાઇ છે.

૩ સાન ઇ૦—ગોપીચંદ રાજા સાન (સમજણ—બોધ)રૂપી હિમાળે ગળ્યા. શિર બે લખનો ચમર—માથાપર બે લાખનો ચમર ઢળે—ઢળતો હતો.

૪ ચેત્યો ઇ૦—બલખબુખારાનો સુલતાનશા બાદશાહ જે મોટો સુબો હતો તે ચેત્યો—અને દાસીએ કહેલાં વચન માથે ચઢાવી રાજ્યપાટ ઉભાં મેલ્યાં—જેની તે સ્થિતિમાં મૂકી ચાલ્યો ગયો. નીર ખીર ઇ૦—પાણી અને દૂધનો નીવેડો-નિર્ણય કરીને ચાલ્યો—નિત્ય અનિત્યનો વિવેક કરી ત્યાગી થયો.

બીક તો લાગી'તી બાજંદને, મુઆ દેખીને ઉઠ્યા રે,
શુદ્ધ રે આવી ને અરજ કરી, ભવમાં ભૂલ્યા'તા વખૂટા રે;
અલ્લા હે અલ્લા હદ ધરે, ફૂલ ફકીરી પાછા કદી નહિ ફરે રે. જગત૦ ૫
પલંગ હિંડોલા પરહરી, જઇ અમરવર વરિયા રે,
સુખ રે છોડીને દુઃખ ભોગવ્યાં, ધન્ય ધન્ય તેની કરિયા રે;
ભોજો ભગત એમ બોલિયા, લાગ્યો વિરહ ને આ ભવમાં અમર થયા રે. જ૦ ૬

## પદ ૫ મું.

માથે મોરૂધ્વજને આવી બની, જાચવા આવ્યા રઘુવીર રે,
ના સત્ય કહું તો મારો ધણી લાજે, સન્મુખ સોંપ્યાં શરીર રે;
એવી રીતે ભક્તિ આદરે, જી રે સંતો તરો. ૧
કૌરવ સતીને નગ્ન કરે, એથી વસમું નહિ કાંઇ રે;
લાજ લીધી સર્વે દેખતાં, પાંડવ ચાલ્યા વન માંહી રે. એવી૦ ૨
રાજા હરિશ્ચંદ્ર તારાલોચના, દેખો કુંવર રોહિદાસ રે;
કર્યાની નહોતી એણે જઇ કરી, સંતો ચરણુંની આશ રે. એવી૦ ૩
દિલથી કોપ્યો દિલ્લિનો પાદશાહ, ધોમ ધખિયો અપાર રે;
સાલો શૂરો સમરે શામને, ઝાલે નબળા લગાર રે. એવી૦ ૪
માથું છેદે રે પુત્રતણું તેને, કોય પુત્રી પરણાવે રે;
હરખ શોકની નાવે હેડકી, ઉરમાં આનંદ લેઇ આવે રે. એવી૦ ૫
ચોર સ્ત્રીને લઈ ગયા, કેમ જીવશે જાણે રે;
તેને છેડે સોના મોરૂં બાંધવા, દિલમ દયા કોય આણે રે. એવી૦ ૬

---

૫ બાજંદ ઇ૦—એ નામનો પ્રખ્યાત ભકત કવિ હતો. ફૂલ ફકીરી—સાચી ( પૂર્ણ ) ફકીરી. ૬ પરહરી—તજીને.

૧ ના સત્ય—અસત્ય. ૩ તારાલોચના—હરિશ્ચંદ્રની રાણી. કર્યાની ઇ૦—જે ન કરવા જેવું હતું તે ( દાસત્વ ) તેણે કર્યું; હે સંતો! તે ઇશ્વરના ચરણો—ની આશાથીજ કર્યું છે.

૪ ધોમ ધખિયો—અતિ ગુસ્સે થયો. સાળો ઇ૦— ?

માથામાં મારે કોઇ લાકડી, પાય પડી દુઃખ સહેવું રે;
કાળુ ઉતાર્યો અમને એ ભયે, અળગું થઇ એમ કહેવું રે. એવી૦ ૭
સાળો કહે તેનું સાંખવું, બોલાવીને બાપ કહેવો રે;
અભ્યાગતની ઓળગે, વનો જઈ વેરીના વેહેવો રે. એવી૦ ૮
ભોજો ભગત એમ બોલિયા, જો જો જરણા એની રે;
અવગુણ ઉપર ગુણ કરે, ધન્ય ધન્ય જનની તેની રે. એવી૦ ૯

## પદ ૭ મું.

આવીને જમી ઉપર અવતર્યા, જોવાને જુગત;
અનુભવી સંત એને ઓળખે, એવી અકળ સંતની ગત;
માનવી શું જાણે એના મર્મને, જી રે સંતો મર્મને. ૧
જેમ આવી સીદરી અગનમાં, કે'વા ન રહ્યું કાંઇ;
દુનિયાં દેખે એને દેશમાં, તન મન રહ્યું છે ત્યાંઇ. મા૦ ૨
આસન સર્વે ઓળખ્યાં, એને ભોમ્યનો શો ભાર રે;
છઠી જમી છોડી ગયા, જોઇ સાતમી સાર રે. મા૦ ૩
કર્મ ધર્મ ને રે'ણી રહી, પડયું રહ્યું ત્યાં પુણ્ય રે;
ઈંડાથી અળગા થયા, ચૈતન્ય ચાલ્યું શૂન્ય રે. મા૦ ૪

---

૭ કાળ ઉતાર્યો–કાળે ઉતાર્યો. વનો–વિનય. ૮ જરણા–ધીરજ.

૨ સીદરી–બિલાડી. બિલાડીનાં બચ્ચાંને નીમામાંથી ઉગાર્યાં હતાં તે વાત પ્રસિદ્ધ છે.

૩ આસન ઇ૦–જે યોગીએ સર્વે પ્રકારનાં આસન ઓળખ્યાં છે તેને ભોમ્યનો શો ભાર છે?–અને યોગ શાસ્ત્રોક્ત સાત ભૂમિઓ ઓળંઘવી શી ભારે છે ? તે સાત ભૂમિનાં નામ યોગશાસ્ત્રમાં આ રીતે કહ્યાં છેઃ ૧ શુભેચ્છા, ૨ વિચારણા, ૩ તનુમાનસા, ૪ સત્વાપતિ, ૫ અસંસક્તિકા, ૬ પદાર્થા ભાવિની, ૭ તુર્યગા. છઠી ઇ૦–પદાર્થાભાવિની નામે ભૂમિકા મૂકીને તેથી ઉપરની તુર્યગા નામે મુક્ત દશાને પામ્યા, એટલે કર્મ, ધર્મ, રેહેણી, પુણ્ય વગેરે પડયું રહે છે–એની મેળે તજાઇ જાય છે.

૪ ઈંડાથી–બ્રહ્માંડથી. બ્રહ્માંડના આવરણની બાહાર ગયો. ચૈતન્ય ઇ૦–

આગળ વૃક્ષ એક આવિયું, અતિફળ ત્યાં અપાર રે;
ચાખે તો ડગ કેમ ચાતરે, એવું માયા રૂપ રસાળ રે.　　મા૦ ૫
રૂપને રસમાં રહ્યા નહિ, જેણે છોડી સુખની તીર રે;
નામ નિશાને પરવર્યા, કરી નિવેડો નીર ખીર રે.　　મા૦ ૬
દર્શન નહિ ત્યાં દેહીનાં, અરૂપ નહિ આકાર રે;
આભ જમી તો અળગાં રહ્યાં, એવો નૃત્ય ખેલ નિરધાર રે. મા૦ ૭
ભાવે સદ્‌ગુરૂ ભેટતાં, શૂન્ય વલોટ્યાં ચાર રે;
ભોજલ ભ્રમ ભાગી ગયો, પોત્યા પરાને પાર રે.　　મા૦ ૮

## ૫૬૮ મું.

નક્ષત્ર મોટે નીપન્યા, જગમાં પોહોચ્યા જાણ,
વાસના ગઇ વૈકુંઠમાં, ભવમાં ઉગ્યા ભાણ;
અકળ કળા એવી સંતની, જી રે મારા સાધની.　　ટેક. ૧
ચરણ ગ્રહેતાં સાધના, કાપી નાખ્યાં કર્મ;

---

ચેતન શૂન્ય ધામમાં ચાલ્યું. ( દ્દૃ, દૃષ્ટા અને દૃશ્યનો લય થઇ ગયો ).

૫ વૃક્ષ–યોગધર્મ આચરતાં સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે રૂપી વૃક્ષ. અતિફળ–અતિ મોટાં ફળ ( સિદ્ધિઓરૂપી ). ચાતરે–ભરે–ખસે.

૬ છોડી ઈ૦–જેણે સુખની તીર ( કાંઠો ) છોડી. તે રૂપ અને રસમાં રહ્યા નહિ–લોભાયાં નહિ. નામ નિશાને–નામરૂપી નિશાની રાખીને. કરી ઈ૦–નીર અને ખીર ( ક્ષીર—દૂધ )નો નીવેડો–નિર્ણય કરીને. અર્થાત્ નિત્યાનિત્યનો વિવેક કરીને

૭ દેહી–દેહ. નૃત્યખેલ–બ્રહ્માનંદરૂપી નૃત્યખેલ. ૮ વલોટ્યાં—ઓળંગ્યાં ચારશૂન્ય–ઘનશ્યામ, ભેરીન, ભેરવી અને મહાશૂન્ય. પોત્યા–પોહોચ્યા. પરાને પાર–પરા વાણીની પાર.

૧ નક્ષત્ર ઈ૦—સાધુ પુરૂષો મોટા ( શુભ ) નક્ષત્રમાં નીપન્યા હોય છે, તેઓ જગમાં જાણપણાને પોહોચ્યા—જાણીતા થયા, તેમની વાસના વૈકુંઠમાં ગઈ અને ભવમાં ભાણ સરખા ઉદય પામ્યા.

રોમે રોમે હરિ રમી રહ્યા, ભાસ્યા પૂરણ બ્રહ્મ. અકળ૦ ૨
સંસારથી છૂટી ગયા, મટ્યાં સુખને દુઃખ;
માંહીથી મન માની રહ્યું, ભવની ભાગી ભૂખ. અકળ૦ ૩
ઇંદ્રિ સરખા નવ ઓળખે, મરની પંડિત વાંચે વેદ;
તાપિયા કંઈ તપ કરી વહી ગયા, ભાઇડે લીધો ભેદ. અકળ૦ ૪
ખટપટ સર્વે ખરી ગઈ, મટી મહિલાની તાણ;
નરભે પાયા નાખિયા, જીવન જપતાં જાણ. અકળ૦ ૫
પ્રેમના પિયાલા પી રહ્યા, બીજી લાલચ નહિ લગાર;
અનલ ગતિઓ સાધની, હુઆ ઘોડે અસ્વાર. અકળ૦ ૬
ભોજો ભગત એમ બોલિયા, મધ્યે ગ્રહ્યું મૂળ;
અલખ ધણીને ઓળખ્યા, તેને શું કરે દીશશૂલ. અકળ૦ ૭

## પદ ૮ મું.

નારીને નર પરણે રે બીજી કદી વારકી રે,
હાં રે કદી કેસરી ખડ ન ખાય રે;
ખોટો ને ગોકીરો મરની સાંભળે રે,
હાં રે તોય શૂરવીરનાં શિર જાય રે;
જી રે વિચારો વાતને,
એવી વાતુંને વિચારે રે, ભગવાન ભેટશે રે. ૧

---

૨ ચરણ ઇ૦—સાધ ( સાધુ )ના ચરણ ગ્રહતાં તેમણે કર્મ કાપી નાખ્યાં ૩ માંહીથી—અંતરથી. ૪ તાપિયા—તપસ્વી. ભાઈડે—ગુરૂ શરણે જનારા પુરૂષે ભેદ લીધો--ભેદ જાણ્યો. ૫ મહિલા—સ્ત્રી. નરભે-નિર્ભય.

૬ અનલ ગતિઓ ઇ૦—સાધુની ગતિઓ અનલ (અગ્નિ ) જેવી છે કે જે કર્મને બાળીનાખીને ઉચે ગતિ કરે છે. ઘોડે—જ્ઞાનરૂપી ઘોડે.

૭ મધ્યે ઇ૦—મૂળને મધ્યેથી ગ્રાહ્યું એટલે અલખ ધણીને ઓળખ્યા તો તેને દિશાશૂળ શું કરવાનું છે?

૧ વૈરાગ્યશૂર પુરૂષને ભગવાનની પ્રાપ્તિ થાય છે, તે બતાવવાને વૈરાગ્ય-શૂરનું વર્ણન કરે છે. નારી ઇ૦-સ્પષ્ટ છે. ગોકીરો—રણહાક-બુમિયું. કદાચ

ગંગા ને જમનાં રે જેને હોય ઝીલવાં રે,
હાં રે કદી છીલ્લર નીર ન નાં'ય રે;
ભક્તિ ને અવિચળ રે બિર્દ બા'નાતણું રે,
હાં રે એ તો જીવનનું કેમ જાય રે.　　જી રે૦　　૨

અવગુણ ને ઉપજે મરની મેરૂ જેવડો રે,
તોય કદી ચૂકે નહિ ચલાણ રે;
સત્ય ને વાદી રે સત્ય કેમ છોડશે રે,
હાં રે તે દી નભમાં નહિ ઉગે ભાણ રે.　જી રે૦　　૩

દળ ને કોપે રે, દૈત્યનાં દૂરથી રે,
હાં રે મરની ! જડામૂળથી જાય રે;
તોયે શંકા ને ન ધરે સંત શરીરમાં રે,
હાં રે મરની ! થાનારૂં હોય તે થાય રે.　જી રે૦　　૪

આગળથી અવગુણ રે દાસના ન દેખીએ રે,
હાં રે તમે દિલ કાં આણો દ્વાંત રે;
ભક્તિ વિના ભવદુઃખ ભોગવે રે,
ભોજલ કહે ભાગી દ મનની ભ્રાંત રે.　જી રે૦　　૫

---

ખોટી રણહાક સાંભળે તોય શૂરવીરનું તો શિર પડેજ ! અર્થાત્ તે માથું જવાની દરકાર કર્યા વિના રણમાં ઝંપલાવી પડેજ. તેજ પ્રમાણે હરિભજનમાં પ્રેમી ભક્તો સંસારની દરકાર કર્યા વિના ઝંપલાવે છે.

૨ છિલ્લર—ખાબોચિયું. જીવન—હરિ. ૩ અવગુણ ઇ૦–કદાચ કષ્ટમાં પ્રાર્થેલા હરિએ સહાય ન કરવાથી મેરૂ જેવડો મોટો અવગુણ ઉપજે તથાપિ સત્યવાદી ભક્ત ચલણ ( આચરણ ) કેમ ચૂકે ? તે દી–જ્યારે સત્યવાદી સત્ય છોડશે ત્યારે. ૫ દાસના—હરિદાસના. દ્વાંત–દ્વેષ.

## પદ ૯ મું.

જી રે ભલાને ભાગ્ય છે એવી,
ભલા, તે ભલાઇયે ભક્તિ આદરે. ટેક.
સગાળ ને શેઠે રે કુંવર વધેરિયો,
હાં રે ભાઈ ભોજન કરવા ભગવાન રે;
એવી ને વૃત્તિએ રે વા'લો મારો વશ થયા રે,
હાં રે તે દી મોહને દીધાં'તાં માન રે. જી રે૦ ૧
રાવળ ને રૂપાંદે જે હળ તોળી જાણજો રે,
હાં રે એ તો ભેટયાં'તાં અધોઆધી ભોમ રે;
ભવન ને ભૂલ્યાં રે અર્ક ઊગતે રે,
હાં રે જેને રામઇયા પ્રગટયા'તા રોમ રે. જી રે૦ ૨
રાજાનિયું રીત્યું રે મનથી મેલિયું રે,
હાં રે જેણે મેલ્યાં મંદિર ને મોહોલ રે;
રાણી ને રોહિદાસ રે, હરિશ્ચંદ્ર જે દી હાલિયો રે,
જેણે આત્મા કર્યો તરણા તોલ રે. જી રે૦ ૩
હાં રે પોરા ને પરમાણે એવું તુંને ઉપન્યું રે,
ભાઇડા તે ભલું કીધું કામ રે;
ભોજો ને ભગત રે એણીપેરે બોલિયા રે;
જાની હવે છેલ્લી વેળાના રામ રામ રે. જી રે૦ ૪

---

૧ જી રે ઇ૦—જે ભલા ભાગ્યમાં છે એવી ભક્તિ ભલા પુરૂષો પોતાની ભલાઈથી આદરે છે.

૨ રામઈયો—રામ. જેને રૂવે રૂંવે રામ વ્યાપ્યા હતા.

૩ રાણી—તારા. રાજાનિયું-રાજાની. રીત્યું-રીતો. ૪ પોરા ઇ૦-તને આ પોરા પ્રમાણે (કાળ પ્રમાણે) એવું (ભક્તિરૂપી સુકૃત્ય) ઉપન્યું છે.

## પદ ૧૦ મું.

પળ તો પલટાણી રે બોલી બદલાણી રે,
ચૂક્યા તો સદ્ગુરૂ નહિ મળે. ટેક.

સતયુગમાં શામ સન્મુખ,
વેણુ વાતું જઇ કરે રે;
ભાવ ભરોસો હૃદયે રાખીને,
સુરનર મુનિવર જેનું ધ્યાન ધરે રે. પળ૦ ૧

ત્રેતાયુગમાં તેજ વાતું,
તેમાં પાખંડ કેમ કરી પરવરે રે;
આદ્ય ને અંતુની જેને ઓળખાણું,
તે અસત્ય વાતું કાને કેમ ધરે રે. પળ૦ ૨

કળિયુગ છાયા પરવરી,
દ્વાપરના દિન પાલટ્યા રે;
પ્રગટ્યું પાપ ને ચોએ દિશો ચાલ્યું,
તેમાં હરિજન હશે તે પાછા નહિ ફરે રે. પળ૦ ૩

નિશ્ચે મન જેને નેહ નિરભે,
સદ્ગુરૂ ચરણે જઇ લટે;
કળિયુગ પોરા તેને કેમ લોપે,
મરની ! દ્વાપર ના દિન પાલટે રે. પળ૦ ૪

---

૧ સત્યયુગ વગેરે યુગ વીતી ગયા અને કળિયુગ આવ્યો તે જોઇને બોલીને કહે છે: પળ ઇ૦—સ્પષ્ટ છે. વેણુ—વચને. સુર—દેવ.

૨ આદ્ય ને અંતુની—આદિ અને અંતની. અર્થાત્ ત્રેતાયુગમાં સર્વ પ્રરૂપો હતા, તે અસત્ય વાતો કેમ સાંભળે ? ૩ ચોએ દિશો—ચારે દિશાએ. ૪ પોરો—વખત.

આશા છૂટી જેને આપણી,
જે કોય નર જીવતા મરે રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે,
કળિયુગ આવ્યો તેને શું કરે રે. પળ૦ ૫

## પદ ૧૧ મું.

હરિજન હૈયેથી વિચારો, ગુરૂમુખી જ્ઞાન વિચારો;
મનુષ્યાજન્મ ફરી નહિ મળે. ટેક.
નિજનો ધર્મ જે કોય આદરે,
કરી કમાઇ ફળ પરહરે;
ખોટય ને વધ્ય લઈને હાજર કરે. હરિજન૦ ૧
માથું છેદીને પાયે પડવું,
કઠણ વચન સાંખી રહે;
અવગુણ ઉપર લઇને ગુણ કરે તો,
અવળાનું સવળું લહે. હરિજન૦ ૨
હું ને મારૂં રે તમે હર જન્મ કરો,
વાદ વિખવાદ તમે ક્યાં કરો;

---

૫ આપણી-પોતાની. અર્થાત્ જેનો અહંભાવ ટળી ગયો. જીવતા મરે—જીવન્મુક્ત થાય.

૧ કરી ઇ૦—કર્મ કરીને તેના ફળની આશા રાખે નહિ. અર્થાત્ 'કર્મ કરવું એજ મારો અધિકાર છે, તેનું ભલું ભૂડું ફળ મેળવવું મારા અધિકારમાં નથી ' એમ જે કોઇ સમજે છે, અને ખોટ અને વધ-હાનિ કે લાભ જે મળે તે હાજર કરે—ઇશ્વરાર્પણ કરે છે, તેને ફરી દેહ ધરવો પડતો નથી.

૨ માથું ઇ૦—માથું છેદીને ગુરૂના ચરણમાં ધરવું એ ભાવ છે. અવળાનું ઇ૦—એમ કરેતો અવળાનું સવળું થાય-પાપ કર્મ ટળીને મુક્તિ મળે.

ગુણ અવગુણ મેલી ગુરૂજીને સેવો તો,
પાખંડ સર્વે પરહરો. હરિજન૦ ૩

ગુરૂમુખી જે કોઇ જ્ઞાન પાળે,
શબ્દ વિચારી જે મન વાળે;
સંત હોય તેને સાહિબ કરી લેખે,
તો પ્રીતે પ્રભુજીને જઈ મળે. હરિજન૦ ૪

સાધુને ચર્ણે સર્વે સમરપે,
જરણાનાં ફળ જીરવે;
મન ગળ્યાં જેનાં સદ્ગુરૂ ચર્ણે,
ફરીને ફેરો નર નહિ ફરે. હરિજન૦ ૫

સંત આવે સદા સન્મુખ ચાલે,
તન મન ધન અર્પી ધરે;
હરિજન સાથે કેવું હેત રાખે,
જેમ પતિવ્રતા પિયુને વરે. હરિજન૦ ૬

હરિભક્તની રીત એવી,
ચર્ણતળાં જઇ ચાટશે;
નિજ ધર્મનો તેને લાભ આવ્યો,
જે કો ભ્રાંત્યું રે ભાગીને સંતુને ભેટશે. હરિજન૦ ૭

રંગ લાગ્યો જેને રામનામનો,
કેસર ભીન્યા તે કહ્યા;

---

૩ હું ઇ૦–તમે હરેક જન્મમાં 'હું' ને 'મારૂં' છોડતા નથી. માટે તેને છોડી દો, અને વાદ અને વિખવાદ પણ ન કરો, એમ કહેવાનો ભાવ છે.

૪ ગુરૂમુખી–ગુરૂના મુખથી મળેલું. ૫ જરણા—ધીરજ.

ભેદ જડયો જેને ભક્તિકેરો,
પછે જ્ઞાન હિમાળે ગળી ગયા. હરિજન૦ ૮
મહાદશા રે જેને મન પ્રગટી,
અજર પિયાલા જઈ ઝરવે;
હદ ને બેહદના સંશય છુટ્યા તો,
અનુભવીની વાતું એવા કરે. હરિજન૦ ૯
આદ્ય ને અંતનિયું જેને ઓળખાણું,
તે મન દઈ મુનિવર મળ્યા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે,
પરબ્રહ્મને જઈ મળ્યા. હરિજન૦ ૧૦

## હોરી.

### પદ ૧ લું.

મતિયા મત કાયસેં કરોરી, કરોરી મતિયા મત. ટેક.
ગુરૂગમ બિના ગાલ બજાવે, હું તું ખેલે હોરી,
ઉપર રંગ ગુલાલ ભયો રે, ભીતર ખાખ ભરોરી;
કેસે મિલે નંદકિશોરી, મતિયા૦ ૧

---

૮ કેસર ઈ૦—તેમને કેસરથી ભીનેલા કહ્યા છે-કેસરીઆં કરીને નીકળેલા કહ્યા છે. ૯ મહાદશા—જીવન્મુક્તપણું. અજરપિયાલા-ન પચે એવો પ્યાલો—પ્રેમનો પ્યાલો. હદ—વિરાટની અંદરના લોક. બેહદ-વિરાટની બાહારના લોક. ૧૦ અંતનિયું-અંતની.

૧. મતિયા ઈ૦—હે મતિયા ( મત ખેંચનારા ) પુરૂષો! તમે કાયસેં ( શાની સાથે ) મત કરો છો ? ગાલ બજાવે-( શંકરભકિત કરતાં ). હું ઈ૦-'હું ' અને ' તું ' એવો દ્વૈતભાવ મનમાં રાખીને તમે ( સંસારરૂપી ) હોરી ખેલો છો. તેમાં ઉપરથી તો ( ભક્તિરૂપી ) ગુલાલ ભયો ( અર્થાત્ નાખ્યું ) છે, પણ ભીતર ( અંતરમાં ) તે ( કપટરૂપી ) ખાખ ભરેલી છે. એમ કરવાથી નંદકિશોરી ( નંદકિશોર-કૃષ્ણ ભગવાન ) કેસે મિલે ( કેમ મળશે ) ?

ઘર ઘર ગાવે તાન બજાવે, મનમેં મોહ ભરોરી,
મતકો દીપક કરમે લેકે, ભિન્ન ભિન્નસેં ભટકોરી;
સાંયાં સબ ઘટમે સમોરી, મતિયા० ૨
લીખ લીખકે સબ જુગ લિખ્યોરી, પડકે પંડિત ભયોરી,
આત્મારામકો મર્મ ન જાન્યો, મતકો માન વધ્યોરી;
અંતે તેરે કો ન સગોરી, મતિયા० ૩
રમતાં રામ પરખ લે પ્યારા, સબ ઘટ સમતા દોરી,
ભોજલરામ દિવાના દેખે, અખંડ રાસ રચ્યોરી;
રાધે ને માધવની જોરી, મતિયા० ૪

## પદ ૨ જું.

લાલનસેં લગની લાગી, લાગી રે લાલનસેં લગની લાગી. ટેક.
ફાગ કો રાગ સુની સબ ગ્વાલન, અનહદ થઇ અનુરાગી,
એક એકની સાન સમજકે, જાહેર હોકર જાગી;
ગઈ સબ તન ધન ત્યાગી, લાલનસેં० ૧

---

૨ મન ઇ૦–જૂદા જૂદા મતરૂપી દીપક હાથમાં લેઈને ભિન્ન ભિન્ન પંથમાં તમે ભટકો છો. સાંયાં ઇ૦—પણ સાંયાં ( ઈશ્વર કે સંતો ) તો સહુ ઘટમાં સમપણે વર્તે છે.

૩ લિખ ઇ૦–લખી લખીને તમે આખો જુગ વહી જાય ત્યાં સુધી લખ્યું અને ભણી ભણીને પંડિત થયા.

૪ સબ ઇ૦—જેની સઘળા ઘટ ( દેહ ) ઉપર સમતારૂપી દોરી છે. ભોજલ ઇ૦–દિવાના થયેલા ભોજલરામ અખંડરાસ રચ્યો છે તેને દેખે છે. જોરી–જોડી.

૧ લાલનસેં–લાલ ( કૃષ્ણ ) સાથે. ગ્વાલન–ગોપીઓ. અર્થ એ છે કે ગુરૂના શબ્દરૂપી ફાગનો રાગ સાંભળીને અંતર્વૃત્તિઓરૂપી ગોવાળણો હરિ ઉપર અનુરાગી (પ્રીતિવાળી) થઈ, અને પછી એક એકની સાન (એક બીજાનો ઉપદેશ ) સમજીને જાહેર થઈને જાગી ( પ્રસિદ્ધ રીતે જીવન્મુક્તતા સંપાદન કરી ).

શ્યામ સલૂણા શુદ્ધ બુદ્ધ ભૂલી, અંતર પ્રગટી આગી,
રિતુ વસંત ને રમવા ચાલી, જેને વચન ગલોલી વાગી;
કામણગારે કોઇ પેર દાગી. લાલનસેં૦ ૨
પ્રેમ ગુલાલકી ઝોરી ભરકે, ગોઠ ગોવિંદજીકે માગી,
મન્મથ પૂર્ણ કરો હે મોરારિ, નારી નાચત કૂદત નાગી;
અનભે થઈ ભય ગયો ભાગી. લાલનસેં૦ ૩
બાંહ્ય પકરકે રાધે બોલી, કહાં જયો કાન કહોરી,
ભોજલનો સ્વામી સદા નિઃકામી, પામી પ્રીતે શામ સુવાગી;
જેણે ઓઢી અવિચળ ધાગી. લાલનસેં૦ ૪

## પદ ૩ જું.

કોઇ હરદમ હોરી મચાવે, મચાવે કોઇ હરદમ હોરી. ટેક
નાભિકમળથી સુર ચલત હે, શબ્દમેં સુરતી મિલાવે,
પસર્યું હોય તેને પાછું સંકેલે, રોમ રોમ રંગ લાવે;
એણીપેરે પિયુકું રીઝાવે. કોય હરદમ૦ ૧

---

૨ સલૂણા–મીઠા–રમ્ય. હે શ્યામ ! તમને જોઇને શુદ્ધ તથા બુદ્ધ હું ભૂલી છું—બ્રહ્મને વિષે એકતાનતા થવાથી બહિર્વૃત્તિ નાશ પામી છે. ( એ રીતે બધે અધ્યાત્મ પરત્વે અર્થ બેસાડવો ). રિતુ–ઋતુ. વચન ગલોલી–( ગુરૂ ઉપદેશરૂપી ). દાગી–ડાઘ કર્યો–નિશાની કરી.

૩ ઝોરી–ઝોળી. ગોવિંદજીકે—ગોવિંદની પાસે. મન્મથ- કામ–બ્રહ્માનંદરૂપી કામના. નારી–( બુદ્ધિરૂપી ). નાગી–વાસનારૂપી વસ્ત્ર વિનાની. અનભે–નિર્ભય. સુવાગી- સુહાગી.

૧ હરદમ—હમેશ. નાભિકમળમાંથી સૂર ચલત હે—ચાલે છે–નિકળે છે. તે શબ્દમેં—તે સુરમાં સુરતી અંતર્વૃત્તિ મિલાવે–મેળવે છે. પસર્યું ઈ૦—પસર્યું હોય તેને પાછું સંકેલે–સંકેલી લઈ રોમે રોમે–રોમે રામ રંગ લાવે–લગાડે છે. તાત્પર્ય કે નાભિકમળમાંથી ( જે ગુરૂનો શબ્દ નીકળે ) તેમાં અંતર્વૃત્તિ મેળવી ( મન આદિક ) જે પસરી ગયું હોય ( ફેલાઈ ગયું હોય )

તખત ભયે જેણુ દેખ્યા તમાસા, ત્રિકુટીમેં તાન મિલાવે,
ગગન ગફામાં ગૌન કરાવે, તાકું અવિગતિ નજરે આવે;
પો'ચે વાકુ કાળ ન ખાવે. કોઇ હરદમ૦ ૨
નેન દેખ્યા તાકું વેન નહિ હે, કો કહી શુ સમજાવે,
શિખર ચડયાકી સાન બતાવે, જાકુ નિગમ નેતિ નેતિ ગાવે;
સોચે ઘર સે'જે પાવે. કોઇ હરદમ૦ ૩
રમનારાને રમત ફાવે, જેને મે'ર કરી હોય માવે,
ભોજલનો સ્વામી સદા બહુનામી, ભક્તતણે મન ભાવે;
સ્નેહ વિના સ્વપ્નામાં ના'વે. કોઈ હરદમ૦ ૪

## પદ ૪ થું.

હરિ હરસેં હોરી ખેલાવે, ખેલાવે હરિ હરસેં. ટેક
શ્યામ કૃષ્ણ શંકર તન ગોરે, ભોળો ભસ્મ લગાવે,

---

તે જો પાછું સંકેલી લે તો રોમે રોમ આનંદનો રંગ લગાડે. અને એવી રીતે પિયુ–બ્રહ્મને રીઝવે.

૨ તખત ઇ૦—એવી રીતે રાજ્ય થયાના ( બ્રહ્મરાજ્ય થયાના ) જેણે તમાસા દેખ્યા–જોયા તે ત્રિકુટી–બે ભવાં વચેના મધ્ય ભાગમાં ( નિરંતર ) તાન મિલાવે–એકતા મેળવે એટલુંજ નહિ પણ તે પોતાની મનોવૃત્તિઓને ગગન ગુફામાં—શૂન્યશિખરમાં ગૌન–ગમન કરાવે. તેને અવિગત–ન સમજાય એવી ગતિ પણ નજરે આવે–દૃષ્ટિએ પડે. વળી જે ત્રિકુટીમાં ધ્યાન લગવે તેને કાળ પણ ખાઈ શકે નહિ. અર્થાત્ તેને મરણનો પણ ભય રહે નહિ.

૩ નેન ઇ૦—એવો જે નેન–નયને દેખ્યો–જોયો તેને વેન–વેણ–વાણી નથી. તેને કો (કોઈ) કહીને શું સમજાવે–સમજાવી શકે. શિખર ચઢયાની સાન–સમજ બતાવે એવો કોઇ નથી કારણ કે એ સમજ તો નિગમને પણ પડતી નથી, તેથી તે પણ જાકુ–જેને 'નેતિ નેતિ' કરી ગાય છે. પરંતુ જે ત્યાં સુધી પહોચી જાય સોચે–તે તો–સહેજમાં પાવે–પામે છે.

હશી ગળે બાંહી ગ્રહે હરિ હરકી, અંગો અંગસેં અંગ લગાવે;
દેખી કોટિ કામ લજાવે. હરિ૦ ૧
શિવજી સખા પીચકારી ચલાવે, મોહનકે મન ભાવે,
કૃષ્ણ ગુલાલકી ઝોરી ભરકે, શંકરપે ચલી આવે;
પરસપર ધૂમ મચાવે. હરિ૦ ૨
શારદ નારદ પાર ન પાવે, નોત્તમ ખેલ રચાવે,
ગગન વિમાન દેવ સબ આવે, જય જય શબ્દ સુણાવે;
પુનિ પુનિ પુષ્પે વધાવે, હરિ૦ ૩
હરિ હરકી જે હોરી ગાવે, શંકર ઉરમે સમાવે,
ભોજલ રામ ભવોભવ ભક્તિ, ફીરીને ચોરાસીમે નાવે;
જુગો જુગ દાસ કહાવે. હરિ૦ ૪

## ધમાર્ય.

મહા દશા મુનિવર જાનિયે હો રે, કૃપા ગુરૂજીની હોય. ટેક.
આશે અંતરના અળગા થયા, ખુયે સર્વે ખેદ બલજાઉં;
કીડી ને કુંજર તેવડાં, ભાગી ગયા મનના ભેદ. મહાદશા૦ ૧
વૃત્તિ અનહદ વાપરી, સુરતી ચલી આકાશ બલજાઉં;
સેજ સમાવી જઇ શ્યામની, પ્રીતે પિયુજીની પાસ. મહાદશા૦ ૨
ભીતરકું હરિને ભાળિયા રે, ગુરૂતણે ફરમાન બલજાઉં;
બાવનમાં તો બૂઝે નહિ, વેદની ઉપર છે વાણ. મહાદશા૦ ૩

---

૧ બાંહી—બાંય-હાથ. ૨ ઝોરી-ઝોળી. શંકરપે-શંકરઉપર. ચલી આવે-ચાલી આવે. ૩ પુનિપુનિ-ફરીફરીને. ૪ હરિ ઇ૦-જે હરિ અને હરની હોરી ગાય તેના ઉરમે-અંતરમાં શંકર સમાવે-સમાઇ રહે. તાત્પર્ય કે તેના હૃદયમાં શંકર વાસ કરે. ૪ ફીરીને-ફરીને.

૧ આશે-આશય. ખુયે-ખોયા. બલજાઉં-વારીજાઉં. તેવડાં-સરખાં. ૩ બાવનમાં-બાવન અક્ષરમાં. વેદની ઇ૦-પરબ્રહ્મ મળવાની વાણ-વાણી એ વેદની ઉપરે-ઉપર છે. અર્થાત્ પરાની પણ પાર છે.

હદ ને બેહદ છૂટી ગઈ, અનહદ ઉડી લે'ર બલજાઉં;
ગુણ ને અવગુણ સે'જે ગળ્યા, નહિ પ્રીતિ ને વેર. મહાદશા૦ ૪
એવાં સુખ કોઈ સંજોગિયા માણશે, સોળ સજી શણગાર બલજાઉં;
ભોજો ભગત કહે એવી ભક્તિ કરતા તે, પો'ચ્યા છે પરા ને પાર. મા૦ ૫

## કવિત ૧ લું.

ભાવ રાખ માથે ભારે ભે, ભક્તિતણો તું છેડો ગ્રે';
નિઠતો નો સાંઇ સાચો છે, જો ચાલ્ય તો અમર રે'. ૧
જો ચેત તો સુખે પાળ, જમકિંકરને પાછા વાળ્ય;
જો સૂઇ રે' નહિ આતમરામ, ભેલાઇ જાશે તારૂં ગામ. ૨
આ કળિયુગમાં લાગે બીક, તેમાં રહેવું ઠીકોઠીક;
જમકિંકરની ભારે વાત, ભેળી શે'ર ઉપજાવે ઘાત. ૩
જે કોઈ નર પગથિયે ચઢે, હડશેલે તો પાછા પડે;
એ દૈત્યોનું બળ છે બહુ, ભવસાગરમાં રહ્યા છે સહુ. ૪
કોઈ કોઈ આવીને આફળ્યા, થયું ધિંગાણું ધરાર;
દૈત્ય લાગ્યા ડોલવા, તેને બરછિયુંના માર. ૫
બાંધવા હતા તે તલરિયા, શત્રુ ભાગ્યા ચાર;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, પછે વરતાણો જેજેકાર. ૬

---

૫ સંજોગિયા–સારા સંજોગ ( સંસ્કાર )વાળા.

૧ નિઠતો ઈ૦–તું ભક્તિ કરતાં પાછો હઠતો નો ( નહિ ), કેમકે સાંઇ ( પરમેશ્વર ) સાચો છે. ચાલ્યા–( ભક્તિને માર્ગે ).

૨ જો ઈ૦–જો તું સૂઇ રહે તો આતમરામ–આત્મારામને જાણે નહિ અને ન જાણે તો તારૂં શરીરરૂપી ગામ ભેલાઈ જશે–શરીરનો નાશ થઇ જશે. તેને–જે ચેત્યા નથી તેને.

૪ દૈત્ય–કામાદિક. ૬ બાંધવા ઈ૦–ભોજો ભગત કહે છે કે, ગુરૂપ્રતાપે જેને બાંધવા હતા તે તલરિયા–તળે? રહી ગયા કે તણાઇ ગયા(?)અને ચાર શત્રુ–કામ, ક્રોધ, લોભ, મોહ એ પણ ભાગી ગયા પછી જેજેકાર વરતાણો–વરતાઇ રહ્યો.

## કવિત ૨ જું.

આ કળિયુગમાં એવું થયું, માન મોટાનું ઘટી ગયું;
સુરિનર મુનિવર બેઠા ખાય, કાયર ઉઠી રણમાં જાય. ૧
કીડી બેઠી કટકાયું કરે, બાણ લઇને જુદ્ધા ફરે;
બાણના બળિયા દીસે બહુ, તેની વાત કરે તે માને સહુ. ૨
કામ ક્રોધ મદ મોહ ને દામ, જેસે ઠાઉકું કીધું કામ;
હાથ ન રહે ને હડી કરે, મરતાશુ ભેલા મરે. ૩
ચાર યુગમાં પોતે ફરે, ચકવે રાજ સંસારમાં કરે;
લોંઠા રાજા ન ગાંજે કોય, પલમાં નગરી ભેલી જોય. ૪
દશ દરવાજા હાથે દઇ, ગઢકોટમાં સૂતા જઇ;
ભારે શે'ર ભૂલવણી માંહી, સર્વે સંસાર તો રહ્યો ધુંચાઈ. ૫
અંધા નર આફળે, જ્યાં જાય ત્યાં આડો કોટ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, નર નીકળ્યા કોડ્યુંમાં કોક. ૬

## કવિત ૩ જું.

હેત વિના ન હાલિયે જેમ, ગોકિર ચઢિયું ગામ;
પડતો પૂરાનો પૂગશે સન્મુખ લડવાને શ્યામ. ૧

---

૧ મોટાનું-બ્રાહ્મણાદિકનું. કાયર-શૂદ્રાદિક. ૨ કટકાયું-કરડાળીઓ. કીડી--માયારૂપી. બાણ-પંચ વિષયરૂપી. જુદ્ધા-કામાદિક. તેની-વિષયની.

૩ કામ ઇ૦—કામાદિક જેવાએ ઠાઉકું (વ્યવહારમાં ઠરેલ) કામ કીધું. હાથ ઇ૦—કામાદિક હાથમાં રહેતા નથી તે (પણ) હડી કરે છે-ધસે છે અને મરનારની સાથે મરે છે -અર્થાત્ ફરી જન્મતાની સાથે જન્મે છે. અથવા મરનારની સાથે (જીવન્મુક્ત થનારની સાથે) મરે છે-નાશપામેછે.

૪ લોંઠા—જોરાવર-ઠગ. રાજા-કામાદિક. ગાંજે-જીતે (કામાદિકને). નગરી-દેહરૂપી. ભેલી-ઉજડ કરી. ૫ દશ દરવાજા--દેહનાં દશ દ્વાર. ગઢકોટ-અંતઃકરણરૂપી. શેહેર-દેહ રૂપી.

૧ હેત ઇ૦--જેમ ગોકિરમાં (બૂમિયામાં) હેત હોય તો ગામ ચઢે

કાઠી ને રણમાં કોપિયા, નહિ રહ્યાનું ઠામ;
મલ્લ હોય તો મૂક, નહિ કાયરનું કામ. ૨
શત્રુ હતા તે સંહારિયા, ભય ભાગી જાય;
ચોકી કાપી શામની, જઈ અમરાપુર વાતું વંચાય. ૩
રમનારા રમશે ખરી, નિત્યના ખેલ માંય;
ભાવ હશે તો સૌ ભાળશે, સાચાની સાખ્ય પુરાય. ૪
જેણે બાંધી નાથશું, એ જગો જગ જાણ;
જે નર બેઠા પાટિયે, ઉડચાં જાય વા'ણ. ૫
રામ આગળ રતિ જેટલો, વાંતરિયે વતરાય;
ટેભો નાવે ત્રિકમા, કેમ કરી સાજો થાય. ૬
શરીર જેનું સાજું નહિ, પૂર્ણ લાગ્યા ઘાય;
એને માથે આવી બની, રહ્યો રણ મોઝાર. ૭

---

છે-જાય છે તેમ ભક્તિરૂપી રણક્ષેત્રમાં પણ હેત (પ્રેમ) વિના ન હાલીએ-જવાતું નથી. એ લઢાઇમાં જે કોઈ પૂરો (સંપૂર્ણ પ્રેમી) હશે તેનો પડતો (પડછો) પૂગશે, કેમકે શ્યામની સાથે તે લઢાઇ લઢવાની છે.

૨ મૂક—રણમાં આગળ પગલું મૂક. ૩ શત્રુ-કામાદિક. ચોકી—માયારૂપી. ૪ રમનારા ઈ૦—જે યુદ્ધમાં રમનારા હશે તે ખરી (ખરેખરી રીતે) રમશે-ખેલશે. નિત્યના-અખંડના. સાચો-બ્રહ્મ.

૫ પાટિયે-ભક્તિરૂપી વાહાણને પાટિયે. ૬ રામ ઈ૦—રામ આગળ (રામની ભક્તિથી) જે પુરૂષ રતિ જેટલો વાંતરિય પણ વતરાયો હોય (કપાયો હોય) તેને ટેભો લાગે નહિ-તે પાછો સંધાય નહિ. મતલબ કે રામ ભક્તિથી ઘાયલ થયેલો પુરૂષ પાછો સંસારમાં સંધાતો નથી.

૭ એને ઈ૦—હરિભક્તને માથે યુદ્ધમાં મરવાની વેળા આવી બની તેથી તે રણમાંજ રહ્યો. મતલબ કે ભક્તિમાંથી નીકળીને પાછો સંસારમાં ન ગયો.

કર કાઢી કટકા કર્યા, ચર્ણ વિના કેમ ચલાય;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, તે નર વિમાનમાં ઢુંકા જાય. ૮

## કવિત ૪ થું.

હેતે ને પ્રીતે હાલવું, નર રહેવું હુશિયાર;
ખુલિયુંતણા ખેલ કરવાને, ઝુંઝવું વણ હથિયાર. ૧
ઘેન ધારણ ને ત્યાગવું, રહેવું એકલું યાર;
માંડતાં પગને મોરશે, ચીર કરશે ચાર. ૨
એવિયું વાટું વસમિયું, ખેલ ખાંડાંની ધાર;
ત્યાં નરતે ને સુરતે ચાલવું, ઘડી ન લગાડવી વાર. ૩
મોટો માર્ગ સહી કર્યો, તલખે તલખે તૈયાર;
પંથેથી પૃથવી આવી રહ્યા, આગળ પિયારનો ખાડ. ૪
પ્રાણ ઓના નહિ પાતલા, જગો જગ જાડો;
ત્યાં મહામતિ મુઝાઇ રહ્યા, એવો અઘાટ ઘાટ આડો. ૫
ત્યાં જીવતા કેમ જઇ શકે, મુવેલ ઉડયા જાય;
ઝીણી રેતીમાં ગડા નહિ ભળે, રજમાં રજ સમાય. ૬

---

૮ કર ઇ૦—કર્મેંદ્રિયરૂપી કર તથા ચરણના કટકા કર્યા અર્થાત્ કર્મ ધર્મ તજી દીધાં અને એક બ્રહ્મમાં વૃત્તિ લીન કરી તે પુરૂષો વિમાનમાં ઢુંકા જાય છે-મુક્તિ પામે છે.

૨ ઘેન ધારણ-(મોહરૂપી). મોરશે—ભાગશે. ચીર—ચીરા. અર્થાત્ ભક્તિ કરવાના આરંભમાંજ મુમુક્ષુને પાડશે.

૪ તલખે તલખે—તલપે તલપે—તકે તકે. પંથેથી-લક્ષચોરાશીરૂપી પંથમાંથી પૃથ્વીમાં ( મનુષ્ય જન્મમાં ) આવી રહ્યા, તો ત્યાં પણ આગળ પિયારનો ( સ્નેહનો ) ખાડ છે.

૫ ઓના-એના. ૬ જીવતા—સંસારી. મુવેલ-મુક્ત. ગડા—ગાંગડા.

વણુ સ્થળે નર ઉડચા જાય, એને નહિ આભનું એંધાણુ;
ઘણે થોડે દહાડે નર ઘરે ગયા, ઓળખી પોતાનું પ્રાણ. ૭
ચૌદમું ધામ જઇ સહી કર્યું, જીવને મહાસુખ થાય;
ગ્રહી ટેક ને આસન રચ્યાં, સત્યમાં તમ સમાય. ૮
હોંસેથી જેનર હાલિયા, એના મનની વૃત્તિ જોય;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, હવે કળિયુગમાં લાખે કોય. ૯

## કવિત ૫ મું.

નેજો આવ્યો જેને નામનો, હાલશે ધણી હજુર રે;
અભાગી સામા જઇ આફળ્યા, તનમાં વાગ્યાં તૂર રે. ૧
નર આકાર તિયાં નહિ, નહિ રૂપ ને રંગ;
નહિ પુરૂષનો પ્રવેશ, નહિ નારીનો સંગ. ૨
અટકળમાં આવે નહિ, લેખું નહિ લગાર;
વાણીએ કેમ કરી વર્ણવું, વાતું પરા ને પાર. ૩
પરા ને પારથી પ્રીછિયે, જો સદ્‌ગુરૂ ભેદ બતાવે;
સોહં જપો તમે મુમણા, તો અગમતણી ગમ આવે. ૪

---

૭ વણુ સ્થળે—બ્રહ્મમાં (બ્રહ્મ સર્વત્ર છે માટે એનું અમુક સ્થળ છે નહિ). ઘણે થોડે દહાડે-કેટલેક જન્મે. ઘરે-બ્રહ્મધામમાં. પ્રાણ-મૂળસ્વરૂપ.

૮ ચૌદમું ધામ-ચૌદલોકને સહી કર્યાં-જીત્યા. આસન-પદ્મ, સ્વસ્તિક વગેરે. સત્ય ઈ૦-સત્ય બ્રહ્મમાં માયારૂપી તમ સમાઈ જાય છે.

૯ જોય ઈ૦-જે પુરૂષો મુક્ત થઈ ગયા છે તેમના મનની વૃત્તિઓ ભેળી -તેને અનુસરવું.

૧ નેજો-નિશાન. અભાગી ઈ૦-જે અભાગી હતા તે પ્રેમ યુદ્ધમાં સામા જઈને આફળ્યા અને તેના શરીરમાં તૂર (રણસીંગાં) વાગ્યાં (તોય તેઓ ચેત્યા નહિ-મુક્ત થયા નહિ).

૨ તિયાં (ત્યાં)-બ્રહ્મધામમાં. ૪ મુમણા-મુમુક્ષુ.

ચારો કરતાં તે થડે મુઆં, સદા હોય રહી સાલ;
રવિ પ્રગટ્યો રેણીતણો, કેમ કરી લોપશે કાળ. ૫
રેણી ને કરણી પૂગે નહિ, નહિ ધર્મ ને નેમ;
પો'ચી ગયા પરબ્રહ્મને, હોય રહ્યા કુશળ ખેમ. ૬
નવતેરી નગરી વસે, ત્યાં તરવેણી તીર;
અમર ધાણીને આશરે, જઇ નાહ્યા નિર્મળ નીર. ૭
મંડ્યા રહો મેદાનમાં, લે' લગન લઇ આવો;
રણકાર રંગ મોહોલમાં, જઇ પિયુકી સેજ બિછાવો. ૮
એ તો સંત નિર્મળ નીરખશે. શૂન્યશિખર પર શ્યામ;
અદ્ભૂત અવિનાશી ભાળંવ્યા પછે, રોમે પ્રગટ્યા રામ. ૯
સ્થિરતા માળા થડથડે, જન ન ચાલે જોર;
તન તુ[illegible] તીર્થ પર, પોતંગા કો શૂર. ૧૦
માહાત્મ્ય તો મરજીવા માણશે, ખેલ છે અપરંપાર;
નુરતે ચઢી નિશાન બજાવે, નિરખેંગા નિરખણહાર. ૧૧
વણ વાદળે વીજ ચમકે, ઘન ધારે ઘન આયો;
આપે પ્રગટ્યો આપમાં, નયણે નૂર વરસાયો. ૧૨
ડયા રે કૃતાર્થી અલગા નક્ષત્રમેં આયા;
બરછીથી બી'ન્યો નહિ, જઈ છોટ આણીકી ખાયા. ૧૩

---

૫ ચારો ઈ૦–જે ચારો કરતાં (વિષય ભોગનો) તે ઇંદ્રિયો થડે (થડમાંથીજ) મુઆં (વશ કર્યાં) અને સદા અંતઃકરણની વૃત્તિઓ સાળ(ડાંગરના છોડ) પેઠે નમ્ર થઇ રહી.

૭ નવતેરી–નૂતન. ૮ લેહ લગન લઈ આવો–તદ્રૂપ થઈ જાઓ.

૧૦—થડથડે-થરથરે. ૧૧ નુરતે–અંતર્વૃત્તિમાં. ૧૨ વણ ઈ૦—ભૃકુટિમાં ધ્યાન કરવાથી તેજનો આકાર દેખાય છે તે. ઘન ધારે ઈ૦—તાળુમૂળમાંથી અમૃતધારા વરસે છે તે.

નાદ ધ્રુની વાગી રહિ, પૂરણ પરચા પાયા;
ઉલટા ગુરૂ ગમસે ખેલી, જઇ શૂન્યમેં ડંક બજાયા. ૧૪
વાગ્યા નહિ કોઇ વાતને, રામસેં રાજી રહ્યા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, એ નર આગુભે થયા. ૧૫

## કવિત ૬ ઠું.

અખંડાનંદની કથા વાણીએ, વર્ણવી ન જાય;
સમજવું પ્રપંચને પાર, જીવથી કેમ જાણાય. ૧
અક્ષરાતીતમાં એક, નિરંતર નામ ન્યારૂં;
આવે નહિ અટકળ માંય, ત્રિકમ નામ તમારૂં. ૨
ભાસે બ્રહ્મજ્ઞાન ચિત્તમાં, શુદ્ધ વિચારૂં;
તો કટે કોટિ અપરાધ, કૃષ્ણ કર્મ અમારૂં. ૩
વિષયોશુ કરી વેર, મમતાને મારે;
હેતે જપે હરિનામ, હુંપદને હારે. ૪
જપે અજપાજાપ, શ્યામ સંભારે;
તો રીઝે રઘુપતિ રામ, કામ સુધારે. ૫
તજીએ કૂડાં કર્મ, ભક્તિને કામિયે;
તો પુરૂષોત્તમ પૂર્ણ દયાળ, પ્રીતેશુ પામિયે. ૬

---

૧૪ પરચો-પ્રત્યક્ષ પ્રતીતિ. ઉલટા ઈ૦--ગુરૂગમવડે ખેલીને ઉલટયો.

૧ અખંડાનંદ-ખંડિત નહિ એવો બ્રહ્માનંદ. પ્રપંચ-સંસાર. ૨ અક્ષરાતીતમાં ઇ૦-અક્ષરાતીત શબ્દમાંજ એક નિરંતર ન્યારૂં નામ રહેલું છે.

૩ ભાસે ઇ૦-જો ચિત્તમાં શુદ્ધ વિચારૂં (વિચારો) અને બ્રહ્મજ્ઞાન ભાસે તો અમારૂં કૃષ્ણ (કાળું) કર્મ અને કોટિ અપરાધ કટે-કપાઈ જાય। " ज्ञानाग्निदग्धकर्माणंतमाहुःपंडितंबुधाः " " જ્ઞાનરૂપી અગ્નિવડે જેનાં કર્મ બળી ગયેલાં છે તેને જ્ઞાનીઓ પંડિત કહેછે. "-ગીતા.

૪ વિષયો-( ઇંદ્રિયોના ) શબ્દ સ્પર્શાદિ. ૫ અજપાજાપ-'સોઽહં' પદનો. ૬ કામિયે-ઈચ્છીએ.

રણખેતરમાં રીડ ઝોકીશે, ગામ થયા;
સંત ચઢચા શૂરવીર, પ્રેમેશુ પૂગી ગયા. ૭
ૐકાર શબ્દને ઓળખી, વીર હાકજ વાઈ;
અનહદ વાજાં વાગિયાં, શૂન્યશિખર માંહી. ૮
દદામાં વાગ્યાં દેવનાં, નાથતણાં નિશાન;
પૂર્વના પાછા નહિ ફરે, નર પો'ત્યા નિર્વાણ. ૯
રે'તા ન દેખ્યા રાજ્યમાં, જ્યાં માયાકા પરકાશ;
આદ્યપુરૂષ ઉડી ચાલ્યા, ગયા અવિનાશીકી પાસ. ૧૦
ત્યાં સુખ સંપત્તિ ને દુઃખ નહિ, નહિ ત્રિવિધના તાપ;
પ્રાણજીવનની પાછળે, નહિ આપાનું માપ. ૧૧
જ્યાં ઝગમગ જ્યોત્યું જળહળે, તેજતણા અંબાર;
બ્રહ્મરૂપને ભેટતાં, નહિ નર આકાર. ૧૨
સુરતી હતી તે શૂન્ય રહી, વરતિ વારંવાર;
ગુણને અવગુણ આળશ્યો જઇ, સમાને સરજનહાર. ૧૩

---

૮ ઓંકાર ઇ૦—ઓંકાર શબ્દને ઓળખીને વીર (મુમુક્ષુ)પુરૂષે હાક વાઇ (વગાડી)—' ઓમ્ ' શબ્દનો ઉચ્ચાર કર્યો. તે વખતે શૂન્યશિખર (બ્રહ્મરંધ્રની આગળના પ્રદેશ)માં અનહદ વાજાં વાગ્યાં—બ્રહ્મનાદ સાંભળાવા લાગ્યો. (યોગીઓ વગર કરેલો નાદ સાંભળે છે તેને બ્રહ્મનાદ કહે છે). •

૯ દદામાં ઇ૦—નાથના નિશાનરૂપ દદામાં વાગ્યાં. (અનહદ નાદરૂપી). પૂર્વના ઇ૦—એવી રીતે પૂર્વના (પૂર્વના સંસ્કારબળથી) જે નર નિર્વાણ (મોક્ષ)માં પોહોચ્યા છે તે પાછા નહિ ફરે—ખરેખરા જીવન્મુક્ત ફરીને વિષય વાસનામાં નહિ પડે.

૧૦ આદ્યપુરૂષ—આત્મા. આત્મા અવિનાશી (પરમાત્મા)ની પાસે ઊડી ચાલ્યો—તેમાં લીન થઇ ગયો.

૧૩ નિર્વિકલ્પ સમાધિનું રૂપ કહે છેઃ સુરતી ઇ૦—સુરતી (અંતર્વૃત્તિ) પણ બ્રહ્મને વિષે વારંવાર વરતીને (વર્તન કરીને) શૂન્ય રહી (નિષ્ક્રિય થઇ

આશા અમોને અતિ ઘણી, દેજો ભકિત દયાળ;
ભોજો ભગત એમ બોલિયા, તો મટી જાયમર્ણ અવતાર. ૧૪

## સેલયાઆખ્યાન.

### કડવું ૧ લું.

હરિ ગુરૂ સંતને સમરિયે ને વળી, ચોથા તે ગણપતિ દેવ રે;
રિદ્ધિ સિદ્ધિ ને લક્ષ લાભ આપે, તેની સહુ પે'લી કરીએ સેવ રે. ૧
ગાવા તે ગુણ હરિભક્તના, જેને સત્યે થંભ્યો આસમાન રે;
સત્ય વિના કદી સાહેબ ન રીઝે, મરને પઢે વેદપુરાણ રે. ૨
સગાળ શેઠ ને સંધ્યાવતી, જો જો નેમવંતી નર નાર રે;
એક સાધુ જમાડી પછી પોતાને જમવું, એવો અહોનિશ ધર્મ ઉદાર રે. ૩
એક સમયે એને અટક પડીને, મેઘ મંડાણો મુસળ ધાર રે;
પર્જન્ય રૂઠયો દિન આઠ સુધી, તોયે સંત ન છોડે શાહુકાર રે. ૪
વરશી ને રહ્યો ત્યારે વકીલ તેડાવ્યા, તમે દેખોને દ્વાદશ ધાઇ રે;
અભ્યાગત વિના મારે અન્ન ન ખપે, તેનો કરોને કોક ઉપાઇ રે. ૫
વાણોતર ચાલ્યા ગોતવા, જોયું નગર ને હરિદ્વાર રે;
તળાવની પાળે એક તપસ્વી દીઠો, તેનો આવીને કહ્યો સમાચાર રે. ૬

---

રહી ). ગુણ ઈ૦—સમાન એવા સરજનહારમાં ગુણ અને અવગુણ બન્ને આળસ્યા-પોહોચી શકયા નહિ. અર્થાત્ નિર્ગુણ, નિરાકાર બ્રહ્મરૂપ પ્રાપ્ત થયું.

૪ અટક—અડચણ. પર્જન્ય ઈ૦—આઠ દિવસ સુધી —પર્જન્ય-વરસાદ રૂઠયો-હેલી કરી વરસ્યો. તોયે-તોપણ શાહુકાર-સગાળશા શેઠ સત ન છોડે-સંતને જમાડવાનો નિયમ હતો તે તેણે છોડયો નહિ. મતલબ કે વરસાદની હેલીમાં જ્યારે સાધુ જમાડવામાટે ન મળ્યો ત્યારે તે પણ જમ્યો નહિ.

૫ વકીલ-ગુમાસ્તા, આડતીઆ. ૬ હરિદ્વાર-દેવમંદિર.

સગાળ શેઠને સત્ય મૂકાવાને કોઢી થયા કરતાર રે;
આવી દેવળમાં ઉતર્યા, જેણે શરીર કર્યું છે એજાર રે. ૭
શેઠ તે કાને સાંભળી પ્રોંડચા, અણવાણા ઉજાઈ રે;
પરિક્રમા દઇને પાય લાગ્યો, એને હૈડે હરખ ન માય રે. ૮
દુર્ગંધ આવે ને ભૂત નાસે, વળી મળે તેમાં ખાય નેક રે;
તોયે ન ડગે મન શેઠનું ભાઇ, એવી મોટાની ટેક રે. ૯
તેનાં ચરણ ધોઈ ચરણામૃત લીધાં, મારાં સિધ્યાં તે સર્વે કાજ રે;
કરજોડીને પછે કહેવાને લાગ્યો, મારે મંદિર પધારો મહારાજ રે. ૧૦
સત્યવાદીએ સાહેબને ઓળખ્યા, એનો માનવી શું જાણે મર્મ રે;
ભોજલના સ્વામી મારે ભુવન પધારો, મારી રાખોને લાજ ને શર્મ રે. ૧૧

## કડવું ૨ જું.

અતિત વાણી ઉચરે તમે સુણો, શ્રીમંત મારી વાત રે;
મારી કાયા મારે હાથ નથી, મુને પીડા કરે છે ઉત્પાત રે. ૧
રથે રેવંત જોતરૂં માંહી, ગાદી નખાવું ગોપાળ રે;
તેડીને બેસારૂં તમને ત્રિકમા, તમે દયા કરો દીનદયાળ રે. ૨
સાધુ કહે છે શેઠને ઘોડા, વેહેલનું નહિ મારે કામ રે;
અભ્યાગતને રહેવું એકલું, તમો મા લેજો મારૂં નામ રે. ૩

---

૭ કોઢી–કોઢીઆ. એજાર–માંદગીવાળું. ૮ અણવાણા–ઉઘાડે પગે. ઉજાઈ– ધાઈ–દોડી કે ઉજમાઈને. માઈ–માયા.

૯ દુર્ગંધ ઈ૦–તે સાધુનું શરીર એવું દુર્ગંધવાળું હતું કે, તેને જોઇ ભૂત પણ નાસે–નાસી જાય. એવું શરીર છતાં વળી તે એવા ટેકીલા હતા કે જે મળે તે નેક–નિયમ કરીનેજ ખાય. તાત્પર્ય કે તેમને કોઇ જમવાનું કહે તો તે તેની પાસે હજારો બાંધણીઓ કરાવે.

૧ ઉત્પાત—આધિવ્યાધિના ઉત્પાત. ૨ રેવંત–ઘોડા. ૨ ગોપાળ–કૃષ્ણ જેવા.

પ્રભુજી મંગાવું પાંજરૂ આંહી, ઝાઝી કરાવું જતન રે;
પવન ન લાગે એવા પડદા બંધાવું, રાખે રાંક જેમ હાથ રતન રે. ૪
અભ્યાગત એણીપેરે બોલિયા હું તો, તો આવું નગર મોઝાર રે;
તારી નારી આવે તેડવા ફિકર, બેઠો છું હું તો મારે બાર રે. ૫
મન ગમતું ખાવું અમો માગીને લેશું, તેમાં જાશે તમારો ભર્મ રે;
સર્ભંગી સાધુને સોદ્ત્ય નહિ ઝાઝી, ભાઇ કઠણ અમારૂં ખટકર્મ રે. ૬
હરખેથી હરિજન ચાલિયો, ને આવ્યો પોતાને ઘેર રે;
પત્નીને લાગ્યો પૂછવા આપણે, શી કરવી એની પેર રે. ૭
સતી કહે છે સ્વામી મારા, તમે ઢીલ ન કરજો લગાર રે;
તત્ક્ષણ જઇએ આપણ તેડવા, એ તો માનવી નહિ છે મોરાર રે. ૮
સામૈયું લઇને સન્મુખ ચાલ્યાં, ગયાં પૂર્વ જન્મનાં પાપ રે;
ભોજલના સ્વામીને ભેટતાં, એના દળી ગયા ત્રિવિધિ(ના)તાપ રે. ૯

કડવું ૩ જું.

કનક હિંડોળી ને કરંડિયો માંહી, જુગતે બેસાર્યા જદુવીર રે;
સંખ્યાવતીએ જ્યારે શીરપર લીધા, ત્યારે ભીંજાણાં સતીનાં ચીર રે. ૧
નગરના લોક ટોળે મળ્યા, વળી જોવાને વર્ણ અઢાર રે;
અન્યો અન્ય વાણી ઉચરે, માંહી હાંસી કરેછે હજાર રે. ૨

---

૪ જતન—તજવીજ. ૬ સર્ભંગી ઇ૦–અઘોરી જેવા સાધુને સોત્ય—છોત્ય–છીટ ઝાઝી હોતી નથી, એટલુંજ નહિ અને અમારૂં ખટકર્મ–પૂજાદિકની ક્રિયા પણ ઘણી કઠણ છે.

૯ સામૈયું ઇ૦–સાધુને વધાવી લેવા મંગળ દ્રવ્ય આદિક લઇ તેને તેડવા ચાલ્યાં દળી ગયા—દળાઇ ગયા. –ચૂરે ચૂરા થઈ ગયા.

૧ કનક ઇ૦–સોનાની હીંડોળી–હિંદોળાખાટ કરી તેમાં કરંડિયો–કંડીઓ મૂકી તેમાં જુગતે–જુક્તિ પૂર્વક જદુવીર–સાધુને કૃષ્ણ જેવા ગણી માંહી બેસાર્યા.

ઉનાં જળ મેલીને સ્નાન કરાવ્યાં, વળી પોઢાડયા પલંગ બિછાઈ રે;
ચંદન ચરચે હરિનાં ચરણ તળાંસે; વળી વિંજણે ઢોળે છે વાઇ રે. ૩
પ્રેમે કરીને પ્રસાદ નિપાયા, મીઠા મેવાને પકવાન રે;
હાથ જોડીને આગળ હરિજન ઊભા, તમો આરોગો મારા શ્યામ રે. ૪
અન્ને કરી દેહ મારો અગ્નિ કરે છે, મારે છે માટીકેરો હાર રે;
ઉત્તમ વરણ તમે એ કેમ કરશો, મારે એજ મોટો છે વિચાર રે. ૫
કસાઇવાડેથી તરત મંગાવ્યું, જેણે મેલી લોકની લાજ રે;
ભાગ્ય મોટાં હરિ ભુવન પધાર્યા, ધન્ય ધન્ય દહાડો મારે આજ રે. ૬
અનેક રૂપ અમે અહોનિશ કરીએ, ને વળી રહીએ વનમાંહી રે;
અઘોરપંથીને એક હાર માણસનો, વિના બીજું ન ખપે મારે કાંઇ રે. ૭
નરને નારી મળી એકઠાં, હવે શો તે કરવો ઉપાય રે;
પ્રભુજી જોવાને આવ્યા પારખાં, જો ના કહીએ તો સત્ય જાય રે. ૮
પુત્રને ચાલી પૂછવા ગયો, નિશાળે શેઠ સગાળ રે;
સુતને કહે છે એક સાધુ આવ્યો છે, કરવા તમારો દેહકાળ રે. ૯
સેલૈયો કહે સત્ય કેમ મેલિયે રે, મરની જડાંમૂળથી જાય રે;
ભોજલ કહે સત્યવાદી ભાઇડા રે, એ તો અટક પડે ઓળખાય રે. ૧૦

## કડવું ૪ થું.

પિતાજી કાયા તો રે અંતે પડવાની,
બોલ્યા બુદ્ધિ ઉજાગર બાળ રે;
સાધુને હાથે મારૂં મૃત્યું સુધરશે,
ટળશે જન્મ મરણનો જંજાળ રે. ૧

---

૩ વાઇ–વાયુ. ૪ નિપાયા–નિપજાવ્યા–બનાવ્યા. ૬ કસાઇ ઇ૦–'માંસ'નો અધ્યાહાર. ૯ તમારો દેહકાળ–તમારા દેહનો કાળ. ૧૦ સેલૈયો કહેછે કે મરની–છોની આપણું સર્વસ્વ જડામૂળથી જાય પણ સત્ય કેમ મેલિયે–મૂકીએ. ભાઇડા–મરદ.

૧ બુદ્ધિ ઉજાગર–તીવ્ર બુદ્ધિશાલી.

આગે મોરૂધ્વજે પિતા ! અંગને વે'રાવ્યું,
કર્ણે કીધું કાયાનું દાન રે;
શિબિ રાજાની માટી છાબે તોલાણી,
ત્યારે રીઝયા'તા ભગવાન રે. ૨
હરિશ્ચંદ્રને માથે પિતા ! હેલ પાણીની,
એવો દૈવે દીધો'તો દંડ રે;
સત્યવાદી બંદા કદી સત્ય ન છોડે,
ભરની ભાગી પડે બ્રહ્માંડ રે. ૩
હીમત રાખો પિતા હાર મ પામો,
તમે જુઓ મોટાના મર્મ રે;
પરમાર્થસારૂં આગળ પ્રાણ હોમ્યાતા,
તોય છોડયા નો'તા સત્યધર્મ રે. ૪
દધિચિ ઋષિને જાચ્યા દેવતા,
જેના વાંસાનું કરવા વજર રે;
કુ'વાડે અંગને માંડયું કાપવા,
તોય બોલ્યા નહિ બુદ્ધિના સાગર રે. ૫
શિર ( તો ) મળશે પણ આવો સમય નહિ મળે,
ઘરે મોહન થયા છે મેમાન રે;
અવસર આવ્યે પાછાં પગલાં ન ભરિયે,

---

૨ આગે ૦:—હે પિતા આગે—આગળ મોરૂધ્વજે—પોતાના અંગને વહેરાવ્યું હતું અને કર્ણે કાયાનું દાન કીધું—કર્યું હતું—કર્ણ કવચ અને કુંડળ સહિત જન્મ્યો હતો. એ કવચ અને કુંડળ તેના શરીરપર જ્યાંસુધી હોય ત્યાંસુધી તેનું મરણ થાય નહિ એ વાત ઈંદ્રના જાણુવામાં હતી તેથી તેણે બ્રાહ્મણનો વેશ લઇ કર્ણ પાસેથી તે બંને વાનાં માગી લીધાં હતાં. તે વખત કર્ણને સૂર્યે કહ્યું હતું કે એ આપવાથી તારૂં મોત થશે તોપણ તેણે કવચ અને કુંડળનું દાન કર્યું. તો પછી હું કેમ ડરૂં, એવી મતલબ છે. માટી—માંસ. ૩ હેલ—બેડું. ૫ વજર—વજ્ર.

કરિયે તન મન ને ધન કુરબાન રે. ૬

એવો પડકારો જ્યારે પિતાને કીધો,
ત્યારે હરિજન થયા છે હુંશિયાર રે;
પુત્રનાં વચન કાને સાંભળીને,
એની છાતીમાં પડી ગયા શાર રે. ૭

ચાકેથી પિંડો જેમ સર્ગી ઉતારે,
એમ સેલૈયે કાપ્યું શીશ રે;
આગળ લઇને અર્પણ કર્યું,
ત્યારે જોઈ રહ્યા જગદીશ રે. ૮

બહુનામી કહે છે બાઇને રે,
તમે સોળ કરો શણગાર રે;
ગાતાં ( ને ) વાતાં હસ્તાં શબને સુધારો,
તમે રખે ( કોઇ ) રોતાં નહિ લગાર રે. ૯

કળપિત દાન હું તો કોઇનું નથી લેતો,
મારે આગુની છે એવી ટેવ રે;
ભોજલનો સ્વામી કહે છે ભાવે કરીને,
હવે તૈયાર કરોની તતખેવ રે. ૧૦

## કડવું ૫ મું.

સતીએ તે કાજલ સારિયાં ને રે,
ખાંડવા બેઠાં તેણીવાર રે;
હાલરડાં ગાતાં બાઇ હરખેથી,
( કીધું ) તમે ભોજન કરો નંદકુમાર રે. ૧

---

૭ પડકારો-ઇસારો-ચાંપીને કહેવું. ૮ સર્ગી-કુંભાર(?) ૯ બહુનામી-બહુનામવાળો-ઇશ્વર. ૧૦ કળપિત-કલ્પાંતવાળું. આગુની-આગળની.

સાર હતું તે તમે શીંકે ચઢાવ્યું,
આ કાયા આણો છો મારે કામ રે;
ભૂખે મુઆની ભાળી ભક્તિ તમારી,
મને મેલી આવો મારે ઠામ રે. ૨

ખાંડણિયામાં માથું વા'લે ફરી ખંડાવ્યું,
કે'વા લાગ્યા વચન કઠણ રે;
સુરપતિ તાપ તેનો સહી ન શકયો,
ભાગ્યો ઇંદ્રિ મેલીને ઇંદ્રાસન રે. ૩

જમવાને ટાણે જોગેશ્વર બોલ્યા,
"તમે સાંભળો મોરી માઈ રે;
વાંઝિયાનું અન્ન ખાવું વરજીત છે,
એમ શ્રુતિ કહે છે સમજાઈ રે. ૪

દૈવને કહે છે એક રમત દેખાડું,
હવે માટી થાજે મેહેરબાન રે;
તુંને આવી ટેવ મૂકાવું ને,
કૃષ્ણ ઝલાવું કાન રે. ૫

---

૨ સાર ઇ૦—સેલૈયાની માતાએ પોતાના છોકરાનું ધડ તો ખાંડયું પરંતુ તેનું માથું ખાંડતાં જીવ ના ચાલ્યો તેથી તે શીંકે મૂકયું. તે પરથી સાધુ કહેછે કે, તારા છોકરાના શરીરમાં જે સાર-તત્વરૂપ માથું હતું તે તો શીંકે ચઢાવ્યું-મૂકયું અને તેની બીજી તત્વ વગરની કાયા મારે કામ-મારા ( ખાવાના ) કામમાટે આણોછો તેથી તમે જે નિયમ ધરીને ભૂખે મુઆ તે અમે ભક્તિ ભાળી—જોઈ; માટે મને ઇ૦-સ્પષ્ટ છે.

૪ મોરી—મારી. શ્રુતિ-વેદ. સમજાઇ—સમજાવીને. ૫ દૈવને ઇ૦—દૈવને ( પ્રભુને ) બાઇ કહે છે કે તને એક રમત દેખાડું છું હવે તું માટી—પ્રભુ ( રામધણી, ગામધણી ને ઘરધણી એવા ત્રણ ધણી કહેવાય છે ) મેહેરબાન-કૃપાળુ થજે. અથવા દૈવને તે બાઈ કહે છે કે હું તને રમત દેખાડું છું તેથી તું મારા માટી—ધણીપર મેહેરબાન થજે.

પંચમાસનો ગર્ભ અમારે,
અમે વાંઝિયાં નથી મોરા નાથ રે;
સતીએ ઉદર જ્યારે ચીરવા માંડ્યું,
ત્યારે હરિએ તે પકડ્યા હાથ રે. ૬
ધન્ય ધન્ય સત્યવાદી તમે ધર્મ રાખ્યો,
જોયું મરજીવું તમારૂં મન રે;
સુતને વેધીને મારૂં સન્માન કીધું,
એમ શ્રીમુખ બોલ્યા વચન રે. ૭
માગ્ય માગ્ય સત્યવાદી તને શું જ આપું,
એમ કહે છે કરૂણાનિધાન રે;
આવી કસણી ન દેજો રે કોઇને,
સ્વામી એ માગું વરદાન રે. ૮
પરબ્રહ્મ પોતે પ્રગટ થયા,
જેનો વેદ ન પામે પાર રે;
સેલૈયાને સજીવન કીધો,
ત્યારે વરતાણો જેજેકાર રે. ૯
સેલૈયા આખ્યાન તમે સાંભળો,
એવી રીતે રીઝ્યા'તા રામ રે;
ભોજો ભગત એમ બોલિયા,
જેનું નવખંડમાં રાખ્યું નામ રે. ૧૦

---

૭ મરજીવું-જીવન્મુક્તપણું. શ્રીમુખ—પોતાને મોઢે. ૮ આવી ૯૦—આવી કસણી-કસોટી બીજા કોઇને ન દેજો-ન આપશો એજ હું વરદાન માગું છું.

## બ્રહ્મબોધ.

### કડવું ૧ લું.

સદ્‌ગુરૂ નામ પ્રતાપથી, સમજ્યા સૂધી સાન;
સમજ્યા સૂધી સાન, મારી માન અભિમાન. ૧
કિયા હે ઉત્તમ કામ રામનામ, ગુરૂગમ જ્ઞાન વિચારા;
ભરિયા હે ભરપૂર નાથ નિરગુણ ન્યારા. ૨
કુંવારી કરે શું વાત જીવનની શું જાણે;
પરણી પ્રિયા સાથમે રમતે માણે. ૩
સુખ દુઃખનું અંત, સાર જનકે જોયું;
પમાડયો લઈ પાર સરવે ખોયું. ૪
પ્રગટ પાંડવ રૂપ ધર્યું'તું ધર્મે;
ચિંતવ્યું જેનું સ્વરૂપ મળ્યા જઈ મર્મે. ૫
કબીર ભકત કરતાર વાણતો વાણો;
ભક્તિ કરી ભવ માંહી, ક્રિયાએ સાહિબ કે'વાણો. ૬
બહુનામી બુદ્ધિ ધાર ઉભા'તા આવી;
ગોવિંદા ગજરાજ ગુણવંત ગેડ છોડાવી. ૭

---

૧ સમજ્યા ઇ૦—માન અને અભિમાનને મારીને સૂધી સાન સમજ્યા.

૩ કુંવારી ઇ૦—પરણી પ્રિયા—પરણેલી પ્રિયા જે ( સ્વામીના ) સાથમે—સાથમાં રમતથી ( ભોગ ) માણે—ભોગવે તેની કુંવારી વાત પણ શું કરે કે જીવનની ( મોજ મઝા ) શું જાંણે. તેમ જેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત નથી થયું એવા કુંવારી કન્યા જેવા જીવન—બ્રહ્મની વાત શું જાણે, એ તો જેને લગની લાગી હોય તેજ જાણે.

૪ સુખ દુઃખ ઇ૦—સુખ દુઃખનું અંત અને તેનું સાર ( તત્વ ) જનક—વિદેહીએ જોયું અને તેથી તેને ( પરબ્રહ્મે ) પાર પમાડયો—મુકત કર્યો. તથા મારૂં તારૂં આદિ સર્વે તેણે ખોયું—ખોઈ નાખ્યું.

૭ ગોવિંદા ઇ૦—હે ગુણવંત ગોવિંદા તેં ગજરાજને ગ્રાહે ભરવેલી ગેડ—ગડી ( ચૂડ ) છોડાવી હતી.

રાવણુ કરતો રાજ્ય ઇંદ્ર ઉથાપી;
તેને મળ્યા જઇ મહારાજ કોટિ કર્મને કાપી. ૮
નિર્ભય મંદોદરી નાર વિભીષણુ ભામ્યો;
ચર્ણે નામ્યું શીશ પરબ્રહ્મને પામ્યો. ૯
આવી અઠોતેર અવતાર રામ નામ ધરાયો;
લક્ષ્મણુ સીતા નાર તેજમાં તેજ મિલાયો. ૧૦
સોળ સહસ્રનો સાથ શ્રીકૃષ્ણે કીધો;
નિશ્ચે પો'ત્યો નિજધામ એક વચને સિધો. ૧૧
જેમ દીપક હોય જગતમે જાગે;
ઘણા અળસાવી ઘાટ જ્યાંકા ત્યાં જઇ લાગે. ૧૨
અનેક ધરી અવતાર પરમેશ્વર કા'વે;
ઓંકાર સ્વરૂપ કે સંગ ઉઆંથી આવે. ૧૩
એમ ભોજલ ગુરૂપ્રતાપ, જો ગત અવિગત બૂઝે;
તો પિંડ બ્રહ્માંડને પાર સર્વે સૂઝે. ૧૪

---

૯ ભામ્યો–ભામિની રૂપે પામ્યો. ૧૦ અઠોતર (અષ્ટોત્તર)–એકસે આઠ. ૧૨ જેમ ઇ૦—જેમ દીપકે દીપક થાય તેમ (મુમુક્ષુ) જગતમાં (એક બીજાના યોગથી) જાગે (બોધ પામે છે). તે ઘણા ઘાટ–ખટપટોને અળસાવી–શાંત કરી જ્યાંકા ત્યાં –જ્યાંના ત્યાં જઈ લાગે છે–પાછા જ્યાંથી આવ્યા હોય છે ત્યાં ચાલ્યા જાય છે –બ્રહ્મમાં લીન થઈ જાય છે.

૧૩ ઓમકાર ઇ૦—તે અવતાર ઓમકારના ત્રિગુણાત્મક સ્વરૂપની સાથે ઉઆંથી (ત્યાંથી–ઓંકારમાંથી) આવે છે. (સત્વ, રજસ, અને તમસ, એ ત્રણ ગુણ સૂચક અક્ષરો અ, ઉ અને મ, મળીને ઓંકાર બ્રહ્મ થયું છે તે સર્વે અવતારનું મૂળ છે, એમ પુરાણ ગ્રંથોમાં છે).

૧૪ એમ ઇ૦—ભોજલ–ભોજો ભક્ત કહે છે કે, જો ગુરૂના પ્રતાપથી ગતિ અને અવિગતિ–ન કળી શકાય એવી ગતિને બૂઝે (જાણે) તો પિંડ અને બ્રહ્માંડને પાર–પેલીપાર શું છે તે પણ તેને સૂઝે.

## કડવું ૨ જું.

સંતો મૂળ ચક્કા મૂળ પાંખડી પરમાણું;
ત્યાં રાતા રંગ અનુપ અમૂલક નાણું. ૧
સંતો નાભિકમળકી વાત પ્રવેશા પીળા;
ત્યાં ઉગે રવિ અપાર લાલમ લીલા. ૨
સંતો હૃદય ચક્ર હરિમાંહી કાંતિ કાળી;
બોલે બહુનામી ઘટમાંહી વિવેક વિચારી. ૩
ચક્ર કંઠ નીલું કરતાર નિર્ગુણ ન્યારા;
સંતો ચોથા પદકી વાત પામે કોઇ પ્યારા. ૪
મુખ કમળ મુખ માંહી સાચા શબ્દ ઉચારા;
કરે અગમ નિગમકી વાત નહિ કોઇ ભેદ ન્યારા. ૫
ચઢી ખટું ચક્ર ક્ષણ માંહી બ્રહ્મને ભાળે;
જે પો'ચ્યા સાંનિધ્ય વસ્તુ નિહાળે. ૬
જેસી રીત દરિયાઉકી લેહેરી સમુદર સોતી આવે;
સંતો એક શબ્દકા રૂપ એસા પળમાં દર્શન પાવે. ૭
સદ્ગુરૂના પ્રતાપથી ભોજલ ભેદ બતાવે;
તો ગુપસુપ જ્ઞાન પરગટે શરીર સન્મુખ જાઈ સમાવે. ૮

---

૧ ભોજાભક્ત ષટ્ ચક્ર વર્ણે છે. મૂળ ચક્ર–ગુદસ્થાનનું. ( કોઇ ગુદસ્થાનમાં આધાર ચક્ર અને લિંગસ્થાનમાં મૂળચક્ર છે એમ કહે છે; પણ ભોજાએ બંને એકજ ગણીને કંઠ ચક્ર ચોથું ગણેલું જણાય છે. એ છ ચક્ર વિષે પાછળ કહી ગયા છીએ ).

૨ નાભિકમળ–અગ્નિ ચક્ર. ૩ હૃદય ચક્ર–અનાહત ચક્ર. કાંતિ કાળી –( ચક્રમાં બિરાજેલા હરિની ).

૫ મુખકમળ–તાલુ ચક્ર. ૬ ખટું ( છઠ્ઠું ) ચક્ર–લલાટ ચક્ર. સાન્નિધ્ય–પાસે. ૭ જેસી ઇ૦—જેમ દરિયાની લેહેર આવે છે તે કાંઇ દરિયાને છોડીને આવતી નથી પણ સમુદ્ર સોતી આવે છે તેમ એક શબ્દના રૂપનું ઓળખાણ પડવાથી પળમાં બ્રહ્મનું દર્શન થાય છે.

૮ ગુપસુપ–ગુપચુપ. શરીર ઇ૦—હરિની સન્મુખ શરીર જઇને સમાય–પુનર્જન્મ થવાનો મટી જાય.

## કડવું ૩ જું.

તખત ચઢ્યો તનમાં બહુનામી બોલે;
આભ જમી અશમાનકે પડદા ખોલે. ૧
ત્યાં તરવેણી તત્વ સાર કે જગમગ જ્યોતિ;
ત્યાં હંસા ચુગત હે હીરકે મોતી. ૨
પછે રોમે રોમે રામ ક્ષણુ નહિ ખામી;
નખશિખ પ્રગટ્યાં નૂર પિયુને પામી. ૩
ત્યાં અખંડ સ્વરૂપ અવિનાશી અકથ અપરંપાર;
ત્યાં કોટિ રવિકી કાંતિ અનેક ઉજીયાર. ૪
ભરિયા હે ભરપૂર દેવ દ્વાદશ પર દર્શે;
ત્યાં વિનુ ચંદા વિનુ સૂર નૂર નિરંતર વરસે. ૫
ત્યાં નિજધામ નિજનામ રામ રંગ અનુપમ રાતાં;
દેખ્યા પુરૂષ દિદાર સાર અમર અકળ અજીતા. ૬
ત્યાં નિર્ભય નર ને નાર વરસે શીળ સ્વાંત્યું;
સંતો સુષમ વેદકી વાત નહિ કોઇ દીસ દ્વાંત્યું. ૭
ગલી વસમી ગુણવંત ભ્રમ કોટ આડો ભાઈ;
વસમો મારગ મુમણા વસમી આડી ખાઇ. ૮
સખી ચલી પિયુ પાસ પિયુકું વરવા;
તજી ખલકકી આશ સજીવતી મરવા. ૯

---

૨ તરવેણી–ઇડા, પિંગળા, સુષુમ્ણાના મેળાપનું સ્થાન–ભૃકુટિ. હંસા –જીવ. ચુગત હે–ખાય છે. હીરકે મોતી–અમૃતબિંદુ.

૪ ઉજીયાર–પ્રકાશ. ૫ દ્વાદશપર–હૃદય ચક્રની બાર પાંખડીઓ ઉપર ( ભોજાને મતે ). અથવા નાસિકાના અગ્રથી બાર આંગળ દૂર ધ્યાનમાં જોયેલા ભગવાન. વિનુ ચંદા વિનુ સૂર–ચંદ્ર સૂર્ય વિના.

૭ સ્વાંત્યું–શાંતિ. સુષમ–બ્રહ્મજ્ઞાન સંબંધી એક પાંચમો સુષમ કે સૂક્ષ્મ વેદ માનેલો છે. ૯ સજીવતી–જીવતાં.

શેષનાગ જમી તોળી રહ્યા જેમ સાગર ન મેલે માણ;
એ વચન ગુરૂનાં પાળવાં મર! છાંડી જાય પ્રાણ. , ૧૦

લોક સત્યવાદી હુઇ રહ્યા સત્યની વરતે આણ;
સત્ય વા'લું મારા શ્યામને સત્યે ઉગે ભાણ. ૧૧

ત્યાં નવતેરી નગરી વસે મનવા ભયા એકતાર;
મેરી તેરી મીટ ગઇ વરતે વરણ અઢાર. ૧૨

રે'ણી કરણી વહી ગઈ નરને નહિ કોઇ નાત;
અખંડ સ્વરૂપી આત્મા આવી મળ્યો અજાત. ૧૩

નીર ગંગાનાં નાહિ રહ્યા અમર ધામમાં વાસ;
અમર પટો ને અમર ધણી નહિ મનવા ઉદાસ. ૧૪

નારી સુખમના સેજે સૂવા, બેઠા શીળ સંતોષ;
વિવેક વીર ત્યાં વસે નર નિર્ભય નિર્દોષ. ૧૫

ચાકર હજુરી હરિને મળ્યા, તનમાં વાગ્યાં તૂર;
અલાઇ પુરૂષ અર્ધાંગી કિયા, પછે નયને વરસે નૂર. ૧૬

દેવ નગારાં દુંદભિ, દિયા નગારે ઘાય;
જીત્યા જીત્યા સહુ કોઇ કે', એમ તેજમેં તેજ સમાય. ૧૭

સદ્ગુરૂના પ્રતાપથી પોહોત્યા તે પરમાણ;
અમરગઢ ઉપર ચઢીને નિર્ભે કિયા નિશાન. ૧૮

સુરતી પોહોતી ને સન્મુખ થયા, દેખ્યા દેવ દિદાર;
પટા લખાયા પ્રેમકા અવિગત પુરૂષ અપાર. ૧૯

---

૧૦ માણ—મર્યાદા. ૧૨ વરતે-( એકરૂપે ). ૧૩ અજાત—જાત વિનાનો, ૧૪ નારી ઇ૦-સુખમના-સુષુમ્ણા નાડીએજ ત્યાં નારી છે. શીળ, સંતોષ, વિવેક, એ વીર ત્યાં નર છે.

૧૬ અલાઇપુરૂષ ઇ૦-અલાઇપુરૂષે ( પરમાત્માએ ). અર્ધાંગી કિયા ( અર્ધાંગના કરી ). ૧૯ અવિગત-જેની ગતિ કોઇ જાણી શકે નહિ એવા.

પરૂં અમરેલી પાછળે ફતેપર એવું નામ;
સદ્‌ગુરૂ નામ પ્રતાપથી, કિયા હે ઉત્તમ કામ. ૨૦
સાન સમજ્યા સદ્‌ગુરૂતણી, મટી ગઇ મનની તાણ;
ભોજો ભગત એમ બોલિયા, નિર્ભય કિયા નિશાન. ૨૧

## ગોડીનાં પદ.

### પદ ૧ લું.

સંતો ભાઇ વૃત્તિ ઠીક ઠેરાણી;
નાભિકમળથી નૃત્ય કરે વાઇ વિધિ વિધિની વાણી. ટેક.
જબ ગઇ તબ ગઇ ભઇ રહી,
જ્યું દિયા લૂણમેં પાણી;
અગમતણી ગમ આવી અગોચર,
સંતને ચરણે છવરાણી. સંતો૦ ૧
હરખ ને શોક જ્યારે હૈયેથી હરાણા,
અંગથી અગ્નિ ઓલાણી;
જીવનમુક્ત થયા સદા લગી,
પુરત સાક્ષી પુરાણી. સંતો૦ ૨
જેમ છે તેમ સમજાવું સંતો,
તહીં અંતરકી ગતિ ઓળખાણી;
શૂન્યશિખરપર અઢોરે સનૂરા,
જઇ તીર્થ નાહ્યા ત્રિવેણી. સંતો૦ ૩

---

૧ નાભિ ઇ૦—નાભિકમળથી શ્વાસ ઉઠે છે તે વિધ વિધ વાણી ઉત્પન્ન કરીને નૃત્ય કરે છે તથા તે લલાટને વિષે જઇને સ્થિર થાય છે ત્યારે મનની વૃત્તિઓ સ્થિર થાય છે. જબ તબ ઇ૦—વૃત્તિ સ્થિર થાય છે ત્યારે જબ (જે કાળ) અને તબ (તે કાળ) એમ કાળ પરિચ્છેદ મટી જાય છે અને જેમ લૂણમાં પાણી રેડવાથી તે એકરૂપ થઇ જાય છે તેમ તે પણ સદાકાળ બ્રહ્મમાં એક સરખી રીતે લીન થઇ રહે છે. છવરાણી-(વૃત્તિ).

બાંહી ગ્રહીને મારી બુદ્ધિ જગાડી,
એ વાત સદ્‌ગુરૂએ જાણી;
ભોજો ભક્ત કહે ભજતાં ભગવંતને,
મટી ગઇ હર્ષ ને હાણી. સંતો૦ ૪

## પદ ૨ જું.

સંતો ભાઇ ભુવન જીત્યા ભવ સારા. ટેક.
અનંત લોચન અંતર ઉઘડિયાં;
નિરખ્યા નાટ નિરાળા. સંતો૦ ૧
મનમંદિર દિપક દરશાના,
ઉઘડી ગયા તનતાળા;
રંગ લાગ્યો ને રવિ પ્રગટિયો,
અનેક દિશે અજવાળા. સંતો૦ ૨
કરણ વર્ણ જેણે મરણ મિટાયા,
ચરણ ગ્રહ્યાં છોગાળા;
છૂટી ગયાં ચેન ઘેન, ઘનઘોરા,
ભાસ્યા બ્રહ્મ રસાળા. સંતો૦ ૩

---

૧ સંતો ઇ૦–જેણે પોતાનો ભવ સારા–સાર્યો (કૃતાર્થ કર્યો) તેજ ભુવનમાં જીત્યો. અનંત ઇ૦–મારા અંતરમાં જ્ઞાનરૂપી અનંત લોચન ઊઘડ્યાં અને, તેથી મેં નિરાળો નાટ ( નાટક ) નિરખ્યું, મતલબ કે જ્ઞાનદૃષ્ટિએ મેં આ સંસારને એક અદ્‌ભૂત નાટકરૂપ જોયું.

૨ તન ઇ૦–તનરૂપી તાળું ઊઘડી ગયું એટલે મનરૂપી મંદિરમાં જ્ઞાનરૂપી દિવાનો પ્રકાશ કર્યો, રંગ–(વૈરાગ્યનો કે પ્રેમનો). રવિ–( જ્ઞાનરૂપી).

૩ કરણ ઇ૦–જેણે કરણ ( કર્મરૂપી ) વર્ણ ( બ્રાહ્મણ ક્ષત્રિયાદિ ), અને મરણ મટાડ્યાં. ચેન ( ચિન્હ )–માયાના ચાળા. ઘેન–મોહરૂપી. ઘનઘોરા–મેઘશ્યામ.

ગગન ગાજે ત્યાં અનહદ વાજે,
સદ્‌ગુરૂકી સાન શીખાયા;
ભોજો ભગત કહે પ્રેમ પિયાલો,
પીતાં નયને નીર ઝલકાયા. સંતો૦ ૪

## પદ ૩ જું.

સંતો ભાઈ અમર ઓઢયા અબી ધાગા. ટેક
પ્રકટી પીડ ને ઘટ ગભરાણું;
વિરહ બાણ અંગ વાગ્યાં. સંતો૦ ૧
સંશય છૂટયા મોહ મદ ખટયા,
ધન્ય જીવન જન જાગ્યા;
હદ બેહદ છોડી ચાલ્યા મન મેરા,
જ્યાંકા ત્યાં જઈ લાગ્યા. સંતો૦ ૨
મન ગગન લિયા ગમ ગોતી,
ગતિ મુક્તિ મેં ન માગ્યા;
માણક મોતી જતન કરી જોતી,
ત્રિવિધિ તાપ તન ત્યાગ્યા. સંતો૦ ૩

---

૪ નીર ઝલકાયા–બ્રહ્માનંદથી ઉપજેલાં હર્ષાશ્રુ.

૧ સંતો ઇ૦–હે ભાઇ સંતો ! અમે તો અબી(હવે)અમર ધાગા ઓઢયા છે—અર્થાત્ જીવન્મુક્ત થયા છીએ. પ્રકટી ઈ૦–અમારા મનમાં પ્રેમની પીડા પ્રકટી છે અને તેથી આ ઘટ ( દેહ ) ગભરાણું ( ગભરાઈ ગયો છે ).

૨ ધન્ય ઇ૦–જે જન જાગ્યા છે (જ્ઞાની થયા છે ) તેના જીવનને ( જીવિતને ) ધન્ય છે. હદ-વિરાટની અંદરનો પ્રદેશ. બેહદ વિરાટની બાહારનો પ્રદેશ. ૩ મન ઈ૦–મનરૂપી ગગનમાંથી ગમ ( જ્ઞાન ) ગોતી (શોધીને) લીધું

સદ્‌ગુરૂ ચરણે વરતું નહિ વરણે,
જીવનમુક્ત જન જાગ્યા;
ભોજો ભગત કહે ભજતાં ભગવંતને,
અભય ભયા ને ભવ ભાગ્યા. સંતો॰ ૪

## પદ ૪ થું.

સંતો ભાઇ સંત સદા અતિ સારા. ટેક.
કામ ક્રોધ લોભની લેહેર ન લાગે;
આવે નહિ અવતારા. સંતો॰ ૧
છૂટી ગયાં સુખ તવ દુઃખ નવ દેખે,
નાખી દીધું સો નર ન્યારા;
ગતિ અવગત મતિ સુરતી ચૂકે નહિ,
છૂટી ગયા સંસારા. સંતો॰ ૨
સંત સનૂરા અમ ઘર આવ્યા,
મટી ગયા જમ મારા;
પૂર્વની પ્રીતે ને ગુરૂપ્રતાપે,

---

૪ વરતું ઈ૦–હું વરણાશ્રમના ધર્મને વળગી નહિ રહું. ભવ ભાગ્યા—સંસાર મટી ગયો–જન્મમરણ ટળી ગયાં.

૧ આવે ઇ૦—તેમને ફરીને અવતાર આવે નહિ. ૨ છૂટી ઇ૦—જ્યારે તેમનાં સુખ છૂટી ગયાં ત્યારે તેમને દુઃખ પણ આવે નહિ–સુખ દુઃખ બન્ને વાનાં તેમણે તજ્યાં છે. નાખી દીધું ઈ૦—જેમણે સઘળું તજી દીધું છે એ પુરૂષો તો કોઇ ન્યારાજ (જૂદાજ) છે. અર્થાત્ સંતોએ સર્વ તજી દીધું છે માટે તેમને ધન્ય છે. ગતિ ઇ૦–જેમને પોતાની ગતિ અવગત (જાણવામાં) છે, તથા જે પોતાની મતિવડે હરિમાંથી સુરતી (ધ્યાન) ચૂકતા નથી, એવા સાધુઓનો સંસાર છૂટી ગયેલો છે.

ઉતરી ગયા ભવપારા. સંતો૦ ૩
કોટિ કર્મ કાપી ને કૂંચી કર આપી,
ખૂબ ખબર લીધી મારી;
ભોજો ભક્ત કહે સદ્ગુરૂ ઉપર,
બહુ પ્રીતે જાઉં બલિહારી. સંતો૦ ૪

## પદ ૫ મું.

સંતો ભાઇ રામ રત્ન મુને લાધ્યું. ટેક
રત્ન જત્ન કરી જુક્તે જાળવજો;
સ્નેહ રે થયો ને ચિત્ત બાંધ્યું. સંતો૦ ૧
અશાન અજાણ હતો ઓલ્યા જુગનો,
કારજ સર્વે સીધ્યું;
મહા મલિન હતું મન મારૂં,
પ્રેમેશું પવિત્ર કીધું. સંતો૦ ૨
કોટિ ઉપાય કરી પ્રપંચ પરહરી,
પ્રેમેશું અમૃત પીધું;
ધન્ય ધન્ય ચર્ણ સદ્ગુરૂજીકેરાં,
ભક્તિ અભયપદ દીધું. સંતો૦ ૩
રામને નામે અનેક નર ઉધર્યા,
સંતસંગત કરી સાધુ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે,
અલખ ધણીને આરાધું. સંતો૦ ૪

---

૩ સનૂરા–તેજસ્વી. ૪ કૂંચી–ગુરૂગમરૂપી કૂંચી.

૧ લાધ્યું–જડયું. બાંધ્યું––બંધાયું કે બાઝયું. ૨ અશાન–સાન વગરનો. ઓલ્યા જુગનો–પેલા–પૂર્વના જન્મનો. ૪ સતસંગત ઇ૦––સાધુઓની સતસંગતિ કરી.

# ધુન્ય.

## પદ ૧ લું.

જય જય સીતા રામ ધનુષ ધારી રે. ટેક.
સુંદર મુકુટ મકરાકૃતિ કુંડળ;
વદન કમળકી હું બલિહારી રે. જય૦ ૧
ભાલ તિલક ઉર હાર મોતનકો;
સચ્ચિદાનંદકી બલિહારી રે. જય૦ ૨
માતા કૌશલ્યા આરતિ ઉતારે;
દશરથ સુત શોભિત ચ્યારી. જય૦ ૩
અખિલ ભુવનપતિ અયોધ્યામે પ્રગટે;
નિરખી મગન ભયે નર નારી. જય૦ ૪
ભૂમિકો ભાર હરણ હરી આપે;
ધર્મસ્થાપન નરતનધારી. જય૦ ૫
ઢીમરકો કુળ નિજ ધામ પઠાયે;
ચરણકી રજે અહલ્યા તારી. જય૦ ૬

---

૧ મકરાકૃતિ-મગરના આકારનાં. ૨ ભાલ-કપાળ ઉપર. ઉર–છાતી ઉપર. મોતનકો–મોતીનો. સચ્ચિદાનંદ—સતરૂપ, ચિતરૂપ અને આનંદરૂપ એવા રામ.

૩ ચ્યારી–ચારે. ૪ અખિલ ભુવનપતિ–તમામ જગતનો ધણી. ૫ આપે –પોતે. નરતનધારી–મનુષ્ય દેહધારી.

૬ ઢીમરકો કુળ ઇ૦—માછીનું કુળ પોતાના ધામમાં (વૈકુંઠમાં) મોકલ્યું. ગુહ્યક નામે માછીએ રામને ગંગાપાર ઉતાર્યા હતા માટે. અહલ્યા ઇ૦ –ગૌતમની સ્ત્રી શાપ પામી શિલા થઇ પડી હતી તેને રામના ચરણનો સ્પર્શ થતાં તેનો શાપ મુક્ત થયો.

શવરીકા ફળ હિત કરી ખાયે;
આશ કરત રહ્યે આચારી. જય૦ ૭
અસુર નિશાચર અનેક સંધારે;
સુરનર મુનિ ભયે સુખકારી. જય૦ ૮
રાવણનાં દશ મુસ્તક છેધ્યાં;
વીશ ભુજા ભૂપર ડારી. જય૦ ૯
વિભીષણકું લંકાપતિ કીના;
ભક્ત વત્સલ તેરો બિર્દ ભારી. જય૦ ૧૦
ભોજો ભક્ત કહે ગુરૂપ્રતાપે;
આયો ચરણ લિયો ઉગારી. જય૦ ૧૧

## પદ ૨ જું.

જય જય જગન્નાથ ભજો પ્રાણી;
એવો જન્મ મરણનો ભય જાણી. ટેક.
પ્રાચી પાટણથી શ્રીકૃષ્ણ પધાર્યા;
જગન્નાથ પુરીમાં આવ્યા જાણી. જય૦ ૧
ત્રિકમ માધવ રણછોડ એ છે;
માણી શકો તે લેજો માણી. જય૦ ૨
જે કોય ભજે તેને પાર ઉતારે;
ઉર અંતર આનંદ આણી. જય૦ ૩

---

૭ શવરી ઇ૦—ભીલડી. એણે આપેલાં એઠાં બોર રામે ખાધાં હતાં. આશ ઇ૦—બીજા આચારી ( આચાર વિચાર પાળનારા ) મુક્તિની આશા કરતા રહ્યા, અને શવરીને મુક્તિ આપી.

૮ અસુર–દૈત્ય. નિશાચર–રાક્ષસ. સુર–દેવ. ૯ ભૂપર ડારી–પૃથ્વીપર નાખ્યાં.

૧ પ્રાચી પાટણ–સોમનાથ પાટણ–( પાટણથી કેટલેક અંતરે પ્રાચી છે તે ઉપરથી ). ૨ માણી–અનુભવી.

બુદ્ધ અવતાર ધરીને બેઠા;
ઓળખી લિયો નહિ એંધાણી. જય૦ ૪
વિપ્ર વદન કોચે નિરખે;
તું મારે કોટિ જન્મ પંડિત જ્ઞાની. જય૦ ૫
ભોજો ભગત કહે ભક્તિ દેજો;
નિર્ભય રાખો ને નામ નિશાની. જય૦ ૬

## ગરબી.

## કાળંગણી દેવીની.

પ્રથમ સમરૂં કાળંગણી માયને રે લોલ;
તેના ગુણ તો સંભળાવું હું તો ગઇને રે લોલ. ૧
હવે દાસને તે કૃપા માત કીજીયે રે લોલ;
માત મૂર્ખને બુદ્ધિ હવે દીજીયે રે લોલ. ૨
દેવી દીન ઉપર દયા કરો રે લોલ;
મારાં દુઃખ ને દાળિદ્ર તમે હરો રે લોલ. ૩
સર્વ ભૂતમાં વ્યાપક તું વિશ્વેશ્વરી રે લોલ;
તારા મુખમાંથી વાણી પરવરી રે લોલ. ૪
દેવી બડથી ચાલીને આવિયાં રે લોલ;
સાથે ગણપતિ ને હનૂમાન લાવિયાં રે લોલ. ૫
બેઠાં બાગમાં આવીને અંબા સુંદરી રે લોલ;
પાસે સખડી તે વાવ નાહાવા કરી રે લોલ. ૬

---

૪ નહિ એંધાણી—બીજી એંધાણી નથી.

૧ કાળંગણી—એ નામની દેવી. ૪ પરવરી—સઘળે વિસ્તરી. ૫ બડેથી—એ નામના પર્વતથી. ૬ સખડી—એ નામની વાવ.

નાહી ધોઇને શણગાર સજ્યા શોભતા રે લોલ;
પેહેર્યા મણિયુંના હાર અતિ ઓપતા રે લોલ. ૭
પેહેર્યું હુલર હેમનું શોભતું રે લોલ;
ગળે ઝુમણું ઝળકે છે અતિ ઓપતું રે લોલ. ૮
ચીડમાળા નકર સોંપે કંકણી રે લોલ;
કોટે ઉતરી ને ચૂડી સોનાતણી રે લોલ. ૯
કાને ત્રોટિયું ને કંઠે કટેશરી રે લોલ;
બાંઇ બેરખા ને નથ તો નાકે ધરી રે લોલ. ૧૦
કાંબી કડલાં ને અણવટ સાજતાં રે લોલ;
ઝાંઝર ઘૂઘરા ને વિંછિયા વાજતા રે લોલ. ૧૧
સેંથો ટીલડી ને કાજળ સારતી રે લોલ;
કટિમેખળાને અંગે પેહેરતી રે લોલ. ૧૨
ઓઢણ ઘાટડી ને ચારે છેડે ઘૂઘરી રે લોલ;
છત્ર હેમનું ને ગોફણી હીરે જડીરે લોલ. ૧૩
આડ કેસરની ભ્રૂકુટી ચઢાવતી રે લોલ;
લઇ દર્પણને મુખડું નિહાળતી રે લોલ. ૧૪
ત્રિશૂળ ખપ્પર ને ખડ્ગ હાથે કાઢિયું રે લોલ;
તેણે મહિષાસુરનું મુસ્તક વાઢિયું રે લોલ. ૧૫
ભુજા ચાર ને ચક્ર હાથે ફેરવ્યું રે લોલ;
તેણે અસુરનું દળ પાછું હેલવ્યું રે લોલ. ૧૬
જે કોય ચર્ણે આવીને તારે લાગશે રે લોલ;
તેનાં સંકટ સર્વે ભાગશે રે લોલ. ૧૭

---

૭ મણિયુંના–મણિઓના. ૮ હૂલર—એ નામનું ઘરેણું.
૧૦ કટેશરી–એ નામનું ઘરેણું. બાંઇ–હાથે.
૧૬ હેલવ્યું–હલાવ્યું.

તું'ને સેવે તે સુખ ઘણું પામશે રે લોલ;
તેનાં જન્મ મરણ દુઃખ વામશે રે લોલ. ૧૮
સંવત અઢાર ને પંચાશિયે રે લોલ;
માસ ભાદ્રવે ને પક્ષ અજવાળિયે રે લોલ. ૧૯
અમરેલી પાસે ફતે'પર ગામ છે રે લોલ;
ત્યાં ભક્તતણો વિશ્રામ છે રે લોલ. ૨૦
ભોજલ પ્રતાપે જીવણદાસ બોલિયા રે લોલ;
મારા અંતરના પડદા ખોલિયા રે લોલ. ૨૧

## ભક્તમાળ.

### કડવું ૧ લું.

સત રેણીસે સમરે હરિ, સંત સમજ્યા સુજાણ;
પ્રલ્હાદની પત રાખવા, પળમાં પુગ્યા જાણ. ૧
ધ્રુવને અવિચળ કરી થાપિયો, નર નિપન્યો નિર્વાણ;
નર થાય એવા ભજન સાચે, અચળ ધ્રુવ ગુણખાણ. ૨
પક્ષી પારધી મૃગલો, તેની કીધી સાર;
અમીને રાખી આબરૂ, તમે શવરી લીની સાર. ૩
હતી ખેડ પણ ખેડું નહિ, તેમાં રામ તમે રહ્યા;
રખાકેરૂં રૂપ ધારી, સંભાળવા જાતે ગયા. ૪

---

૨૧—આ કવિતા ભોજાના શિષ્ય કોઇ જીવણદાસે કરેલી જણાય છે પરંતુ તે ભોજાભક્તના પુસ્તકમાં હોવાથી દાખલ કરી છે.

૧ ભક્તમાળ-પૂર્વે થઈ ગયેલા ભક્તોના વૃત્તાંતનું પુસ્તક. હિંદીમાં તથા મરાઠીમાં એના મોટા ગ્રંથો છે તેમાં જૂદા જૂદા ભક્તોની વિસ્તારથી હકીકત આપી છે. આ જગોએ દરેક ભક્તની હકીકત આપતાં ઘણું લંબાણ થઇ જાય તથા તે બીજા ગ્રંથોમાંથી મળી શકે એવી છે એમ જાણી અમે વિસ્તાર કર્યો નથી. સત ઈ૦—સમજેલા સુજાણ સંતો સત્ય રેણીથી હરિને સમરે છે.

બારમાસ સેવા કરી, ત્રિલોચનની ત્રિકમે;
પ્રભુપણું હરિ મને ન આણ્યું, સંભાળ્યો સરવે સમે. ૫
દખીતી દાસી હતી, જગ સઘળામાં જાણી;
ભાવે કરીને ભેટિયા, થઇ રાયની રાણી. ૬
આવ્યો કાળ કુબુદ્ધિ ઉપની, એ મરણ નિશાની;
સાત દિવસમાં પરીક્ષિત પામિયા, સુણી વેદની વાણી. ૭
પાંચ તો પાંડવોતણી, તમો વડી કીધી વા'ર;
એક અંબરીષને કારણે, તમે ધરિયા દશ અવતાર. ૮
કાશીપુરી જે શે'રમાં, માધવદાસ ન માગે;
જાણ્યું જગન્નાથ સ્વામીએ, કંચન થાળ ધર્યો મુખ આગે. ૯
એક સમય હરિ આવિયા, વિદુર ભક્તને ઘેર;
ભાજીનાં ભોજન જમ્યા, એવી પ્રભુજીની પેર. ૧૦
ભજે તેને ભેટિયા એવું, નરહરિ તારૂં નામ;
વ્યાસે પોતે વર્ણવ્યા, જો રતિ હતી રામ. ૧૧
આગે તો ઈંડું હતું, પક્ષીએ ન કરી સેવ;
અમર મંત્ર સાંભળ્યું, ત્યાં પુરૂષ થયા શુકદેવ. ૧૨
ગળે રૂંઢમાળ મુસ્તકની ધરી, શિવ તો નારાયણ સરખા;
સતીકા જન્મમર્ણ ભય મીટ ગયા, જવ નામ નરહરિ નરખ્યા. ૧૩
તોલ તારદે ને સંધ્યાવતી, જેહળ જપિયો જેહ;
એત્તા તો તમે ઉદ્ધરિયા, રાવળ ને રૂપાંદે. ૧૪
મેહેતાજીને મામેરૂં, સંતોખને સાડી;
તુળસીદાસને ત્રિકમા, તમે પોઠો પુગાડી. ૧૫
પીપોજી પાટ પધારિયા, સામું જોયું શામ;
રોહિદાસના હૃદેમાં પ્રગટ્યા, તમે રૂડી પેરે રામ. ૧૬

---

૧૧ જો ઇ૦—જો રામમાં રતિ ( પ્રીતિ ) હતી તો.

સગાળ શેઠને ત્યાં ઉતર્યા, સુતનો શીશ છેદાવ્યો;
જ્યાં જોઉં ત્યાં તેટલો, કરણને કેઇ પેરે તાવ્યો. ૧૭
રાજ રહેવા ન દીધું રામજી, તમે છોડાવ્યું શે'ર;
ગુણિકાને ત્યાં તારાદે ને, હરિશ્ચંદ્ર રખિ ઘેર. ૧૮
જળમાં જઇને જોર કર્યું, ગજને ઉગાર્યો;
અખાની વા'રે ઉતાવળો, તું રઘુનાથ ધાયો. ૧૯
'સુદામાને દીન દુઃખના દીધા;
કર વધારીને કુરિયા લીધા. ૨૦
વામન રૂપ ધર્યું મોરાર;
બળિને લઈ ચાંપ્યો પાતાળ. ૨૧
ચાંપતાં સરિયાં એનાં કાજ;
લઇ સોંપ્યું પાતાળનું રાજ. ૨૨
નામદેવની ગા જીવતી થિયે;
પરમેશ્વર પોતે દૂધજ પિયે. ૨૩
ધને ભગતે ધુડચ વાવી ઘઉં નીપાયા;
ખીચડો કરમાબાઇનો ખાધો, મીરાંબાઇને અમૃત પાયા. ૨૪
દાસી પ્રેમ ઉદાર, ચિત્તમે શ્યામ સંભારે;
શિલપલ્યા શિર ભાર, હરિ આપો આપ ઉતારે. ૨૫
મંડણ સમરે માવને, હરિ અટક પડચે આવે;
ચૌદ ભુવનનો નાથ, શિરપર પાઘ બંધાવે. ૨૬

---

૧૭ કેઇ પેરે–કેવી રીતે–કવચ કુંડળ માગી લેઇને. ૧૮ ગુણિકા ઈ૦–હરિશ્ચંદ્રની સ્ત્રી તારાને બ્રાહ્મણને ઘેર વેચી હતી એમ જાણવામાં છે; ગણિકાને ત્યાં વેચી હતી એમ તો અહીંજ જોયું. રખિ—ઋષિ.

૨૦ કુરિયા–તાંદળા. ૨૩ ગા–ગાય. ૨૪ ધુડચ–તુંબડી (?) ધને ભકતે સંતે આવેલાં તુંબડીનાં બી વાવવાથી તેમાં ઘઉં પાક્યા હતા. (ભક્તમાળ)

કબીરકોલવો ઉધાર્યા ઉગમને ભૂટો;
રામડી રૂક્ષ્માંગદ નરહર ને ખૂટો. ૨૭
ભક્ત ભાવ જોવા અર્જુન પોતે ઉતર્યા;
અણહુતુ આણી દીધું, સમજી શૂળિયે ચડયા. ૨૮
મતિહીણાં નહિ મુનીવરા, ફેરવિયા કેમ ફરે;
નજરમાં જેની નાથ છે, અવરશું નહિ વરે. ૨૯
રંકા વંકાને ઘરે રામજી, પોતે પરોણા થાય;
દીધું ન લિયે દેવનું, એવા અજાચક કહેવાય. ૩૦
હોલા હોલીને મારવા, સીંચાણો સરજનહાર;
આંધ્રણમાંથી ઉગારિયા, આવી કાચબાને કરતાર. ૩૧
કંઈ કંઇ પારધી ઉગારિયા, તારા સંતુના માર;
ભક્ત ઉધારણ રામજી પણ, અધમ ઉદ્ધારણહાર. ૩૨

## ઢાળ.

સાગરમાં પ્રભુ બાંધી પાજ, વિભિષણને આપ્યું રાજ;
સતી સીતાની વા'રજ કરી, તેત્રીસ કોટિ છોડયા હરિ. ૩૩
પાંચાળીને પ્રભુ પૂર્યા ચીર, ભીલડીને તમે કીધી ભીર;
એવા પ્રભુ તમે પરબ્રહ્મ, ગુણિકાનાં છોડાવ્યાં કર્મ. ૩૪
કાળુ ભક્તને કૃપા કરી, અજામીલ ઉદ્ધાર્યો હરિ;
ત્રિકમ તાર્યા ઘોળી ધજે, અહલ્યાને ઉદ્ધારી રજે. ૩૫
પૂર્ણ પ્રીતિ કૌસલ્યાએ કયરી, જેને મંદિર પધાર્યા હરિ;
પિતા દશરથને દીધું માન, તેડી આલ્યા તમે લઇ વિમાન. ૩૬

---

૩૦ રંકા—એ નામનો પુરૂષ. વંકા—એ નામની સ્ત્રી. ૩૧ સીંચાણો—બાજ. (આવ્યો હતો તેથી તમે હોલો હોલી ઉગાર્યાં!) આંધ્રણ—આધણ—ગરમ પાણી. ૩૨ માર—મારનારા.

જતિ ગોરખ તો જોગી પૂરા, જીનકુ મળિયા શામ સનૂરા;
રાજા ભર્તૃહરિ ગોપીચંદ રાય, ગુરૂને ચરણે અમર થાય. ૩૭
સજઠા હસના દાનું દાસ, જીનકું દિયા હરિ વૈકુંઠ વાસ;
કેવળકૂબા ને નનુંકદાસા, જીનકી હરિયે પૂરી આશા. ૩૮
ગુરૂ દત્તાત્રય પરશુરામ, જીનકા મન હે મેરૂ સમાન;
ષડાનન ને ગણેશ દેવા, હનમે કીધી હરિકી સેવા. ૩૯
સનકાદિક તો તારૂં તન, મોરૂધ્વજનું પ્રભુ જોયું મન;
ઝાંપ્યું શરીર તે ગરજ્યું ખાય, જીનકી વાત વૈકુંઠમે વંચાય. ૪૦
લગી પ્રીત રેણીકા પૂરા, એસા દાસ સવર્ય હે શૂરા;
અગરદાસ તો ભક્ત હે ભાઇ, એક સમય તો રહ્યા ઉરઝાઈ. ૪૧
જપે હરિને જેવા છે, અંતરની વાત તો નાભો કે';
સુરની પ્રભુ લીધી સાર, ધરી સાંધી દેવતણીદ્વાર. ૪૨
મેકો મન ઘણું જપે મોરાર, સંકટ પડે હરિ લેજો સાર;
દાસ દેકર દીન દયાળ, પ્રભુ અબળાના પ્રતિપાળ. ૪૩
નાપા નાથશું પ્રીતિ સાચી, કહે કર્મ ને કાળની ફાંસી;
રાજા રઘુને ઋષિ સહસ્ર અઠયાશી, નવ નાથ ને સિદ્ધ ચોરાશી. ૪૪
જપે જાપ અજપા જેવા, જીનકુ ગયા હરિ દર્શન દેવા;
બ્રહ્મા ઇંદ્રિ ને શિવ કૈલાસા, જીનકું હરિએ પૂરી આશા. ૪૫
વૃન્દા વનમાં લીલા કરી, સર્વે ગોપિયુંનાં મન લીધાં હરિ;
કીલદાસ ને કરણો ખતરી, ધાય ધણીને ધન્ય ધન્ય કરી. ૪૬
જેદેવ ત્રિકમ તારૂં તન, સબળ ઉગાર્યો સનરાસન;
સેન ભકતને શ્રવણ સહી, ભાગીરથી પ્રતાપે ગંગાબાઈ. ૪૭

૩૭ સનૂરા–તેજસ્વી. ૩૯ હનમે–હનૂમાને. ૪૦ ગરજ્યું–ગરજણો. ૪૧ ઉરઝાઈ–અમુઝાઈ. ૪૨ નાભો–ભક્તમાળનો કર્ત્તા. ૪૩ દાસ–દાસને. ૪૫ અજપા—" સોહંહંસ " એવો શ્વાસોચ્છ્વાસની સાથનો જપ.

ઢાંગો વણ વીર ને સાળો સૂર, કુંભો ભકતને પારાસૂર;
હામો હર્ષે હરિગુણ ગાય, સેવકને સાઇ દે સુખ થાય. ૪૮
પ્રીતમ પ્રેમે ચરણું લાગ્ય, ત્રિકમ તાર્યો તિમિર નાગ;
કાકભુશુંડી કીરત કરે, બકદાલ્ભ્ય તો ધ્યાનજ ધરે. ૪૯
વાલ્મિકે વરણવ્યા હરિ, જેણે શત કોટિ રામાયણ કરી;
રામાનંદ ગુરૂ રાઘવાનંદ, ચાર જુગમાં છૂટ્યા પ્રસન્ન. ૫૦
કાહાન મોહન ને કૃષ્ણદાસ, જેણે પંચાધ્યાય કીધો રાસ;
ખીમડિયો મહામોટે મન, ધર્યું ધ્યાન જઇ વૃંદાવન. ૫૧
જયદેવ સ્વામી રામો પીર, સોંઢો ઠાકર સોડસ ધીર;
જેમલ જપિયો માળા જે, દેવાઇતિ પંડિત ને દેવળદે. ૫૨
કંટરા મલ્લ કમળાદે નાર, વીરો રાજા તો નર સચ્ચિયાર;
સમનશેખ ને કતીબસા, જેને કળિનો ન વાયો વા. ૫૩
ભક્ત સાંસતિયો ભવમાં થયો, દાન સ્ત્રી સર્વે દેખતાં દિયો;
શામળો ભાદરવો જેઠીરામ, કળિમાં કિધાં ઉત્તમ કામ. ૫૪
ભીમ ભક્તનાં પ્રાયશ્ચિત હરે, જીનકે મંદિર શામ સંચરે;
જીવેવેણુ તો ધર્મને ધ્યાય, શામે ચર્ણે તન મન લે જાય. ૫૫
ભજનાનંદ ભજે હરિનું નામ, કારજ સધાર્યાં ઘેલારામ;
દાદુ દલમાં દેખ્યા દેવ, જઇ કરી સદ્દગુરૂની સેવ. ૫૬
ભાણ સાહેબ ને રવિરામ, અર્થી હતા તો પામ્યા નામ;
મોરાર સેજ સમાધિ ચઢી, ગંગારામને ગુરૂગમ જડી. ૫૭
બલિહારી બહુનામીતણી, મૂળ ભક્ત ચાલ્યા મોહન ભણી;
કાલો ઘેલો તોય ભકતને દાન, જેણે મુઈ સજીવન કરી મેદાન. ૫૮

---

૪૮ સાઈ–સહાય. ૪૯ તિમિર–કાળો. અર્થાત્ કાલિયનાગ. ૫૩ સચ્ચિયાર–સાચો.

હરિ ઇશારો જોડે હાથ, નનામી તમે વાળી નાથ;
નાથા ભક્તની જોજો નિત્ય, ચોરી કરતો સાચી પ્રીત. ૫૯
ઘડીઆં બે ધરી ઉભો ધ્યાન, બેલતણાં બદલાણાં વાન;
લખે કર્યું ગોપીવર જ્ઞાન, કૃષ્ણ ધણી તમે ધરજો કાન. ૬૦
રૂપશી રંગ લાગ્યો અપાર, શામળિયા તું લેજે સાર;
આંધ્યા નયણે વરસે નૂર, રામ હ્રદે ભરિયા ભરપૂર. ૬૧
જસો વોળદાન ને દેવીદાસ, અમર બાઇની પૂરી આશ;
પરબેશા દૂલો પ્રગટ પીર, કોઢ ટાળે ગંગાનું નીર. ૬૨
રામભક્ત ને મંગળબાઈ, ક્રિયા ધર્મ સહિત કરી કમાઈ;
જીવીબાઇ તો જીવણ પ્રાણ, મનથકી ન મેલે માણ. ૬૩
દેવ દૂધે રે કીધાં કાજ, જે પોકારે કરસનદાસ;
અમરેલીમાં મોટો મૂળદાસ, જેને પ્રભુ આવતા પાસ. ૬૪
એ તો સમજ્યા મોહન મર્મ, તો શામળિયે રાખી શર્મ;
અમર અટલ ને રઘુરામ, નિર્ગુણદાવે જપિયાં નામ. ૬૫
ધનુર્વિદ્યા નહિ કારણ રામ, ભીષ્મ પણ જાણે પરશુરામ;
સંતો સાચું ચરણદાસનું મન, જેને ઓગાળે આવ્યાં અન્ન. ૬૬
નથુરામ નર દૈવત દેવ, જેણે સંતુની કીધી સેવ;
ધર્મશી ભક્ત થોરિયાળીએ થિયા, સાલુ હતા લઈ સંતકુ દિયા. ૬૭
એને કચા કરે કુટુમ્બ પરિવાર, જેને સહાય થયા પોતે સિરદાર;
એક સમય તો વાતજ અડી, ધારસી ભક્તને નિષ્ટા જડી. ૬૮
શેપામે પ્રભુ લીધી સાર, ઢબવા તાર્યા તેણીવાર;
આણદા મન ભયો આનંદ, લક્ષ ચોરાશી છૂટયો ફંદ. ૬૯
નગરમેં ઋષિ કીધો નાં'લ, ત્રિકમ ટળી કે'વાણો લાલ;

---

૫૯ નનામીવાળી—દાઠડી પાછી આણી.

ખરી ખબર્યું તુંને પડી ખુશાલ, માથા વઢિયે લીધો માલ. ૭૦
અપાલીગનો જો અવતાર, સાચી નિત્ય એક નર સચિયાર;
ધણી ન થયો ને ધાર્યું ધર્મ, કામાતણાં હરિ કાપ્યાં કર્મ. ૭૧
જાદરો જ્ઞાનને ચર્ણે જાય, રતા રામ હૃદામાં રિયા સમાય;
ગોરખા ગુણ ઘણો છે ભાય, ધણીને નામે રહ્યા છો ધાય. ૭૨
* * વરિયો વારંવાર, સંત શિરોમણિ પ્રેમ ઉદાર;
જોઇતો ભક્ત જહદાણ થયો, સાસ સમાત્યેં પ્રગટી રહ્યો. ૭૩
સુરા નામ નિરભે કિયો, માવજી લાભ સવાયો લિયો;
સવા નામ ધર્યું તે સહી, શ્યામ સંભાર્યા જન્મ લઇ. ૭૪
દાનો દેવજી પરમ દયાળ, અત્તા સંતુના પ્રતિપાળ;
પૂજા પૂર્ણ રઇદાજીએ કરી, સામું જોયું શ્રીહરિ. ૭૫
જ્યારે મૂક્યા આતમા સહી, પત પરમેશ્વર સાથે રહી;
ગેમલ જડિયું ગુરૂજ્ઞાન, શ્રાતનમાં ધરિયું ધ્યાન. ૭૬
સંત સેવ્યા તે રહ્યાં બાઈ, દિન દિન ભાવ ઘટ્યો નહિ ભાઈ;
ભાવદાસ પ્રીત પૂરવની થઇ, વૃત્તિ ચરણે લાગી રહી. ૭૭
રામ ધર્મ ગંગાનું નીર, જેમાં રાજી થયા પોતે રઘુવીર;
ધના પૂર્વની પ્રીતજ હતી, કરી કરૂણા તમે કમળાપતિ. ૭૮
ગોકળ ગુણ ગોવિંદના ગાય, સ્મરણ કરતો ચરણે જાય;
રામ સ્નેહીને આવી લે'ર, વિસાજીને કીધી મે'ર. ૭૯
આંટી છૂટી અંતરતણી, ધિંગડમલ્લને ધાર્યા ધણી;
રાજા અમરસિંઘ આગુનો નૂરી, પ્રેમે ભક્તિ કીધી પૂરી. ૮૦
રાણી રૂડી ને વીરો ભાય, પ્રેમભક્તિ જેણે પૂરણ થાય;
કળિમાં ધ્યાન ધણીનું ધરે, વેણે ન કલંકી વાતું કરે. ૮૧

---

૭૧ અપાલિગ– (?) નિત્ય–નીતિ. ૭૨ રતા ૫૦–રતાના હૃદયમાં રામ સમાઇ રહ્યા છે.

સાંધો ધાંધો કલ્યાણ જી, કચ્છે વસતો વણિયા વારી જી;
મેઘો મૂળો દુદો ને મન જી, નર ભલાની ઝારી જી. ૮૨
ખીમજી રાજા ખરા અવતર્યા. હાજો પ્રેમજી હેતે વર્યા;
દેહો દાહો ને દાદા દેવ, સાચે મન કીધી સેવ. ૮૩
સજાણબાઇ રંગ રૂડી રીત, સદ્ગુરૂ સાથે સાચી પ્રીત;
ભીમદાસ ભગત ને રતનભાઇ, જીનકી હરિએ ભલી બનાઇ. ૮૪
કૃષ્ણ ભક્ત ને રવાંબાઇ, ભજમે ભક્તિ ભલી કમાઇ;
લાલો રામ ને આણંદીબાઇ, સાધુ સેવ્યા કરી સવાઈ. ૮૫
સુંદર મંહારાજ તો શિહોરમાં થયા, મહાદશા શું મળીને રહ્યા;
કલ્યાણભક્ત ને કમોબાઈ, ધૂનાં ધર્મને રહ્યાં છે ધાઇ. ૮૬
વાલા વાદી બે શુદ્ધ વિચાર, જેણે પાળ્યો ધર્મ નિરધાર;
રૂડી મિયાજળને ઉપની રત્ય, શિર ઓઢીને ચાલ્યાં સત્ય. ૮૭
જીવે ગ્રહિયાં જોર હથિયાર, વડા ધાણી તમે કરજો વા'ર;
અનભયા સો રહ્યા ઠહરાય, મનના સંશય જેને મટી ગયા ભાય. ૮૮
ચાર્યું આવ્યા ઉદ્ધાર્યા શ્યામ, જે કોઇ જપિયા રામનું નામ;
સર્વ સંતુની લીની સાર, કુડા કળિયુગમાં પ્રભુ અમારી વા'ર. ૮૯
'સોહં' નામ જપો રે ભાઇ, હરિ ભક્તકું હે સુખદાઈ. ૯૦
ભોજલ ભયો પ્રતાપ, ગુરૂકે જ્ઞાને;
અનભે કિયો લઇ આપ, સમજાવ્યો સાને. ૯૧

## કડવું ૨ જું.

અનંતાનંદ અજાન શ્રીહરિ વાહાર કીની;
રત્નાવળી લયલીન કર્મથી છૂટે કીની. ૯૨

---

૮૮ અનભયા–અનુભવ્યા. ઠહરાય–ઠરીને. ભાય–ભાઇ.
૮૯ વા'ર–મદદ(કરી). ૯૧ અનભે–નિર્ભય. ૯૨ લયલીન–ધ્યાનમાં મગ્ન.

કરમેતી કરતાર મર્મને માની;
ભ્રમ ટળ્યો ભવમાંહી ચરમને ચીની. ૯૩
નરહર નરરૂપ પિયાલો પાયો;
બૂટા બની બહુ વિધ શરન સેં સાહ્યો. ૯૪
ઓયનખતરઅલ્યાય જન્મ લઇ જાયો;
હે આપે હરિ રૂપ નર નિત્ય ખરીસે નાંચો. ૯૫
કરી કીર્તન કરતાર સંસારકું સુનાયો;
પોતે પુરાણ અઢાર વ્યાસ વિદુરે ગાયો. ૯૬
નેક રચન નરરૂપ હરિકું હાથ લુંટાયો;
ધરિયો ભગવત ભેખ સતીકું શણગાર સજાયો. ૯૭
કીકી કેતકી કમળાવતી ક્રુતગઢી કરતાર;
કલ્યાણી મનમતિ સુતી હીરાં હરખ અપાર. ૯૮
અક્ષર ભક્તકું આપ રાજ હૃદેથી છૂટ્યો;
તામ્રધ્વજ તનમાંહી તાપ ત્રિવિધિનો ત્રૂટ્યો. ૯૯
શિરપર હિની છાપ ચરણે લૈ સુધાર્યો;
ભક્ત ભોજાકું ભગવાન તેં કુળ કણબી તાર્યો. ૧૦૦

## કડવું ૩ જું.

મંડાલસા મન ( ધારી )મા’વ ભાવ ભજનમાં વુઠી;’
વાયુ પંચાળી વાય આગ અંતરમાં ઉઠી. ૧૦૧
ધર્યું રઘુવીર ધ્યાન અંતરમાં આશા;
ત્રાટી ત્રૂટી ગઇ તનમાંહી પરબ્રહ્મ ભાશ્યા. ૧૦૨

---

૯૩ ચરમને–છેવટના પદને. ચીની–જાણીને. ૯૫ ઓય ઇ૦–( ? ) ૯૬ સુનાયો–મિથ્યા કહી સંભળાવ્યો. ૯૭ નેક ઈ૦–નેક રચનાવાળા હરિએ નરરૂપ હરિ ( અર્જુન )ને હાથે કરી લુંટાવ્યો ( કાબા પાસે ). ૧૦૧ મંડાલસા–મદાલસા ( ? ).

ભક્તિ ભરોંસો મોય સત્યવાદી સાચા;
દિયા પરમાર્થે પુત્ર ફકીર ફરે નહિ પાછા. ૧૦૩
રોમે રોમે રામ ક્ષણુ નહિ ખામી;
તુરાંપદ નિર્વાણ પિયુને પામી. ૧૦૪
રામબાઇ રંગરૂપ પ્રેમે પિયુ સંગ પો'તી;
લઇ કરની માંહી નાથ નયન ભરી જોતી. ૧૦૫
સદ્દગુરૂ કીધી મેહેર, લેહે લાલશુ લાધી;
માની રહી મનમાંહી સબળ સંજોગે સાધી. ૧૦૬
ડાંવલદે દલમાંહી સંગ રામને રાચી;
છવે નહિ જગમાંહી સમાધ ગળાવો સાચી. ૧૦૭
પાય સતીને શીશ રણશી રોળે;
પમાડે લઈ પાર ગજે બહુ થોડે. ૧૦૮
કટી એધાણાં કરમાંહી દીન ઉગ્યાપે દેતી;
ભયો લડુ ભક્ત પ્રતાપ ભાર ભવાની વે'તી. ૧૦૯
જન્મ જન્મનાં પાપ નાથ કર્મ નિવારો;
ભક્ત ભોજાકું ભગવન તેં કુળ કણબીકે તાર્યો. ૧૧૦

## કડવું ૪ થું.

ધોભાકું હરિ ઠીક અંતર આપ છોડાવે;
ભાગી જમની બ્હીક જ્ઞાન હરિગુણ ગાવે. ૧૧૧
ખોજી જંગી જે જરણાનાં ફળ ખાય;
લાયકુહરિલેવેરીટીલાંપાય. ૧૧૨
ભવાન ભવમાંહી વિગતે વાત વંચાણી;
જન કાલો ભીંજે પૂરણ પ્રીત બંધાણી. ૧૧૩

---

૧૦૭ ગળાવો-ગડાવો—ખોદાવો. ૧૦૯ એધણાં—લાકડાં. ૧૧૨ જરણા-ધીરજ. લાય ઈ૦- (?)

ભાવદાસકું હરિ ભેટ લક્ષ સ્વરૂપે લાવે;
પ્રેમદાસકી પાસ અરસ પરસ હરિ આવે. ૧૧૪
અનુભવાનંદ અપાર સબળ વાત સમજાણી;
હરખે હેત લડાઇ ચાલ્યા ચાલ શૂરાની. ૧૧૫
ભક્ત શૂન્ય ભવમાંહી હેતે શોચ હરાની;
મહાનકી મનમાંહી જાની વાત પરાની. ૧૧૬
નિરંજન નિર્વાણ મનવા જાય મેળાવે;
નિરાકાર નિદર્શન હુઇ ઓઇ દેખાવે. ૧૧૭
નિરાલુમ અનિર્દેશ સેજ પલંગપર સૂતા;
જેણે દીઠા સંશય દૂર, નર એ નહિ વગૂતા. ૧૧૮
લાલદાસકું દેખ હે ભીતર પણ બા'ર બોલાવે;
ચરણજીવી સાથ હરિ તો હાથ હલાવે. ૧૧૯
માન તાન અભિમાન મન ભિતરથી મારો;
ભક્ત ભોજાકું ભગવન તેં કુળ કણબીકે તાર્યો. ૧૨૦

## કડવું ૫ મું.

પ્રથમ ગુરૂપ્રતાપ આદ્ય અંત ઊગારો;
સમજી સમશ્યા ભેદ નિગમ નામ પોકારો. ૧૨૧
માની મોટો મર્મ સમજી સત્ય સમાયો;
જેર્યે પુરાણી ઘટમાંહી ચર્ણ ચતુરભુજ આયો. ૧૨૨
વાલે ધરિયો વેષ ભાવે હોત ભવાયો;
ગમઢી કે હરિગામ શ્યામ સબળ સવાયો. ૧૨૩

---

૧૧૬ મહાનકી—મોટાની. પરાની—પરાવાણીની. ૧૧૭ નિરાકાર ૪૦—સદ્દગુરૂ પોતે નિરાકાર અને નિર્દર્શન રૂપ થઈને શિષ્યને દેખાડે છે-તેનો અનુભવ કરાવે છે.

૧૧૮ નિરાલુમ—નિરાલંબ, અનિર્દેશ—અનિર્દેશ્ય. વગૂતા—વળગી રહેતા.

ગોકુલ વિઠલ ગામ ચઢે નામ નિશાની;
* * * * ૧૨૪
રાધા વલ્લભીરૂપ પ્રેમે હોત પ્રકાશા;
સર્વે તારૂં સ્વરૂપ બ્રહ્મ સતંતર ભાશા. ૧૨૫
અંતર જ્ઞાન ઉદે પ્રેહે વૈરાગે વાચો;
આ હદ ઈંડ અપાર વેહદ વાત વંચાચો. ૧૨૬
'પ્રીતે હોત પ્રકાશ કર્મભ્રમણા ભાગી;
ભક્તિ કરી ભવમાંહી ત્રિગુણસે ત્યાગી. ૧૨૭
રાતો ચોળ મજીઠ વહીરૂપ વસાના;
પૂરણ લાગ્યા પાશ રોમે રોમે રંગાના. ૧૨૮
ખરી નિત્યના ખેલ ખીસ ખરાસે ખુતા;
પરમાનંદની પાસ પરબ્રહ્મને પો'ત્યા. ૧૨૯
મુજ પર કીધી મે'ર વિઘ્ન સહુ નિવારો;
ભકત ભોજાને ભગવાન તેં કુળ કણબીકે તાર્યો. ૧૩૦

કડવું ૬ ઠું.

નાભો થયા કલ્પવૃક્ષ અનુપ;
કણબી છે કેરડાનું રૂપ. ૧૩૧
નાભે ભક્તમાળ ગાઈ છે મોટી;
ને ભોજે ભક્તમાળ ગાઇ છે છોટી. ૧૩૨
સંવત અઢાર છાસઠ સંવત્સરે;
ભકત કથા ભોજલ આદરે. ૧૩૩
માસ માગસર ને પુનમ વરતાય;
શુકરવારે પુરણ થાય. ૧૩૪

---

૧૨૪ આ કડીનું ઉત્તરાર્દ્ધ મૂળમાં નથી, તેમ મોઢે બોલનાર તરફથી પણ મળી શકતું નથી. ૧૨૬ ઇંડ-બ્રહ્માંડ.

૧૨૮ વહી-એ. વસાના-વસાણું. ૧૨૯ ખીસ ખરાસે-( ? ).

પિતા કૃષ્ણ ને ગંગાબાઈ માય;
પ્રેમે કરીને લાગું પાય. ૧૩૫
કૂળ કણબી સાવલિયો છે;
સર્વે સંતુનો દાસજ હે. ૧૩૬
સર્વ સંતુને રંગ લાગી રહ્યો;
ભોજલને ભક્તિનું દાનજ દિયો. ૧૩૭
ભોજલ પુષ્પ ભેળાં કરે;
ગુરૂ ગોવિંદને પૂજા ચડે. ૧૩૮
ગુરૂ પ્રતાપ વડો હે ભાઇ;
જેણે નરહરિ નામ દિયો બતાઈ ૧૩૯
જોતાં જોતાં કંઈ જુગ વહી ગયા;
હવે હરિ નામથી નિર્ભય થયા. ૧૪૦
હવે માંડ જડ્યું, નિત્ય પ્રતિ લેજો નામ;
પત રાખી પાર પુગાડશે, એમ બોલ્યા ભોજલરામ. ૧૪૧

## ચાબખા.

### ચાબખો ૧ લો.

ભક્તિ શૂરવીરની સાચી રે, લીધા પછે નહિ મેલે પીછી રે. ટેક.
મનતણો જેણે મોરચો કરીને, વઢિયા વિશ્વાસી રે;
કામ ક્રોધ મદ લોભતણે, જેણે ગળે દીધી ફાંસી રે. ભ૦ ૧
શબ્દના ગોળા જ્યારે છૂટવા લાગ્યા, મામલો ગઢ માચી રે;
કાયરે હતા તે કંપવા લાગ્યા, એ તો નિશ્ચય ગયા નાસી રે. ભ૦ ૨

---

૧૩૬ સાવલિયો–સાવલીનો.

૧ વિશ્વાસી—વિશ્વાસવાળા. ગળે ફાંસી દીધી–અર્થાત્ તજ્યા. ૨ શબ્દ ૦—ગુરૂ ઉપદેશના શબ્દરૂપી ગોળા જ્યારે છૂટવા લાગ્યા ત્યારે દેહરૂપી ગઢમાં મામલો માચી ( મચ્યો ). કાયર-વૈરાગ્યહીન.

સાચા હતા તે ચૂરા ચૂરા, હરિ રંગે રહ્યા રાશી રે;
પંચ પચીશથી પરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાશી રે. ભ૦ ૩
કર્મના પાસલા કાપી નાખ્યા, ભાઇ ઓળખ્યા અવિનાશી રે;
અષ્ટ સિદ્ધિને ઇચ્છે નહિ ભાઈ, મુક્તિ તેની દાસી રે. ભ૦ ૪
તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહોનિશ ઉદાસી રે;
ભોજો ભગત કહે ભાઇડા, એતો વૈકુંઠના વાસી રે. ભ૦ ૫

## ચાબખો ૨ જો.

મોજું કોઇ મરજીવા માણે રે, શીશ સાટે સોંઘા હરિ જાણે રે. ટેક
રણ ક્ષેત્રમાં રીડયું થયું, તન વેધ્યું વ્રેહેને બાણે રે;
સત્યને માર્ગે ચાલિયા તેને, વેરી વખાણે રે. મોજું૦ ૧
પોતાની દેહનું પેજ્યું રોપ્યું, કેની મનમાં ભય નાણે રે;

---

૩ રાશી–રાચી. ( ભોજાના લખાણમાં સકાર ચકાર ભેળ સેળ માલમ પડે છે ). પંચ–પાંચ મહાભૂત. પચીશ—પચીશ તત્વ. પર–વેગળા. જડ તત્વોથી જ્યારે ચૈતન્ય આત્માને જૂદો સમજવામાં આવે છે ત્યારે સઘળે એક બ્રહ્મજ જોવામાં આવે છે.

૪ પાસલા–પાસ ( ફાંસો ). અષ્ટ ઇ૦–એવા વૈરાગ્યશીલ પુરૂષો અષ્ટ ( આઠ ) સિદ્ધિઓ ( અણિમા, મહિમા, વગેરેને ) ઈચ્છતા નથી. મુક્તિ ઇ૦–મુક્તિને પણ તે ઇચ્છતા નથી. ૫ ઉદાસી–તટસ્થ.

૧ મોજું–મોજે–આનંદ. મરજીવા–જીવન્મુક્ત ( મરણ એજ જેનું જીવન છે. અથવા જીવન એ જેનું મરણ છે ). શીશ ઇ૦–માથું આપીને હરિને મેળવવા એ તો જાણે સોંઘા મળ્યા એમ જે જાણે છે—અર્થાત્ હરિ ઊપર એવા પ્રેમવાળા જેઓ છે તે બ્રહ્માનંદની મોજે માણે છે. રણક્ષેત્ર–વિષયલાલસા અને વૈરાગ્યવૃત્તિ વચ્ચેની લડાઈનું મેદાન. રીડયું–હોકારા, બૂમ તન ઇ૦–હરિના વ્રેહે ( વિરહ )રૂપી બાણથી તન ( શરીર ) વેધ્યું—વેધાયું છે.

ધર્મ ધીંગાણે ભળી ગયા, તન ત્રૂટયા લગણ તાણે રે. મોજું૦ ૨
પ્રભુના દેશમાં પાખંડ નહિ ચાલે, તમે ચેતી લેજો ટાણે રે;
કુડિયા હશે તેને કાંઇ યમરાજા, ઘાલશે લઈ ઘાણે રે. મોજું૦ ૩
સદ્‌ગુરૂજીના શબ્દ સુણી, રાજ્ય છોડી દીધું રાણે રે;
ભોજો ભક્ત કહે ભજન કરી, નર નિપન્યા નિર્વાણે રે. મોજું૦ ૪

## ચાબખો ૩ જો.

મન ચડયું મોટમને પેટે રે, તેણેકરી સાહેબ છે છેટે રે. ટેક
અંતરની કાલપ અજ્ઞાની, જીવની કેમ મેટે રે;
દેખવા માત્ર દીસે રૂપાળો, જેમ રંગ કાઢયો ટેટે રે. મન૦ ૧
માયાના મદમાં ફરે મસ્તાનો, જેમ ડીલ ઘાલ્યું ઘેટે રે;
હક ન ચાલ્યો ને ખાધું હરામનું, બોળ્યું બાપનું કૂળ બેટે રે. મન૦ ૨
જોબનમાં તુંને જુવતી વા'લી, ફર્યો રાતડિયે રેટે રે;

---

૨ પેજ્યું–નિશાન. કેની–( ભય–બીક ). નાણે–ન આણે. ધર્મધીંગાણે—ધર્મરૂપી લઢાઈમાં. તન ઇ૦–જ્યાંસુધી શરીર ત્રૂટી જાય ત્યાં લગણ તાણે–ખેંચે અર્થાત્ લઢે. મતલબ કે શરીરની દરકાર ન કરતાં ઇશ્વરભક્તિરૂપ ધર્મ આચરે.

૩ પ્રભુના દેશમાં–ઇશ્વર ભક્તિની વાતમાં. ટાણે—સમયે. કુડિયા—કપટી. ઘાણે—ઘાણીમાં.

૪ રાણે–ગોપીચંદ રાજાએ. નિર્વાણે ( મોક્ષે ) નીપજ્યા ( ઉપજ્યા )—અર્થાત્ મોક્ષ પામ્યા.

૧ પેટે–પેટામાં–ખાતે. મોટમ રાખવાથી હરિ મળતા નથી, એ ભાવ છે. અંતરની કાળપ–મનમાં રહેલી વિષયની વાસનાઓ. અજ્ઞાની—દેહાત્મજ્ઞાની. ટેટે ઇ૦–જેમ ટેટા ઉપર રંગ કાઢયો હોય છે પણ તે અંદર કાળો હોય છે તેમ.

૨ ડીલ—શરીર. ડીલ ઘાલ્યું—શરીર વધાર્યું. હક ન ચાલ્યો—ન્યાયની રીતે ન વર્ત્યો.

ભોજો ભગત કહે ભાવ વિનાના, ભૂધર કેમ ભેટે રે. મન૦ ૩

## ચાબખો ૪ થો.

એવી માયા કઠણ બહુ કા'વે રે, સંતો કેના સમજ્યામાં નાવે રે. ટેક.

પોતે બાંધી બેઠી પાસલા, જેમ મંડલ રોક્યું રાવે રે;

કંઈ કંઈ જીવ માંહી મુઝાઇ રહ્યા, પછે ઘણાં ગોથાં ખાવે રે. એ૦ ૧

હાથ ફેરે ને હેત દેખાડે, ભુરકી ભરમાવે રે;

તેમ તેમ જીવમાંહી જાડો થાય, પછે પામર બુદ્ધિ પાવે રે. એ૦ ૨

હરિ ગુરુ સંત સાથે હેત ત્રોડાવે, ને પોતા ઉપર લાવે રે;

વણ દોર્યે જીવ વાંસે ફરે તેને, ભક્તિ કેમ ભાવે રે. એ૦ ૩

ભોગ દેખાડે ને મન ભમાવે, વા'લામાં વિખ વાવે રે;

કામ ક્રોધનો કરે વધારો, પછે નરકે લઇ જાવે રે. એ ૪

---

૩ રાતડીયે રેટે–રાતો રેટો ( ફેંટો ) બાંધીને. ભૂધર–હરિ.

૧ પાસલા–પાશ–ફાંદો. માયા પાશ બાંધીને બેઠી છે તેનું દૃષ્ટાંત આપે છે. જેમ ઇ૦–જેમ કોઇ રાવે—રાજાએ મંડળ રોક્યું હોય–શિકારનું જંગલ આંતર્યું હોય તેમ. રાજાએ રોકેલા મંડળમાં જેમ ઘણા જીવો મૂઝાઇ રહ્યા હોય છે તેમ માયાએ બાંધેલા પાશમાં પણ જીવો મુઝાઇ રહે છે. અથવા રાવે –રાવતે મંડળ ( ઘોડાઓનું ) રોક્યું હોય–રાખ્યું હોય તેમ.

૨ રાવત શું કરે છે ? હાથ ઇ૦—પાળેલા ઘોડા ઉપર હાથ ફેરવે છે અને હેત દેખાડે છે અને એવી રીતે તેને ભુરકી નાખીને ભરમાવે છે. માંહી જાડો થાય–મનમાં હર્ષ પામે.

૩ હેત ત્રોડાવે–( રાવત–માયા ). ને ઇ૦–અને પોતાના ઉપર તેનું હેત આણે. વણ ઇ૦–જેમ જીવ ( ઘોડો–પશુ ) વગર દોર્યે પોતાના પાળકની વાંસે ફરે છે તેમ જીવ ( મનુષ્ય ) પણ વગર પ્રેરણા કર્યે માયાની પાછળ ફરે છે.

૪ વા'લામાં—હરિ, ગુરૂ, સંતમાં. વિખ વાવે–ઝેર ઉત્પન્ન કરે.

તેમાં કોઇ કોઇ શૂરવીર ચેતી ગયા, જેને મે'ર કરી માવે રે;
ભોજો ભગત કે' ભજન કરીને, કોઇ ઉગર્યા નિર્દાવે રે. એ૦ ૫

## ચાબખો ૫ મો.

મન જે કરતા મોટાયું રે, તેની ઉપડી ગયું પાયું રે. ટેક
જે દી બાળકનો જન્મ થયો, તે દી વાગીયું વધાયું રે;
અંતે જમરા લઈ ગયા પછે, વાંસે રૂએ બાયું રે. મન૦ ૧
નોબત નિશાન ને ચમર ઢળાતાં, ફોજું ચો દિશે છાયુ રે;
ઉઠી ગયા ને ઉજડ થયાં, ઘડ કોઠા ને ખાયું રે. મન૦ ૨
ચાકર આવીને સલામું ભણતા, કરતા ઠકરાયું રે;
આકનાં તૂર જેમ ઉડી ગયાં, જેમ વંટોળિયે વાયું રે. મન૦ ૩
સદ્‌ગુરૂ સંતને જેણે સેવ્યા, તેની ધન્ય ધન્ય કમાયું રે;
ભોજો ભગત કહે વૈકુંઠ પુગ્યા, દઈ નગારે ઘાયું રે. મન૦ ૪

## ચાબખો ૬ ઠ્ઠો.

મૂરખા જનમ ગયો તારો રે, બાંધ્યો પાપતણો ભારો રે. ટેક.
નામ સાંભળતાં નિદ્રા આવે, લાગે હરિજશ ખારો રે;

---

૫ માવે—હરિએ. નિર્દાવે—સંસાર ઉપરથી દાવો છોડીને અથવા નિષ્કામ ભક્તિ કરીને.

૧ મન ઇ૦—જે મનમાં મોટાયું (મોટાઇઓ) કરતા હતા તેની પાયું (પાઈઓ અર્થાત્ પાયા) ઉપડી ગયું (ઉપડી ગઈ). મતલબ કે મોટાઇઓ મૂળમાંથી નાશ પામી. દી-દિવસ. વાગિયું-વાગી. વધાયું—વધાઈઓ. બાયું-બાઇઓ.

૨ છાયું-છવાઇ રહી. ઘડ-ગઢ. કોઠા-ભંડાર. ખાયું-ખાઇઓ. ૩ સલામું-સલામો. ઠકરાયું-ઠકરાઇઓ. આકનાં-આકડાનાં.

૪ કમાયું-કમાઈઓ. ઘાયું-ઘા. નગારા ઉપર ગેડીનો ઘાવ મારીને —(વાગતે ઢોલે).

અમૃત રસને મેલી કર્યો, તેં વિષના વે'પારો રે. મૂરખો૦ ૧
મોહને પેટે માયા ખરચ્યે, તેમ સગા કહે સારો રે;
સાધુ દેખીને મોઢું સાત્યું, તેં ધોયો ગારે ગારો રે. " ૨
હમણા તો તારો હુકમ ચાલે છે, દેશો સહુને ડારો રે;
ધર્મના દૂત જ્યારે ધક્કા દેશે, ત્યારે કોયે નથી આરો રે. " ૩
હરિ તિલતિલનો હિસાબ લેશે, ને મોકમ દેશે મારો રે;
ભોજો ભગત કહે સદ્‌ગુરૂ વિના, કોણ છોડાવણહારો રે. " ૪

## ચાબખો ૭ મો.

મનવા રે'ની ભજનમાં ભળી, આ તો વેળા જાય છે વળી. ટેક.
જોબનના દહાડા જાતા રહેશે, ભાઇ જેમ કરમાશે કળી;
જરા પોંત્યે કોય જોર નહિ ચાલે, પછે પિંખાસે પળી. મન૦ ૧
સંઘરામાં કાંઇ સાથે ના'વે, સંધુએ જાશે સળી;
હેતે કરી વાવરજે હાથે, બાકી જાશે બળી. મન૦ ૨
માનવી ઝાડ છે મૂળ વિના, ધર્મ વિનાનું જાશે ઢળી;

---

૧ નામ–હરિનામ. ખારો–અપ્રિય. વે'પારો–વેહેપાર. ૨ મોહ ઇ૦–તું મોહ (માયાના પ્રપંચનો મોહ)ના પેટામાં (તેને અર્થે) માયા (દ્રવ્ય) ખરચે તેમ સગા તને સારો સારો કહે છે. સાત્યું–સંતાડયું. તેં ઇ૦—મોહને અર્થે તું દ્રવ્ય ખરચે છે અને સાધુને અર્થે ખરચતો નથી તેથી તારૂં પાપ ધોવાવાનું નથી. કેમકે એ તો ગારવડે ગારો (ગાર) ધોવા જેવું છે. કાદવથી ખરડાયેલા હાથને કાદવવડે ધોવાથી તે જેમ સાફ થાય નહિ તેમ માન મોટાઇને અર્થે માયા ખરચવાથી માન મોટાઇરૂપી કાદવ દૂર થવાનો નથી.

૩ કોયે નથી આરો–એકે ઉપાય નથી. ૪ તિલતિલનો–તલતલનો–તલ જેટલા કાર્યનો–રજે રજનો પણ. મોકમ–સજ્જડ–દૃઢ.

૧ વળી જાય છે–જતી રહે છે. જરા પોંત્યે–જરા (વૃદ્ધાવસ્થા) પોંત્યે (આવી પોહોચવા પછી). કોય—કાંઈ. પળી—પળિયાં.

૨ સંઘરામાં ઇ૦–તું ધનમાલનો સંગ્રહ કરે છે પણ તેમાંથી કાંઇ તારી

આગળ ખાવાને અભાગિયા ! કાંઇ મૂડી લેની મળી. મન૦ ૩
કાળનું દળ તો કારમું આવશે, દેહીને નાખશે દળી;
ભોજો ભગત કહે ધર્મ રહેશે, બીજું સર્વે જાશે ટળી. મન૦ ૪

## ચાબખો ૮ મો.

મૂરખો કાલ્યની વાતું કરે, માથે કાળનું ચક્ર ફરે. ટેક.
કેને કહેવા તું કહી સંભળાવે, પોતે કરતો નવ ડરે;
વિષયવિકારમાં ફરે વલખતો, પારકા ઘરમાં ગરે. મૂરખો૦ ૧
સ્વારથમાં જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું આચરે;
છળ છેતર ને દગાબાજી, પારકા ધનને હરે. " ૨
ધર્મને માર્ગે ઢુંકડો નાવે, પાપમાં પગલાં ભરે;
સૂમની માયા સોંતી રહેશે, કાં વેશ્યા નારિયુંમાં વરે. " ૩
તેણે ચોરાશી સહી કરી, જીવ અલ્પ થઇને અવતરે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના ભૂંડે હાલે મરે. " ૪

---

સાથે આવશે નહિ; પણ તે સઘળું સળી જાશે-બગડી જશે. અર્થાત્ અહીંનું અહીં પડયું રહેશે.

૩ મૂળ વિના ઇ૦-મનુષ્યરૂપી ઝાડને આધાર આપનાર ધર્મ વિના બીજું કોઇ મૂળ નથી; માટે જો ધર્મરૂપી ટેકો નહિ હોય તો તે ઢળી જાશે—પડી જશે. આગળ—મરણ પછી—પરલોકમાં. મુડી-ધર્મરૂપી. મળી-સાથે અથવા મેળવી. ૪ કાળનું દળ-મોતનું લશ્કર. દેહી-દેહ.

૧ વાતું-વાતો. કેને ઇ૦—તું પોતે પાપકર્મ કરતાં ડરતો નથી તો બીજા કેને કહેવાને કહી સંભળાવે છે ? વલખતો-વલખાં મારતો. ગરે-જાય.

૨ ચોધારો-ચારે પાસથી-સર્વથા. છેતર—છેતરપિંડી. દગાબાજી-(કરીને). ૩ સૂમ-કંજુસ. સોંતી રહેશે-સંચેલી તેમને તેમ રહેશે. કાં-અથવા.

૪ તેણે-એવા કર્મવડે કરીને. સહી-કબૂલ. અલ્પ-અધમ-પામર.

## ચાબખો ૯ મો.

પ્રાણીઆ ભજી લેની કરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ટેક.
ધન દોલત ને માલ ખજીના, પુત્ર ને પરિવાર;
એમાંથી જાશ તું એકલો, પછે ખાશ જમના માર રે. પ્રા૦ ૧
ઉંચી મેડીને અજબ ઝરૂખા, ગોખનો નહીં પાર;
ક્રોડીધ્વજ ને લક્ષપતિ, તેનાં બાંધ્યાં રહ્યાં [ઘર]બાર રે. પ્રા૦ ૨
ઉપર ફરેરાં ફરહરે, ને હેઠે શ્રીફળ ચાર;
ઠીક કરીને ઠાઠડીમાં ઘાલ્યો, પછે વાંસે પડે પોકાર રે. પ્રા૦ ૩
સેજતળાયું વિના સૂતો નહિ, જીવ હુન્નર કરતો હજાર;
ખોરીખોરીને ખૂબ જળાયો, જેમ લોઢું ગાળે લુવાર રે. પ્રા૦ ૪
સ્મશાન જઇને ચેહે ખડકી, ને માથે છે કાઠનો ભાર;
અગ્નિ મેલીને ઊભાં રહ્યાં, અને નિશ્ચય ઝરે અંગાર રે. પ્રા૦ ૫
સ્નાન કરીને ચાલી નીકળ્યાં, નર ને વળી નાર;
ભોજો ભગત કે' દશ દી રોઇને, પછે મેલ્યો વિસાર રે. પ્રા૦ ૬

## ચાબખો ૧૦ મો.

લોભ રહ્યો હૃદયમાં બેશી રે, મૂરખને શીખામણ કેશી. ટેક
સંતની નિંદા સારી લાગે, જીવ ત્યાં રહે બેશી;
પરમારથથી પાછો ભાગે, જીવ ત્યાંથો ઊઠે ખશી. લો૦ ૧
ધર્મનું કામ કોઈ કહેવા આવે, તેને સામો ઊઠે ભશી;
રામનું નામ મેલી બીજું લવે, જીભ કાપી જોઇએ ઘશી. લો૦ ૨

૧ જાશ–જાઈશ. ખાશ–ખાઈશ. ૨ અજબ–અજબ તરેહના. ક્રોડીધ્વજ–કોટિ ધન મેળવીને જેણે ધજા બાંધી હોય તેવા, અથવા કોટિપતિમાં ધ્વજરૂપ.

૩ ફરેરાં–ફુમતાં. ૪ સેજતળાયું–શય્યા અને તળાઇઓ. જલાયો–બાળ્યો. ૬ વિસાર મેલ્યો–વિસારી મેલ્યો.

૧ કેશી–કેવી. ત્યાંથો–ત્યાંથી. ૨ ભશી ઉઠે–વઢવા ધાય. કાપી જોઈએ ઘશી–ઘશીને કાપી નાખવી જોઈએ.

પોતાનાં વખાણ વા'લાં લાગે, જીવ તેશુ બોલે હશી;
કેનુંક રૂડું કાને સાંભળતાં, મોઢે ઢાળે મશી. લો૦ ૩
માયા સારૂં જીવ મૂડી કમાયો, પછે કાળે લીધો ધશી;
ભોજો ભગત કહે ભૂત થઇને, જીવ ભમ્યો મુઆ પછી. લો૦ ૪

## ચાબખો. ૧૧ મો.

ખુટલ ખરખરો થાશે રે, બાજી તારા હાથમાંથી જાશે રે. ટેક.
કોઇ કહ્યું નથી માનતા પણ, દેહી દુઃખ બહુ સે'શે રે;
ભલા ભલાયું કરી લેજો, આ રંગ જાતો રહેશે રે. ખુટલ૦ ૧
હક નથી હાલતો, હરિ ભજ્યા વિના, કાળ ગળી જાશે રે;
સોયે દસ્યું નાસે ઉપર પછે, વાહોલિયાં વાહાશે રે. ખુટલ૦ ૨
વિચાર કરીને વાવ્યા વિનાનાં, ફળ કયાંથી ખાશે રે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, નીર ખારે નાહાશે રે. ખુટ૦ ૩

## ચાબખો. ૧૨ મો.

મૂરખા ! મોહી રહ્યો મારૂં રે, આમાં કાંયે નથી તારૂં રે. ટેક.
સાત સાગર જેની ચોકી કરતા, ને ફરતું નીર ખારૂં રે;

---

૩ કેનુંક-બીજા કોઈનું. મશી-મેશ-કાળો રંગ. બીજાનું ભલું સાંભળતાં મોઢું કાળું મેશ થઈ જાય.

૧ ખુટલ-ખૂટેલો-વિશ્વાસઘાતી. દેહી-દેહ-ખરખરો પસ્તાવો ભલાયું -ભલાઈઓ. ૨ હક ઈ૦-તું હકથી (ન્યાયથી) નથી હાલતો (નથી ચાલતો) તો હરિને ભજ્યા વિના કાળ (રૂપી અજગર) તને ગળી જશે. સોયે ઈ૦—સોદસ્સ એટલે હજાર મેળવીને વળી તેથી ઉપરાંત મેળવવાને નાસે, પણ તે ન મળે ત્યારે વાહોલિયાં વાહશે—વલખાં મારશે (?)

૩ વિચાર ઈ૦—વિચાર કરીને જો વાવ્યું નહિ હોય-ખાર ભૂમિમાં વાવ્યું હશે-તો ફળ કયાંથી ખાશે? નીર ઈ૦—ભજન કર્યા વિના ખારે નીરે (પાણીએ) નાહાશે-અર્થાત્ સંસારરૂપી દરીઆમાં ડૂબી જશે.

ચૌદ ચોકડીનું ચાલી ગયું, જોની રાજ રાવણ વાળું રે. મૂ૦ ૧
દુ:ખને કોય નથી દેખતું, ને સુખ લાગે સારૂં રે;
ઘોર વેળાની છાંયડી, હમણા વળી જાશે વારૂં રે. મૂ૦ ૨
પૂરણ પદવી પામ્યો નથી, ને આ તન ઉધારૂં રે;
ભોજો ભગત કે' રાખે હૃદેમાં, પ્રભુ ભજન પ્યારૂં રે. મૂ ૩

## ચાબખો. ૧૩ મો.

મનથી ફેરવો માળા રે, મેલી દિયો જગતના ચાળા રે. ટેક.
અનેક જન્મ થયાં અડવડતાં, ને કર્મ લાગ્યાં કાળાં રે;
જમ લઇ જાશે જીવને, ઓલ્યા ટોળિયુંવાળા રે. મનથી૦ ૧
ભલિયું વાળાને ભેટશે, ત્યાં નહિ પૂગે પાળા રે;
માલ વાળ્યો ઓલે મરજીવે, તીખી તરવાર્યું વાળા રે. મનથી૦ ૨

---

૨ ઘોર વેળાની—ઢોરોનું ઘોર છૂટતી વખતની અથવા મરણ સમયની છાંયડી તે હમણા વળીજશે—જતી રહેશે, તેજ પ્રમાણે તારૂં સુખ પણ ક્ષણ-ભંગુર છે એમ તું સમજ.

૩ પૂરણ ઇ૦—તું હજી જીવન્મુક્તની પૂર્ણ પદવી તો પામ્યો નથી અને આ તન તો ઉધારૂં ( ઉધારે-ઊછીનું ) આણેલું છે. અર્થાત્ તે અધ-વચ પાછું માગી લેશે, અને તારો સાધવાનો અર્થ એમને એમ પડ્યો રહેશે માટે ભોજો ઇ૦—સ્પષ્ટ છે.

૧ મનથી ઇ૦—મનથી માળા ફેરવો-મનવડે હરિનું ચિંતન કરો, અને જગતના ચાળા મેલી દિયો-મિથ્યા આડંબર તજો. અડવડતાં-રખડતાં ( જન્મધારણ કરતાં ). કાળાં-પાપવાળાં. ટોળિયુંવાળા-ટોળી કરીને રહેનારા, જમ.

૨ ભલિયું-ભલાઇવાળા જીવોને તે ભેટશે-હેત બતાવશે. માલ ઇ૦—ઓલે ( પેલે ) મરજીવે ( જીવન્મુક્તે ) માલ વાળ્યો ( લુંટાઈ ગયેલો માલ પાછો આણ્યો ), કેમકે તે મરજીવા તીખી ( તીક્ષ્ણ ) તરવારો ( રેહણીરૂપી ) વાળા છે.

ઇંદ્રિ સરીખા ઉડી ગયા, ભાઇ તેના કોઇ ટાળા રે;
ભોજો ભગત કહે થીર ઠેરાવો, અધર ઉચાળા રે. મનથી૦ ૩

## ચાબખો ૧૪ મો.

મનનિયુ મોટાયું મેલો રે, આ તો અવસર છે છેલો રે. ટેક.
નહિ રહ્યાનું નિશ્ચય કરી જાણજો, કુટુમ્બ કબીલો રે;
સિદ્ધ સાધક કંઈ ચાલ્યા ગયા, તેનો વાધ્યો નહિ વેલો રે. મન. ૧
દુઃખથી ભોમ્ય દેવતાએ મેલી, તમે સુખથી ઉપર ચાલો રે;
ઓસે વાસ નહિ ઉગરિયે, તમે ઠેકાણે ઠેલો રે. મન. ૨
ધારણ ધરતી અખંડ વૃત્તિ, હરખ કરી હાલો રે;
ભોજો ભગત કે' ગુરૂપરતાપે, ખરી નીતરો ખેલો રે. મન. ૩

---

૩ ટાળા–ટાળનાર અગર ટાળા–દાખલા દૃષ્ટાંત. ઉડી જતાં બચાવનાર કોઇ છે ? અર્થાત્ નથી. ભોજો ઇ૦–ભોજો ભગત કહે છે કે તમારી ઉચાળા જે અધર છે તેને થીર ઠેરાવો–સ્થિર કરો. અર્થાત્ આ દેહ ક્ષણભંગુર છે પણ તેવડે હરિભજન કરીને જીવન્મુક્ત થાઓ.

૧ મનનિયુ–મનની મોટાયું–મોટાઇઓ. આ છે૦–આ મનુષ્યદેહ મળવાનો અવસર મળ્યો છે તે છેલ્લો છે. કેમકે ચોરાશી લક્ષ પ્રકારના દેહ ધરતાં ધરતાં એકવાર મનુષ્યદેહ આવે છે. તે દેહમાં આવીને જે સત્કર્મ ન કરતાં ભૂલે છે તે પાછો બીજા છેવાની જાતિમાં જન્મ ધરે છે; અને જ્યારે તમામ જાતિઓ(જે કે ચોરાશી લક્ષ છે)માં જન્મ ધરી રહે છે ત્યારે છેલ્લો જન્મ મનુષ્યનો મળે છે. માટે તે મળતાં જન્મ મરણના ફેરા મટી જાય તેમ કરવું. વેલો—વિસ્તાર.

૨ દુઃખથી ઇ૦–ભૂમિ ઉપર દુઃખ દેખીને તેને દેવતાઓએ મેલી દીધી છે, માટે તમે પણ સુખથી (સુખની ઇચ્છાથી) ઉપર ચાલો (પરલોકમાં જાઓ). અથવા તમે તો તે ઉપર સુખ ચેનથી માલો છો (તે બરાબર નથી). ઓસે (ઓછે–અર્થાત્ અધમ) આ મૃત્યુ લોકમાં અધમ વાસમાં રહેવાથી આપણે ઉગરીશું નહિ, માટે તમે ઠેકાણે (મૂળ સ્થાનમાં મુક્તિના ઘરમાં) ઠેલો—મુક્તિનાં દ્વાર ઉઘાડવા યત્ન કરો. અથવા ઠેલો–હડશેલો કરો.

૩ ધારણ–મુક્તિની ધરતી અખંડવૃત્તિવાળી છે માટે તેને ધારણ કરીને

## ચાબખો ૧૫ મો.

મૂરખા મતિ ફરી તારી રે, મેલ્યા વિઠલ વીસારી રે. ટેક
જન્મ થયા મોર જઠરામાં, તું કે'તો પોકારી રે;
બા'ર આવ્યા પછી બુદ્ધિહીણ ! હરિ હીરો ગયો હારી રે. મૂ૦ ૧
દોલત ભાળી ને જીવ થયો દિવાનો, બોલે અવળું અહંકારી રે;
પુણ્ય કર્યા વિના પછે તો થાશ, ભવોભવ ભીખારી રે. ” ૨
ભીત ભાતનાં ભોજન તજીને, થયો અખજનો યારી રે;
ચોરી છીનાળી ને સુરાપાને, ગયાં નરકે નર નારી રે. ” ૩
સાચો થઇને જાશ ગુરૂચર્ણે, લેશે ઉગારી રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, માન શીખામણ સારી રે. ” ૪

## ચાબખો ૧૬ મો.

દયાળુ દેહ ધરી દેવા રે, કરી લિયો સંતુની સેવા રે. ટેક
સજના હસના પાર પો'ચાડચા પરાધીન જેવા રે;
કર્મનાં બંધન કાપી નાખે, ભાઇ અલખ ધણી એવા રે. દ૦ ૧
ભૂપનું નોતરૂં ભાવ વિનાનું, મૂકીને મેવા રે;
ખરી ખબર આવ્યા વિદુરને ત્યાં, લક્ષ્મીવર લેવા રે. દ૦ ૨

---

ત્યાં તમે હરખ કરીને હાલો ( જાઓ ). નીતસેં–નીતિથી.

૧ મોર—પેહેલાં. જઠરામાં–ગર્ભસ્થાનમાં. ૨ થાશ–થઈશ. ૩ અખજ ( અખાદ્ય ) ન ખાવા જેવું. અખાદ્ય પદાર્થનો યારી થયો. મતલબ કે કરવા જેવાં સત્કર્મ તજીને તે દુષ્કર્મ કર્યાં. સુરાપાને—મદ્યપાન કરવાથી.

૧ દેવા—દેવને. સજના ઇ૦—સજનો કસાઈ અને હસનો તેનો ભાઈ બન્ને ભક્તને બાદશાહના ખાણાની વારી ચૂકવવી પડતી હતી માટે તે પરાધીન જેવા હતા તેમને તમે પાર પોહોચાડચા–ઉદ્ધાર્યા. અલખ ધણી—( અલક્ષ્ય ) જોવામાં ન આવે એવા ધણી—પરમેશ્વર.

૨ ભૂપનું–દુર્યોધનનું. કૃષ્ણ હસ્તિનાપુર ગયા ત્યારે દુર્યોધને તેમને ભોજનનું નિમંત્રણ કર્યું હતું. પણ તેને કૃષ્ણ ઉપર પ્રીતિ નહોતી તેથી ત્યાં

જરણા કરીને જાળવજો, ભાઇ પ્રેમરસ પીવા રે;
ભોજો ભગત કે' ભાવે ભજજો, રામચરણે રે'વા રે. દ૦ ૩

## ચાબખો ૧૭ મો.

એવિયું વસમિયું વાટયું રે, ભક્તિ શીશતણું સાટું રે. ટેક.
એક સમય તો આવી બની'તી, મોરૂધ્વજને માથે રે;
કાંધે ચઢાવી કરવત મેલ્યાં, હરિજનને હાથે રે. એવિ૦ ૧
સંતને કારણ શિર ઉડાવ્યું, તારાદે રાણી રે;
રૂખિને ઘરે રાજા વેચાણો, ભરવાને પાણી રે. એવિ૦ ૨
સગાળશેઠ ને સંધ્યાવતી, જેણે એવું વ્રત લીધું રે;
સેલૈયાનું શીશ કાપીને, સાધુને દીધું રે. એવિ૦ ૩
પેહેરો કટારાં પ્રેમનાં તમે, શૂરવીર થઇ ચાલો રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, અમરાપુરમાં મા'લો રે. એવિ૦ ૪

---

ન જતાં વિદુરને ત્યાં જઈને ભાજી ખાધી હતી, એ વાત પ્રસિદ્ધ છે. મેવા—દુર્યોધનના ઘરના.

૩ જરણા કરીને-પચાવીને અથવા ધીરજથી હે ભાઈ! એ તો પ્રેમરસ પીવાના છે માટે તેને ધીરજ રાખીને જાળવજો કેમકે પ્રેમરસ પચવો કઠણ છે.

૧ એવિયું—એવી. વસમિયું—વસમી. વાટયું-વાટયો-રસ્તા. ભક્તિના માર્ગ વસમા છે. આવી બની'તી-વિપત્તિ આવી પડી હતી. મોરૂધ્વજ મયૂરધ્વજ નામનો રાજા. કાંધે-ખભે. પાંડવાશ્વમેધ વખતે કૃષ્ણે મોરૂધ્વજના સત્યની પરીક્ષા અર્જુનને દેખાડવામાટે તેનું અર્ધ શરીર માગ્યું હતું જે તેણે વેહેરી આપવા માંડયું હતું. અને તે જોઇને અર્જુન વિસ્મિત થયો હતો.

૨ શિર ઉડાવ્યું—તારા રાણીનું માથું હરિશ્ચંદ્ર કાપવા તૈયાર થયો હતો તે પ્રસિદ્ધ છે. રૂખિને ઘરે-વિશ્વામિત્રને ત્યાં. રાજા હરિશ્ચંદ્ર.

૪ પેહેરો ઇ૦—પ્રેમનાં કટારાં (કટારીઓ) તમે પેહેરો—પ્રેમરૂપી કટાર પોતાની છાતીમાં મારો—અર્થાત્ પ્રેમ કરવો તે કટાર મારવા બરોબર છે. 'પટોળાં' એમ હોય તો સ્પષ્ટ છે. અમરાપુરમાં-મોક્ષધામમાં.

## ચાબખો ૧૮ મો.

એણે તો અમર ફળ વેડયું રે, પાકિયું પૂર્વની ખેડયું રે. ટેક
પાખરિયા તો પૂગી ગયા, થઇયું રણખેતર રીડયું રે;
ઘટમાં ઘા જેને વાગિયા તેને, પૂરણ થઇયું પિડ્યું રે. એ૦ ૧
ભલા ધીંગાણે જઈને ભડ્યા, ઉડે રક્તની છોળ્યું રે;
સંસાર સાગર મથી કરીને, ખૂબ રામ રતન ખોળ્યું રે. એ૦ ૨
સદ્‌ગુરૂ વચને જઈને પૂગાડયું, ભાળિયે પડ ભેળું રે;
ભોજો ભગત કહે શરીરને, પછે નિશ્ચે નિવેડયું રે. એ૦ ૩

## ચાબખો ૧૯ મો.

આ છે પંખીઓનો મેળો રે, ભાઇયો કોય ભવ નહિ ભેળો રે. ટેક.

---

૧ એણે ઇ૦—આ ચાબખામાં કહેલા પુરૂષે અમરફળ (મુક્તિરૂપી) વેડયું (ઉતારી લીધું–પ્રાપ્ત કર્યું). ક્યાંથી વેડયું ? પાકિયું ઇ૦—તેની પૂર્વની ખેડયું–તેણે પૂર્વ જન્મે જે સત્કર્મ કરેલાં તે ખેડો પાકિયું—પરિપક્વ થઇ, તેમાંથી વેડયું. તે પુરૂષ કોણ જેણે અમરફળ વેડયું છે ? તે કહે છે: પાખરિયા ઇ૦–રણખેતર (રણક્ષેત્ર)માં રીડયું (રાઢો) થઇયું (થઈ), અને તે સાંભળીને પાખરિયા (પાખરવાળા ઘોડા) ત્યાં પૂગી ગયા (પોહોચી ગયા). અર્થાત્ સંસારના અસારપણા વિષે ગુરૂના બોધરૂપી રાઢો પડી ત્યાં વૈરાગ્યશૂર પુરૂષો પોહોચી ગયા. અને તેમને ગુરૂઉપદેશરૂપી ઘા ઘટમાં (અંતરમાં) વાગ્યા, તેથી પૂરણ પીડયું (પીડા–અત્યાર સુધી કરેલાં અસત્કર્મનો પસ્તાવો) થઇયું—થઈ.

૨ ભલા—સત્પુરૂષો. ધીંગાણે–લઢાઇમાં (વૈરાગ્ય અને મોહની લઢાઇમાં). રક્ત—(ઉપદેશ કે જ્ઞાનરૂપી).

૩ ભાળિયે ઇ૦—માયા અને જ્ઞાનરૂપી પડ (બે દળ)ને ભેળું. (એકરૂપ) ભાળીએ. બ્રહ્મજ્ઞાન થવાથી સઘળું એક બ્રહ્મરૂપ દેખીએ છીએ. નીવેડયું–નિર્ણય કરી અંત આણ્યો–મુક્ત કર્યું.

ચારે દિશેથી ચાલી મળ્યાં ને, ખૂબ બન્યો ખેલો રે;
જૂજવાં જૂજવાં ઊડી જાશે, પછે દઇને દુમેલો રે. આ છે૦ ૧
નર જાણે હવે નિર્ભય થયા ને, અવસર [ છે ] અધુરો રે;
હરિ ભજ્યા વિના હાણ ઘણી છે, ડાહાપણ શું ડો'ળો રે. આ છે૦ ૨
જન્મ ધર્યો હરિ જાણ્યા વિના ને, આખર ઉભેળો રે;
ભોજો ભગત કહે ઉવટી જાશે, પતંગ રંગ પીળો રે. આ છે૦ ૩

## ચાબખો. ૨૦ મો.

નર તમે શું રે રહ્યા નાચી, આગળ સરવાળે સાચી રે. ટેક.
નરે નારાયણની દેહ ધરી ને, ગળામાં ફાંશી રે;
ગુરૂગમ વિના ઘણાં ગોથાં, પછે ખુટલ જીવ ખાશો રે. નર૦ ૧

---

૧ ભવ–જન્મ. કોઇ જન્મમાં તે ભેળો થયેલો નથી–પ્રત્યેક જન્મે જૂદા જૂદા સંબંધ બંધાય છે. દુમેલો–દુર્મીલપણું. ઉડી ગયા પછી તે મળવાં કઠણ છે.

૨ નર ઇ૦—નર એમ જાણે છે કે આપણે હવે મનુષ્યદેહમાં નિર્ભય થયા છીએ કેમકે હજી અવસર (આયુષ્યનો કાળ) અધુરો છે–હજી ઘણું જીવવાનું છે, માટે ત્યારે ભક્તિ કરીશું અને તરીશું.

૩ જન્મ ઇ૦—જન્મ ધર્યો અને હરિને જાણ્યા વિના રહ્યા તો આખું દોરડું વણાઇ રહ્યા પછી ઉભેળવાનું થશે અથવા આખું વાવેતર થઈ રહ્યા પછી ઉભેળવાનું થશે. અર્થાત્ જન્મ મિથ્યા જશે અને ફરી નવો જન્મ આવશે ત્યારે તક મળશે. મનુષ્યદેહનું અસ્થાયીપણું બતાવે છે: ઉવટી ઇ૦—મનુષ્યદેહ એ પતંગના પીળા રંગ સરખો છે કે જે થોડા દહાડામાં ઉવટી જશે–ઉડી જશે.

૧ નર ઇ૦–હે નર! તમે સંસારની ખટપટમાં શું નાચી રહ્યા છો? આગળ સરવાળે (પરિણામે) સાચી (સાચી વાત હશે તે જણાશે). નરે ઇ૦—નર એજ નારાયણ છે; એમ છતાં અજ્ઞાનથી પોતાના ગળામાં કાળની ફાંશી રાખી રહ્યોછે. ગુરૂગમ—ગુરૂથી મળતી સમજણ. ખાશી—ખાશે.

સ્વપ્નાંતરના સુખમાં, બધી જગત રહી રાચી રે;
મન ગમતાં મર મંદિર બનાવો, ફરવણી પાછી રે. નર૦ ૨
અત્યાર પછી તો ઊડી જાવું, આ દેહ ધરી કાચી રે;
ભોજો ભગત કે' અમર કરી લિયો, જીવનને જાચી રે. નર૦ ૩

## ચાબખો ૨૧ મો.

રહે છે જગતમાં મા'લી રે, ભરાણી પાપતણી પાલી રે. ટેક.
ભામની મળી જાણે ભગવાન મળ્યા, એવી અંતરમાં વા'લી રે;
કામની કોઈ તારે કામ નહિ આવે, સુખ જાશે ચાલી રે. રહે૦ ૧
અલખ ધણીનાં ઓલગુડાં, એની ખેપ નહિ જાય ખાલી રે;
ભરમેથકા જીવ ભૂલી ગયા, તેને જમ જાશે ઝાલી રે. રહે૦ ૨
પેટ ચોળીને શૂળ નિપાયું ને, જીવને ઘાત ઘાલી રે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના ઠકરાઇ છે ઠાલી રે. રહે૦ ૩

---

૨ મર—ભલે! ફેરવણી પાછી—તે સરવે પાછાં ફરવાનાં છે—નાશ થવાનાં છે. ૩ ઊડી જાવું—મરી જવું. અમર કરી લિયો—(મોક્ષ પ્રાપ્ત કરીને). જીવન—હરિ અથવા મોક્ષ.

૧ પાલી—એ નામનું માપ. ૨ અલખ ધણી—પરમેશ્વર. ઓલગુડાં–ઓળગો. પરમેશ્વરની ઓળગો કરી હશે તો તેની ખેપ ખાલી નહિ જાય—એ મેહેનત નકામી નહિ જાય. ભરમે ઇ૦– સંસારના સુખમાં ભરમાઈને જે જીવ ઇશ્વરને ભૂલી ગયા છે તેને જમ ઝાલી જશે.

૩ પેટ ઇ૦–જીવ પોતે પોતાની મેળે ભ્રમણામાં પડીને મારું નથી તેને મારું માને છે અને સત્ય નથી તેને સત્ય માને છે, અને એ રીતે દુઃખી થાય છે, માટે તે પેટ ચોળીને શૂળ ઉત્પન્ન કર્યા બરાબર છે. વળી તેણે પોતાના અજ્ઞાનથીજ જન્મમરણરૂપી ઘાત તેને લાગુ પડી છે; વસ્તુતઃ તે મરતો કે અવતરતો નથી, માટે તેણે પોતેજ જીવને ઘાત ઘાલી છે. ભોજો ભગત કહે છે કે એમ જો થયું છે તો હવે ભજન કર્યા વિના બીજી બધી બાબતોની પ્રવીણતા એ ઠાલી ઠકરાઇરૂપ છે.

## ચાબખો ૨૨ મો.

રહેજો નેહતણે નાતે રે, વા'લો મારો નહિ [આવે વાતે રે]. ટેક.
રિદ્ધિ ઘણી હતી રાવણને, કેણે જાણી નહિ જાતે રે;
છળ છેતરુ કરો સામટો તોય, ઘણું નહિ થાય ઘાતે રે. રહે૦ ૧
આવો તે અવસર જાય છે, જો દીધા વિના દાતે રે;
ઉગ્યો તે હમણાં આથમશે, પછે રડવડશો રાતે રે. રહે૦ ૨
પ્રીત પ્રગટ થઇ પૂર્વ જન્મની, ભૂલશ મા ભ્રાંતે રે;
ભોજો ભગત કે' નયને હરિ નિર્ખ્યા, શામળિયો સ્વાંતે રે. રહે૦ ૩

---

૧ રહેજો ઇ૦--મારો વાહાલો વાતે (વાતો કરવા માત્રથી) નહિ આવે (તેનું દર્શન તમને નહિ થાય) માટે તેની સાથે નેહના નાતાથી રહેજો -તેના ઉપર પ્રેમ કરજો. રિદ્ધિ-રાવણને ઘણી રિદ્ધિ હતી પણ તે રિદ્ધિને જાતે (જતાં) કેણે જાણી પણ નહિ, કે ક્યાં ગઇ? છળ ઇ૦—તમે સામટો છળ કે છેતર (છેતરપિંડી) કરો તોય ઘાતે (ઘાવાથી) ઘણું થાય નહિ, (પણ હરિને આપવું હોય તેટલુંજ આપે છે). અથવા 'ઘાતે' હોય તો ઘાત કરવાથી ઘણું થનાર નથી.

૨ દાતે-દાતાએ. દાતાએ દાન દીધા વિનાનો આવો મનુષ્યદેહપ્રાપ્તિ રૂપી અવસર જાય છે તે તું જો. અર્થાત્ મનુષ્યજન્મ પામીને તેના સાર્થક રૂપ દાન ધર્મ તું કર. તું કહેશે કે શી ઉતાવળ છે? તોઃ ઉગ્યો ઇ૦--મનુષ્ય દેહરૂપી સૂર્ય ઉગ્યો છે તે હમણા (થોડાક કાળમાં) આથમશે-અર્થાત્ મૃત્યુ પામશો, અને પછી રાતે-પશ્વાદિ જન્મરૂપ અંધારામાં રડવડશો.

૩ પ્રીત ઇ૦--જો હરિ સાથે પૂર્વજન્મની પ્રીત પ્રકટ થઇ છે-તારૂં પોતાનું મૂળ આત્મસ્વરૂપ જાણીને તને આત્મા ઉપર પ્રેમ ઉપજે છે તો હવે ભ્રાંતે ભૂલીશ નહિ-હું પરમાત્માથકી જૂદો છું એવી ભ્રાંતિ રાખીને બીજી જગોએ હરિને શોધીશ નહિ અથવા વિષયલાલસામાં લપટાઇશ નહિ. તે હરિ ક્યાં છે? તોઃ ભોજો ભગત કહે છે કે શામળિયા હરિને સ્વાંતે-પોતાના અંતરમાં નયને-પ્રત્યક્ષ નિરખ્યા છે-જ્ઞાનદૃષ્ટિથી જોયા છે.

## ચાબખો ૨૩ મો.

દુનીઆ ડોલવા લાગી રે, જીવ તમે જુઓની જાગી રે. ટેક
ચળી ગયેલ તો સમજે નહિ, એને લત કોઇક લાગી રે;
ઓછા કુળમાં અવતરી, પછે મરી જાશો માગી રે. દુ૦ ૧
ગડે નગારાં મારા નાથનાં, નોબત પણ વાગી રે;
અલખ ધણી જ્યારે આંકશે, ત્યારે નહિ ઉગરો ભાગી રે. દુ૦ ૨
રેંણી વિના રામજી રીઝે નહિ, આ તો અમથી લેહે લાગી રે;
ભોજો ભગત કે' ગુરૂમતાપે, રહે તૃષ્ણાને ત્યાગી રે. દુ૦ ૩

## ચાબખો ૨૪ મો.

સેજે સૂતા જન જાગો રે, મુક્તિ હરિ કને માગો રે. ટેક.
બ્રહ્મના દેશમાં ભાવ બીજો નહિ, સંત ચરણે લાગો રે;
અનુભવે રામને ઓળખો, તમે તૃષ્ણાને ત્યાગો રે. સેજે૦ ૧

---

૧ દુનીઆ ૦—હે જીવ! તમે જાગીને (અજ્ઞાન દૂર કરીને) જુઓ કે દુનીઆ (મદથી) ડોલવા લાગી છે. જે (મદથી) ચળી ગયેલ છે તે સમજે નહિ, કેમકે એને કોઇક (માયાની) લત લાગી છે એથી શું પરિણામ થશે તે કહે છેઃ ઓછા ૦—એવી લતથી ઓછા (નીચા) કુળમાં અવતરીને પછી માગી માગીને (ભીખ માગીને અથવા સુખની વાંચ્છા કરી કરીને) મરી જશો.

૨ ગડે ૦—મારા નાથ (હરિ)નાં નગારાં ગડે છે (ગડગડે છે) અને તેની નોબત પણ વાગી છે અર્થાત્ વૃદ્ધાવસ્થા તને આવી છે અને સંત પુરૂષો પોકારી પોકારીને તને ઉપદેશ કરેછે. એમ છતાં તું નહિ ચેતે તો, અંલખ ૦—જ્યારે અલખ ધણી (પરમેશ્વર) તને આંકશે (નિશાનમાં લેશે—મતલબ કે તારૂં મોત નક્કી કરશે) ત્યારે તેનાથી ભાગીને તમે ઉગરવાના નથી.

૧ સેજે—શય્યામાં—મોહરૂપી પથારીમાં. ભાવ બીજો નહિ—બીજી ભાવના નથી જ્યાં બ્રહ્મ છે ત્યાં બ્રહ્મ વિના બીજું કાંઇ છે નહિ.

ચાબખડો સદ્ગુરૂતણો, જેને ગ્રેહે ઘણો લાગ્યો રે;
શુદ્ધ વિચારી સંસારિયાની, ભ્રમણાને ભાગો રે. સેજે૦ ૨
સેજતળાયું છોડી દિયો, ભાઇ ધર નો'તો ધાગો રે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, નર જાશે નાગો રે. સેજે૦ ૩

## ચાબખો. ૨૫ મો.

હરિજન હરખ કરી હાલો રે, આ તો ઠઠરો છે ઠાલો રે. ટેક.
ગોપિચંદને ગુરૂએ જ્ઞાન બતાવ્યું, સેજતળાઈ છોડી રે;
માન મેલી દિયો માનવીઓ, ભાઇ! આવરદા થોડી રે. હ૦ ૧
સોળસેં નગર જેને ગામ ગરાસા, ફકીરી ફરવા રે;
ઓળગ લીધી અલખ ધણીની, આપ ઉગરવા રે. હ૦ ૨
દેહની ઉપર ડાંગ ફરે છે, મરણતણી માથે રે;
ભોજો ભગત કહે જોર નહિ ચાલે, આ જનમથી જાતે રે. હ૦ ૩

---

૨ ચાબખડો—ચાબખો ( ઉપદેશરૂપી ). ગ્રેહે—અત્યંત પ્રેમાસક્તિથી. શુદ્ધ ઇ૦—જેને ગુરૂઉપદેશ દૃઢ થયો હોય, એવા પુરૂષો! તમે સંસારિયાની ( સંસારી જીવની ) શુદ્ધ( શુદ્ધિ )નો વિચાર કરીને તેની જન્મમરણરૂપી ભ્રમણાને ભાગો.

૩ તળાયું—તળાઇઓ. ધર—મૂળમાં—પ્રથમ. ધાગો—દોરો ( પણ ). નાગો—સમૃદ્ધિ છોડીને—કશું સાથે લીધા વિના. ભજન કર્યા વિના જેવો નાગો અવતર્યો તેવો નાગો જવાનો.

૧ આ ઈ૦—આ ( સંસાર ) તો ઠાલો ( મિથ્યા ) ઠઠરો ( ઠઠરો—આડંબર ) છે. માન મેલી દિયો—( ગોપીચંદની પેઠે ).

૨ સોળસેં ઈ૦—જેને ફકીરી લેઇને ફરવાનેમાટે સોળસેં ( અર્થાત્ અનેક ) નગરનો ગામ ગરાસ છે, તે પુરૂષે આપ ( પોતે ) ઉગરવાને—મોક્ષ પામવાને અલખ ધણીની ઓળગ લીધી—તેને ચરણે નમસ્કાર કર્યો મતલબ કે જેને મોક્ષની જરૂર હોય તેણે એમ કરવું. અથવા જેને એટલાં ગામ ગરાસ હતાં તોપણ તેણે ફરવાને ફકીરી લીધી.

૩ આ ઇ૦—આ જનમથી જાતે—આ જન્મ વીતી ગયા પછી જોર

## ચાબખો. ૨૬ મો.

મન તો રહ્યું માયામાં મોહ્ય, જીવ તું જાગી જગતમાં જોય. ટેક.
ભ્રમણા નથી ભાગી લેહે નથી લાગી, તો નહિ રીઝે ઓય;
વાત અગોચર રહી તે માંહી, ભૂલી ગયા સહુ કોય. મન० ૧
રત્ન અમૂલ્ય તુને માંડ મળ્યું છે, તે ખુટલ નાંખ્યું ખોય;
આ જનમ તો એળે ગયો, તેં સમરણ ન કર્યું સોય. મન० ૨
બીજ વાવ્યું જેણે બીડમાં, નર નિપજમાં કે દી નો'ય;
ભોજો ભગત કે' ભજન કર્યા વિના, કામી ન ગયા કોય. મન० ૩

## ચાબખો. ૨૭ મો.

મૂરખને કઇ પેરે સમજાવું, ભાઇ ! એને નિશ્ચે નરકમાં જાવું ! ટેક.
સવળું કહેતાં અવળું લાગે, કૈ'ને મદઇ થાવું;
વાદ કરે ને વઢતા ધ્રોડે, એને અમૃત તજીને વિષ ખાવું ! મૂ० ૧
ખાટકી વાંસે ઘેટો ચાલ્યો જાય, મા'જન જાણે મૂકાવું;
ઇંદ્રિય સ્વાદે અવળો હાલે, તેને ઉંધે મસ્તક ટીંગાવું ! " ૨
સનેપાતનો ચાળો થયો, એને ઝાઝું ઓસડ શું પાવું;
ભોજો ભગત કહે પ્રગટ પારખું, પીતળમાં શું તાવું ! " ૩

---

ચાલશે નહિ–મુક્તિ પામવાનો યત્ન કરાશે નહિ. અથવા મરણની ડાંગ ફરે છે, માટે આ જન્મથી જતાં–નાશ પામતાં જોર ચાલનાર નથી.

૧ મોહ્ય-મોહીને. ભ્રમણા–( અસત્‌ને વિષે સદ્‌બુદ્ધિરૂપ ) લેહે–( હરિ સાથે ). ઓય–એ હરિ. અગોચર ( ઇંદ્રિયોને અગમ્ય ).

૨ યત્ન–( દેહરૂપી ) માંડ–સેહેજમાં. ખુટલ–વિશ્વાસઘાતી–મૂર્ખ. એળે–વૃથા. સોય–તે ( તેનું ). ૩ બીજ–( કર્મરૂપી ). બીડ–( દેહરૂપી ). નિપજમાં–દેહ ધરીને જે કર્મરૂપી બીજ વાવ્યું છે તે, હે નર ! ક્યારે નીપજમાં નથી આવવાનું ? અર્થાત્ તે નીપજશેજ. ગયા–તરી ગયા.

૧ કૈ'ને ઇ૦–કહીને મદઇ( મદવાળા–દુશમન )થાવું. ધ્રોડે–દોડે. ૨ ઇંદ્રિય

## ચાબખો ૨૮ મો.

ઉત્તમ જન્મ આવ્યો છે, જીવ તું વેળા વરતી લે. ટેક.
વેંઢ્યે વઢ્યો' તો કાચબો, સાયર છાંડીને;
*આંધ્રણમાંથી ઉગારિયો, એને માથડે વુઠો મે'. ઉત્તમ૦ ૧
ભવની ભાગી મટયું અંધારૂં, દિનકર ઉગ્યો દિને;
ગોકુળિયું ધન્ય ગોવર્દ્ધન, ધન્ય ગોપિયું ના ને'. ઉત્તમ૦ ૨
તન મન ધન સદ્‌ગુરૂને, ચરણ દયા કરી દે;
ભોજો ભગત કહે ભાગી જાશે, ભવસાગરનો ભે. ઉત્તમ૦ ૩

## ચાબખો ૨૯ મો.

મન તું હજી શીખામણ માન, એક દી ચલવું છે સમશાન. ટેક
લખ ચોરાશીમાં અવતર્યા ને, ખરી તેં ભોગવી ખાણ;
એ તો અવગુણ અતિઘણો, એક હરિ ભજ્યા વિના હાણ. મ૦ ૧
ભજન કરો તો ભય મટે, સંત શબ્દ ધરજો કાન;
અમરદેવને આરાધી લેજો, સમજ સદ્‌ગુરૂની સાન. મ૦ ૨

---

ઈ૦--પણ ઘેટા તો ઈંદ્રિયોના સ્વાદમાં લોભાઈને મહાજનની ઈચ્છાથી અવળો (ખાટકી પાછળ) હાલે (ચાલે છે), કેમકે તેનું તો ઊંધે મુસ્તક ટીંગાવું છે!

૧ ઉત્તમ જન્મ-( મનુષ્યદેહરૂપી ). ૨ ભવની ઇ૦-હરિ ઉપર પ્રેમ થવાથી ભવની—આખા જન્મની ( ભાવટ ) ભાગી, અને અજ્ઞાનરૂપી અંધારૂ મટયું. કેમકે હરિ ઉપરના પ્રેમથી દિને ( દિવસે-અજ્ઞાનરાત્રીના અભાવ સમયે ) જ્ઞાનરૂપી દિનકર ( સૂર્ય ) ઉગ્યો છે. હરિ ઉપર જેણે પ્રીતિ કરી તેને વખાણે છે: ગોકુળિયું ઇ૦-ગોકુળગામને અને ગોવર્દ્ધન પર્વતને ધન્ય છે તથા ગોપિયું ( ગોપીઓ )ના ને'( નેહ-સ્નેહ અથવા વાસ )ને ધન્ય છે.

૧ ખાણ-ગર્ભાશયરૂપી. ૨ સંત શબ્દ-સંત પુરૂષે આપેલો ઉપદેશ સાન-ઈશારત. સદ્‌ગુરૂનો ઉપદેશ એ ઇશારત જેવો હોય છે, તેને તું સમજ.

શુદ્ધ વિચારીને ચાલજો ભઈ, રહેવું પડશે રાન;
મૂઆ પછી નથી માણવું, વાંસે સગાં કરે સ્નાન. મ૦ ૩

રાજા પરિક્ષિત પામિયો, ભુવનપતિ ભગવાન;
સાત દિવસ સાંભળ્યું એવું, ગોવિંદકેરૂં જ્ઞાન. મ૦ ૪

પ્રેમ પદને પામવા, તું મેલી દે મનની તાણ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, ભક્તિ છે નિર્વાણ. મ૦ ૫

## ચાબખો ૩૦ મો.

ભવમાં ભજન કરી લે મન ભાઇ, અંતરમાં કયાં રે રહ્યા ઉઝાઇ. ટેક

સગાં કુટુમ્બને પરિવારા, એ કૂડી છે સગાઇ;
મુઆ પછી માનવીઓ વાંસે, કર્મની છડશે કાઇ. ભવમાં૦ ૧

કામ ક્રોધ કાયાને ખાશે, ભોયંગ ભિતર ભાઇ;
સુરાપાનની અંદર મળતાં, ઉઠે અચાનક લાઇ. ભવમાં૦ ૨

નિર્ભે નાર મંદોદરી મીરાં, ચાલી કર્માબાઈ;
પીપા પ્રલ્હાદ ધ્રુવ અમરીખા, નરહર સેના નાઇ. ભવમાં૦ ૩

---

૩ શુદ્ધ વિચારીને-શુદ્ધિ રાખીને-સાવધ થઇને. રાન-માયા વિનાના ઉજાડ પ્રદેશમાં. અર્થાત્ માયાના વિષયભોગ તજવા પડશે. માણવું-ભોગવવું.

૪ ભુવનપતિ ઇ૦—ભુવનપતિ એવા ભગવાનને પામ્યો. જ્ઞાન-શ્રીમદ્ ભાગવતરૂપી. ૫ તાણ-વિષય તરફનું ખેંચાણ. ભક્તિ ઇ૦—ભક્તિ એજ નિર્વાણ ( મોક્ષ ) છે-અથવા મોક્ષરૂપ ભક્તિ છે.

૧ ભવમાં-સંસારમાં. મન-મનથી. ઉઝાઇ—ઉજમાઈ ( માયા સુખમાં ). કર્મની ઇ૦--કર્મેજ દેહને છડશે-ખૂંદી નાખશે. કાઇ ( કાયા-દેહ ).

૨ ભોયંગ-સર્પ ( કામ ક્રોધરૂપી ). સુરાપાન ઇ૦-સુરાપાનની અંદર મળતાં-અર્થાત્ સુરાપાન કરવાથી અચાનક લાઇ-લાહ્ય ઉઠે છે: મતલબ કે કામ અને ક્રોધરૂપી સર્પ તો અંદર રહેલા છે તેમાં માયારૂપી સુરાપાન મળતાં તત્કાળ લાહ્ય ઉઠે છે.

૩ માટે હરિભક્ત એજ નિર્ભય છે. તે હરિભક્તોમાંથી કેટલાકનાં નામ

અતિ સુખ આવે શામ સમરતાં, મેલી દે મમતા માઈ;
પળ ઘડીમાં પાછું વળવું, જેમ વંટોળિયો વાઈ. ભવમાં૦ ૪
અવસ્થા પહોચી ને ઊઠી ચાલ્યા, સુરનર ગયા સમાઈ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, શામળિયો સુખદાઈ. ભવમાં૦ ૫

## ચાબખો ૩૧ મો.

જીવનું જતન કરી જાણો રે, આત્મા દુઃખેથી દુભાણો રે. ટેક.
વિભીષણને હરિ ભેટિયા, જો સાચવિયો ટાણો રે;
હુંપદ કરીને હારિ ગયો, રાવણ ત્યાં રાણો રે. જીવ૦ ૧
માંડયું હશે તે નહિ મટે, શ્યામ ધણી શાણો રે;
સર્વે સગાં મળી પે'રી ગયાં, વડસાસુને પાણો રે. જીવ૦ ૨
ચંચળ મનવો ચો દશે ચાલે, તેને એક ઘેર આણો રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, એ ડરવા ઠેકાણો રે. જીવ૦ ૩

---

ગણાવે છેઃ નિર્ભે ૪૦–મંદોદરી, મીરાં અને કર્માબાઇ, એ નારીઓ હરિભજન-વડે નિર્ભય થઇને ચાલી ગઇઓ છે. પુરૂષભકતોઃ–પીપો, પ્રલ્હાદ, ધ્રુવ, અમરીખા (અંબરીષ), નરહર (એ નામનો ભક્ત) અને સેના નાઇ (સેનો હજામ)

૪ મમતા માઇ–મમતા ( મારાપણું )રૂપી માતાને પળ ઘડીમાં—પળમાં કે ઘડીમાં. પાછું વળવું—મૃત્યું પામવું. વાઇ–વાયુ. જેમ વંટોળિયો વાયુ ( અથવા વંટોળિયો વાઇને ) પળમાં કે ઘડીમાં પાછો ફરે છે તેમ.

૫ અવસ્થા પોહોચી–વૃદ્ધાવસ્થા આવી પોહોચી. ઊઠી ચાલ્યા–મરણ પામ્યા.

૧ ટાણો–સમય. ૨ માંડયું હશે–પ્રારબ્ધમાં લેખું માંડેલું હશે તે. તેના ઉદાહરણમાટે નરસિંહ મેહેતાની દીકરીના મોસાળાનું ઉદાહરણ આપે છેઃ સર્વે ૪૦–૨૫૯ છે.

૩ એક ઘેર–એક ઠામે. ઠેકાણો–ઠેકાણું.

## ચાબખો ૩૨ મો.

સુરતી શામશુ સાંધો રે, રક્ષા રામની બાંધો રે. ટેક.
નામ સ્વરૂપી નાવ બન્યું છે, ઉતરવા કાંધો રે;
બહુનામીશુ બાળપણાની, બેલ્ય લઇ બાંધો રે. સુરતી૦ ૧
મનખા પદારથ માંડ મળ્યું છે, હવે નથી વાંધો રે;
આ અવસર છે અભે થયાનો, નાંગલ તુરતનાં નોધો રે. સુરતી૦ ૨
પરીક્ષિત કથા કાને સાંભળતાં, કાળે ન ખાધો રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, લક્ષ્મીવર લાધ્યો રે. સુરતી૦ ૩

## ચાબખો ૩૩ મો.

રેણી હૃદયમાં રાખો રે, નાગળ નિશ્ચયતણા નાખો રે. ટેક.
બાંધી હોય તે લક્ષ લિયે, ભાઈ ઉઘાડી કાં નાખો રે;
બોલિયે એટલું બાહાર પડે છે, દલની મત દાખો રે. રેણી૦ ૧

---

૧ સુરતી–અંતર્વૃત્તિ. કાંધો–કીચડ. બહુનામી–ઘણાં નામવાળા હરિ. હરિ સાથે બાળાપણાની બેલ્ય (મિત્રાઇ) બાંધો. (બાળપણની મિત્રાઈનો સ્નેહ અધિક હોય છે).

૨ મનખા ઇ૦—મનખા (મનુષ્યપણા) રૂપી પદાર્થ માંડ (સેહેજ) મળ્યું છે. અભે–અભય–ભયરહિત. નાંગલ ઇ૦—તુરતનાં (અંતર્વૃત્તિનાં) નાંગલ (લંગર) નોંધો–અંતર્વૃત્તિ હરિમાં ઠરાવીને સ્થિર થાઓ.

૩ પરીક્ષિત ઈ૦—હરિની કથા કાને સાંભળવાથી પરીક્ષિતને કાળે ખાધો નહિ–મુકિત પામ્યો. લાધ્યો–મળ્યો.

૧ રેણી–વર્તન. નાગળ–લંગર. 'બાંધી મૂઠી લાખની' એ કહેવતનો અનુવાદ કરે છેઃ બાંધી ઈ૦—મુઠી બંધ કરેલી હોય ત્યાં સુધી તેની કીમત લક્ષ રૂપિયાની થાય છે, તેમ બ્રહ્મજ્ઞાનની વાત ગુપ્ત હોય ત્યાં સુધી તેનો ભાર રહે છે. મૂર્ખ જીવોને બ્રહ્મજ્ઞાન ખુલ્લું કરી બતાવતાં તેની કીમત તેઓ સમજતા નથી, માટેજ અનધિકારીને બોધ ન કરવા વિષે કથન કરેલું છે. બાહાર પડે છે–ઉઘાડું થાય છે–નકામું જાય છે. માટે દલની–(દિલની–મનની)

અવળું બોલે અપરાધ[2] પડે છે, અસત્ય કાં ભાખો રે;
પૂરણ હરિને પામવા, તમે પ્રેમરસ ચાખો રે. રેણી• ૨
પેટ ચોળીને શૂળ ઉપાયું, જીવને કરો જોખો રે;
ભોજો ભગત કહે ભૂલી ગયા તેનો, ધરિયે નહિ ધોખો રે. રેણી• ૩

## ચાબખો ૩૪ મો.

પિયાલો પીને થયા ચકચૂર, ત્યારે તનમાં વાગ્યાં તૂર. ટેક.
મનથી ન ડરે મુઆથકી, મર ઘોડે દીધાં ખૂર;
અચાનક ના ઉતર્યો, પછે દળ કીધું લઇ દૂર. પિયાલો• ૧
દળ કોપે મર દહીતુંતણાં, તોય પ્રેમ તરવાને પૂર;
પાછાં પગલાં નહિ કરે, એ તો હાલશે ધણી હજૂર. પિયાલો• ૨

---

ચાત મત દાખો ( ન કહો ).

૨ અપરાધ પડે છે–અપરાધ થાય છે. ૩ પેટ ઇ૦—( પાછળ થઇ ગઈ છે ). જોખો–જોખમ. ભોજો ઇ૦—ભોજો ભગત કહે છે કે, મનુષ્ય જન્મ ધરીને મુકિત પામવાનો ઉપાય કરવાનું ભૂલી ગયા તેનો ધોખો ( કાળજી ) મનમાં ધરિયે નહિ ! અર્થાત્ જો કાળજી ધરિયે નહિ તો તેથી અહિત છે.

૧ પિયાલો ઇ૦-પ્રેમરૂપી પ્યાલો પીવે જ્યારે ચકચૂર ( તલ્લીન ) થયા ત્યારે તનમાં તૂર વાગ્યાં—તુરીઓ વાગવા લાગી–આનંદ થયો. મનથી ઇ૦–મર ( ભલેને ! ) ઘોડે ખૂર ( ખરીઓ ) દીધાં હોય–ઘોડેસ્વારોએ આવીને દબાવ્યો હોય–કામ ક્રોધાદિક શત્રુઓએ જેર કર્યો હોય તથાપિ તેમની સાથે લઢતાં જે મનમાં મરવાથી ડરતો નથી. અચાનક ઇ૦–જે કામાદિ શત્રુઓના દળમાં અચાનક ઉતરતા નથી તેમના કબજામાં એકાએક આવતા નથી. પણ વિચાર કરીને પછે તેમના દળને લઇને દૂર કરે છે–વિચાર અને વિવેકથી કામાદિને જીતે છે.

૨ દહીતું–દૈત્યો ( ક્રોધ, લોભાદિક ). પૂર–વિષય વાસનારૂપી પૂર. ક્રોધાદિક દૈત્યોનાં દળ મર (છોને) કોપે, તોય જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેને તે વિષયવાસનારૂપી પૂર તરી જવાનો પ્રેમ ( ઉત્સાહ ) છે. હાલશે–ચાલશે–જશે.

અગ્નિમાં ઓર્યા ઉગરે, એને શું કરે કળિયુગનું પૂર;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, નયણે વરસે નૂર. પિયાલો૦ ૩

## ચાબખો ૩૫ મો.

મૂરખો મોહને ઘોડે ચઢે રે, માથે કાળ નગારાં ગડે. ટેક.
હરિજન હોય તેની હાંશી કરે, જીવ અવળું બોલી લડે;
એકલો હોય તોય અભાગિયો, નવ ગ્રહની ગોડે નડે. મૂ૦ ૧
પરતરિયાશું પ્રીતિ કરૂં, એવા ઘાટ ખોટા ઘડે;
ભોગ દેખીને જીવ થાય ભૂરાયો, જેમ પતંગ દીપકમાં પડે. „ ૨
ત્રણે અવસ્થા ગઇ તૃષ્ણામાં, પછે કાળે કીધો કડે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, જમના જોડા જડે. „ ૩

## ચાબખો ૩૬ મો.

જગમાં મે'તણી માયા રે, જેણે નવખંડ નિપાયા. ટેક.
પૃથ્વી ઉપર પરજન્ય મોટો, જેથકી કાયા રે;
સગાં કુટુમ્બી કોય કેના નથી, બેહેન ને ભાયા રે. જગમાં૦ ૧
કર્યું ન થાય કોઇનું, પણ દુર્મતિ ડા'યા રે;
ધરાનું ધોંસરૂં કાંધે ધર્યું, ધન્ય ગૌતણા જાયા રે. જગમાં૦ ૨

---

૩ અગ્નિમાં ઇ૦—જે પુરૂષોને કામરૂપી અગ્નિમાં ઓર્યા છતાં ઉગરે છે (બળી જતાં નથી), તેને કળિયુગનું પૂર (કળિકાળના દુષ્ટ ભાવો) શું કરે? નૂર—તેજ—કૃપારૂપી તેજ.

૨ ભૂરાયો—અતિ આસક્ત. ૩ ત્રણે અવસ્થા—બાળાપણ, જુવાની અને વૃદ્ધાપણ. કડે—કડે બાંધ્યો—કબજે કર્યો.

૧ પરજન્ય—મેહ. ભાયા—ભાઈ. ૨ દુર્મતિ—દુષ્ટ બુદ્ધિવાળા. ડા'યા—ડાહ્યા થાય છે કે અમેજ કરીએ છીએ. ધરા—પૃથ્વી. ધોંસરૂં—ઝુંસરૂં. કાંધે—ખાંધે. ગૌતણા જાયા—ગાયના પુત્ર—બળદ.

સૌને ભીખારી શામળિયાનાં, રંક ને રાયા ;
ભોજો ભગત કહે ભેદ સમજ્યા તે, ધરે ને ધાયા રે. જગમાં૦ ૩

## ચાબખો ૩૭ મો.

હવેં હું તો માન ગયો મેલી રે, વા'લા મારી વા'ર કરો વે'લી. ટેક
તમે મળ્યા વિના મરી ગયા, કરો આનંદની હેલી રે;
કર્મનાં બંધન કાપી નાખો, થાય દયાતણી ડેલી રે. હવે૦ ૧
તમે તમારૂં બિર્દ સંભાળો, હું ખરૂં નથી ખેલી રે;
બાનાતણી પત રાખજો, કાંઇ પ્રીતિ નથી પે'લી રે. હવે૦ ૨
સાચાતણી પત રાખો શામળિયા, થાજો બુડથલના બેલી રે;
ભોજો ભગત કહે આવો અંતકાળે, હવે સનંદ છે છેલ્લી રે. હવે૦ ૩

---

૩ ભેદ–સર્વે પ્રાણીઓ હરિનું આપ્યું ખાયછે અને તેની આશા કરે છે. તે મેઘના દૃષ્ટાંતથી બતાવીને ભોજો બોધ કરે છે કે, એટલામાટે બીજી બધી તૃષ્ણા તજીને તેનીજ ભક્તિ કરવા રૂપ ધર્મ આચરવો.

૧ માન ૯૦–હવે મેં માન છોડી દીધું છે. વા'ર–સહાય. તમે ઈ૦–હે હરિ ! તમે અમને મળ્યા નહિ તો અમારૂં જીવવું તે મરવા બરોબર છે. ડેલી –હવેલી ( ખડકી ).

૨ બુદ્ધિમાં તદ્રૂપ થયેલો જીવ પોતાને બુદ્ધિરૂપે માની કહેછે: ખરૂં ઈ૦– મેં જે સંસારમાં ખેલ કર્યો છે તે ખરો નથી કર્યો —અર્થાત્ ખોટા સંસારને સાચો માનીને મેં ભોગ ભોગવ્યા છે તે વ્યર્થ છે. કાંઇ ૯૦–તમારી સાથેની મારી આ પ્રીતિ કાંઈ પેહેલવેહેલી ( નવી ) નથી, પણ જૂની છે–જીવ એજ મૂળ પરમાત્મારૂપ હોવાથી તેની સાથનો તેનો સંબંધ પ્રાચીન છે, એ ભાવ છે.

૩ બુડથલ—મૂર્ખ. સનદ ૯૦–આ મનુષ્યદેહ એ છેલ્લી સનંદ ( મુક્ત થવાનો પટ્ટો ) છે–અર્થાત્ છેલ્લો જન્મ છે–એ જન્મે જો ન તર્યા તો પછી ચોરાશી લક્ષ ફેરા ફરવા પડશે.

## ચાબખો ૩૮ મો.

રૂડા હૃદે બિરાજે રામ, તેનું નેમે જપિયે નામ. ટેક.
ભીતરથકી જીવ ભેદ્યા નહિ ને, કેમ કરી છૂટશો કામ;
ભોગ ન પામે નિર્ધના, જેની ગાંઠે નહિ એક દામ. રૂડા૦ ૧
પ્રથમ પડદા પરા કરોને, ધરો અંતરમાં ધ્યાન;
નયણે નિરખો નરહરિ, તમે મેલોની મનનું માન. રૂડા૦ ૨
પ્રથમ આવ્યા પત રાખવા, ગુરૂતણે જ્ઞાન;
ભોજો ભગત કહે ચાલી આવ્યા, છાપું દેવા શામ. રૂડા૦ ૩

## ચાબખો ૩૯ મો.

શિરપર શિખર લઇ ધાર્યો રે, ઇંદ્રમાન ઉતાર્યો રે. ટેક.
બ્રહ્મા ભૂલ્યો ભ્રમેથકી, હુંપદ કરી હાર્યો રે;
મથુરા નગરમાં મા'વજી લઇ, મામાને માર્યો રે. શિર૦ ૧
અંબરીષ કારણ અવતરી ને, ત્રિલોચન તાર્યો રે;
અહલ્યા શીલા આળશી, એનો શાપ નિવાર્યોરે. શિર૦ ૨

---

૧ નેમે-નિયમ પૂર્વક. ભીતર ઈ૦-હે જીવ તમે અંતરથી ભેદાયા નથી-પલળ્યા નથી—સમજ્યા નથી. ૨ પડદા-આવરણ (માયાનાં).

૩ પ્રથમ ઈ૦—શામ (હરિ) પ્રથમ ગુરૂના જ્ઞાનરૂપે પત રાખવાને આવ્યા અને પછી પોતાનો કરીને છાપાં દેવાને આવ્યા.

૧ શિર ઈ૦—કૃષ્ણે ઇંદ્રનો મદ હરવામાટે સાત દિવસ સુધી ગોવર્ધન પર્વતને ઉંચકી રાખ્યો હતો અને ઈંદ્રનું માન હર્યું હતું, તે વિષે કહેછે: શિર ઈ૦-સ્પષ્ટ છે. શિખર-ગિરિરાજનું શિખર—ગોવર્ધન પર્વત. ઇંદ્રમાન—ઈંદ્રનો માન. (માન શબ્દ મૂળ પુલ્લિંગે છે.) બ્રહ્મા ઈ૦—(વાછરડાં હર્યાં ત્યારે). એ બન્ને કથાઓ ભાગવતના દશમસ્કંધમાં છે. મા'વજી—કૃષ્ણ. લઈ—ઝાલીને. મામાને-કંસને.

૨ ત્રિલોચન-એ નામના ભકતને. (ભકતવિજય જુઓ). અહલ્યા ઈ૦—ગૌતમના શાપથી અહલ્યા શીલારૂપ થઇ હતી તેને રામાવતાર વખતે પગનો સ્પર્શ કરીને તેનો શાપ દૂર કર્યો. આળશી-મટી ગઇ.

ભવસાગર તો મોહજળ ભરિયો, નીર છે ખારો રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, હવે ઊતરિયે આરો રે. શિ૨૦ ૩

## ચાબખો ૪૦ મો.

શું રે સ્વાર્થ કરો સામટો, ધન તો ધણીનું કહેવાય રે. ટેક.
કોટિ જતન કરી જાળવો, જનારૂં હોય ત્યાં જાય રે;
લખ્યું વિધાતાનું લોઢવું, માંડયું મિથ્યા નહિ થાય રે. શું રે૦ ૧
એક પોઢચો જાય પાલખીમાં, એક ઈંધિણમાં અથડાય રે;
પોઢચાનો પ્રભુ કાંઇ નથી ઓશિયાળો, એ તો ખેડયું પ્રમાણે ખાય રે. શું રે. ૨
સારી મંગાવો સુખડી, લઇ પ્રેમેશુ પીરસાયરે;
કર્મના હીણા જીવ કયાંથી ખાશે, ભૂખ્યો નહિ ધરાય રે. શું રે૦ ૩
સાધુને શુકને ને ગુરૂજીને વચને, ચરણ હરિના સા'ય રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે તો, અમરપટો લખાય રે. શું રે૦ ૪

---

૩ આરો-મનુષ્ય દેહરૂપી આરો (કાંઠો) જોઈને મોહજળથી ભરેલ ભવસાગરને ઉતરીએ.

૧ લોઢવું ઇ૦-વિધાતાએ જે લોઢવું-પીલાવું લખ્યું હશે, તે માંડેલું મિથ્યા થનાર નથી.

૨ ઈંધિણ—લાકડાં. પોઢચાનો—જે પાલખીમાં પોઢીને જાય છે તેને કાંઇ પ્રભુ ઓશિયાળો નથી કે જેથી તેને એવો વૈભવ આવ્યો છે, અને જે લાકડાંમાં અથડાય છે તેનો કાંઇ પ્રભુ દુશ્મન નથી કે તેને દુઃખ આપ્યું છે. પણ એ તો ખેડયું પ્રમાણે ખાય છે—જે પ્રમાણે ખેડચો કરી છે તે પ્રમાણે લણે છે—જેવાં કર્મ પૂર્વે કર્યા છે તે પ્રમાણે ભોગવે છે.

૩ કર્મના હીણા—હીનભાગ્ય. ભૂખ્યો ઇ૦—જો તેના પ્રારબ્ધમાં નહિ હોય તો તે ભૂખ્યોજ રહેશે—ધરાશે નહિ.

૪ શુકને ઇ૦—સાધુના શુકન જોઈને—તેમનો સમાગમ કરીને. અથવા શુકને-સખુને—વચનથી. અમરપટો-મુક્તિરૂપી લેખ.

## ચાબખો ૪૧ મો.

દુનિયા ભરમાવા ભોળી, ચાલ્યો બાવો ભભૂતિ ચોળી રે. ટેક.
દોરા ધાગા ને ચીઠી કરે બાવો, આપે ગુણકારી ગોળી રે;
અનેક જાતના એવા બને છે, કોઇ કણબી કોઇ કોળી રે. દુ૦ ૧
નિત્ય નિત્ય દર્શન નિયમ ધરીને, આવે તરિયાતણી ટોળી રે;
માઈ માઈ કહી માન દિયે પણ, હૈયે કામનાની હોળી રે. દુ૦ ૨
ચેલા ચેલીને ભેળા કરી બાવો, ખાય ખીર ખાંડને પોળી રે;
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળી રે. દુ૦ ૩

## ચાબખો ૪૨ મો.

જોઇ લ્યો જગતના બાવા, ધર્યા ભેખ ધૂતિને ખાવા. ટેક.
પ્રેમદાઓ ઘણી પાણી ભરે ત્યાં, નિત્ય નિત્ય બાવો જાય નાવા રે;
રાંડી છાંડી ઘેર નર ના હોય તો, બાવોજી બેસે ગાવા રે. જો૦ ૧
લોકોનાં છોકરાં તેડી રમાડે, બાવો પરાણે પ્રીતડી થાવા રે;
ગૃહસ્થની સ્ત્રી જ્યારે રોસાય છે, ત્યારે બાવોજી જાયછે મનાવા રે. જો૦ ૨
સિદ્ધાઇ દેખાડી શાણાં સમજાવે, પણ હવાલ છે હાવા રે;
રાખો ચોળી પણ રાંડોના રસિયા; ખોળે હરામનું ખાવા રે. જો૦ ૩
ધૂપ કરીને ધ્યાન ધરે બાવો, ભોળાંને ભરમાવા રે;
ભોજો ભગત કહે ભાવે સેવો એને, જમપુરીમાં જાવા રે. જો૦ ૪

## ચાબખો ૪૩ મો.

રે મેં દુઃખ દુનિયાનાં ભાળી, પરણી નારી પિયેર મેલી વાળી રે. ટેક.
એકજ માગે ભમઇડોને, બીજો તે માગે જાળી રે;
ત્રીજો રે કહે મને ડગલી શીવડાવો, ને ચોથો લેછે પેટપાળી રે. મેં૦ ૧

---

૧ દંભી બાવાઓના દંભ વર્ણ્યું છેઃ દુનિયા ઇ૦—રપષ્ટ છે. એવા—એવા બાવા. ૨ તરિયા—સ્ત્રીઓ.

૧ સંસારી સુખમાં વૈરાગ્ય ઉપજાવવાને કુભાર્યાને વર્ણ્યું છેઃ રે ઇ૦—સ્પષ્ટ છે.

કડલાં ઘડાવું ત્યારે કાંબીઓ રે માગે, ને વીંટી ઘડાવું ત્યારે વાળી રે;
આઠજ પોહોર મને જંપવા ન દે, એનાં પાંજરિયાં મેલ પર જાળી રે. રે મેં. ૨
વઢતી રે સૂવે ને વઢતી રે ઊઠે, કજીયામાં છે કારી રે;
ઊજળાં મુખ એનાં કદિયે ન દીઠાં, એ તો આઠે પોહોર ઓશિયાળી રે. રે મેં. ૩
બારણે રે આવ્યા પાંચ પરૂણા ને, ધઇને તે ઘરમાં પેઠી રે;
છોકરાંને તો ધમચી મચાવે ત્યારે, ચૂંટલા લે છે તાણી તાણી રે. રે મેં૦ ૪
પટોળાં લઇને મેં તો પિયર વળાવી, ને દુઃખડાં મેલ્યાં ટાળી રે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, કદીએ ન પરણું આવી નારી રે. રે મેં૦ ૫

---

૨ પાંજરિયાં–પાંજરાં–છૈયાંછોકરાં. ૩ કારી–ખરેખરી. ઉજળાં–હસતાં -આનંદમય.

૪ ધમચી—ધમાચકડી. ( આ પદ માયારૂપી સ્ત્રીને પણ લાગુ કરવામાં આવે છે. )

